પરોપકારાય સતા વિભૂતય

ગ્રંથાંક ૫૭

# દંડક પ્રકરણ

તથા

# જંબુદ્વીપ સંગ્રહણી પ્રકરણ સાર્થ

---


પ્રકાશક

સદ્ગત શેઠ વેણીચંદ સુરચંદ સંસ્થાપિત

**શ્રી જૈન શ્રેયસ્કર મંડળ**

—મહેસાણા.

આવૃત્તિ ૧ લી પ્રત ૨૦૦૦

વીર સં ૨૪૫૪ વિક્રમ સં ૧૯૮૪ સને ૧૯૨૮

મૂલ્ય, ૦-૧૨-૦

# પ્રસ્તાવના.

---

અમારા તરફથી નવ તત્ત્વ પ્રકરણ સાર્થ છપાયે બારેક માસ થયા તે ગ્રંથની પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે દંડક પ્રકરણ તથા જંબુદ્વીપ સંગ્રહણી પ્રકરણ શ્રી પરમાત્માની કૃપાથી અમારી ગ્રંથમાળાના ૫૭ મા મણકા તરિકે પ્રસિદ્ધિમાં મૂકતાં અમને હર્ષ થાય છે

આ ગ્રંથ પણ શ્રી સિનોર નિવાસી **માસ્તર ચંદુલાલ ન્હાનચંદ** પાસે 'નવ તત્ત્વ'ની શૈલીએ લખાવવામાં આવ્યો છે તેથી તે પણ સંક્ષેપરૂચિ અને વિસ્તારરૂચિ ઉભય પ્રકારના અધિકારીઓને ઉપયોગી થઇ પડશે, એવી અમારી ધારણા છે

દંડક પ્રકરણમાં ૨૪ જીવભેદને ૨૪ દંડક તરીકે ઓળખાવીને તે પ્રત્યેક જીવભેદ રૂપ દંડકમાં શરીર અવગાહના આદિ ૨૪ દ્વારનો ( ૨૪ વસ્તુનો ) સંબંધ દર્શાવ્યો છે ૨૪ જીવભેદને ૨૪ दण्डक શબ્દથી ઓળખવાનું પ્રયોજન દંડકની પીઠિકામાંજ કહ્યું છે જીવ અને કર્મના તત્ત્વજ્ઞાનમાં જૈન સિદ્ધાન્તોમાં અનેક સ્થાને જે ૨૪ દંડકમાં અનેક દ્વારો સમજાવેલા છે તેનાજ સંક્ષિપ્ત ઉદ્ધાર રૂપ આ દંડક પ્રકરણની રચના છે વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ (શ્રી ભગવતીજી) સૂત્રમાં તથા શ્રી પ્રજ્ઞાપનાજી સૂત્રમાં ઘણોજ ભાગ એ ૨૪ દંડકોના સ્વરુપથી વ્યાપ્ત છે, અને તે અનુસારેજ આ પ્રકરણમાં ૨૪ દંડકો કહ્યા છે વર્ત્તમાન સમયના અભ્યાસ ક્રમમાં જે ૪ લઘુ પ્રકરણો ચાલે છે, તેમાનું આ ૩ જુ પ્રકરણ ગણાય છે મોટા પ્રકરણો બૃહત્સંગ્રહણી આદિ તથા તેથી આગળના મોટા ગ્રન્થો અને સિદ્ધાન્તો સમજવાને આ લઘુ દંડક પ્રકરણ એટલું બધું ઉપયોગી છે કે તેનો પગલે પગલે ખપ પડે છે બૃહત્સંગ્રહણી મોટા પ્રકરણના અભ્યાસ પહેલાં તેનાજ

સક્ષિપ્ત સ્વરૂપવાળુ આ લઘુ પ્રકરણ જો ભણવામા આવે તો તે બૃ૦ સગ્રહણીનો અભ્યાસ પણ સુગમ થાય છે

જૈન દર્શનમા ખગોળ અને ભૂગોળનુ જે સ્વરુપ દર્શાવ્યુ છે, તેમા जवुद्वीप समग्रहणी પ્રકરણ જૈન દર્શનની ભૂગોળનોજ એક અશ છે શ્રી જૈન સિદ્ધાન્તોમા સર્વજ્ઞોએ ભૂગોળાન્તર્ગત જે અસખ્ય દ્વીપ અને અસખ્ય સમુદ્રો કહ્યા છે, તેમા સર્વથી પહેલા અને સર્વના મધ્ય ભાગમા આવેલ જબૂદ્વીપ નામના પહેલા દ્વીપનુ (એટલે જબૂદ્વીપમાના ૧૦ મુખ્ય અને શાશ્વત્ પદાર્થોનુ ) સ્વરુપ આ લઘુ પ્રકરણમા અત્યત સક્ષિપ્ત રીતે દર્શાવ્યુ છે, કે જે સ્વરુપ આગળના લઘુ ક્ષેત્રસમાસ, બૃહત્ક્ષેત્રસમાસ ઇત્યાદિ ક્ષેત્રવિષયક ગ્રથોમા તેમજ બીજા પણ ગ્રથો અને ચરિત્રોમા ક્ષેત્રનુ સ્થાન આદિ જાણવામા વારવાર ઉપયોગી થાયછે

કાળક્રમથી થતા ક્ષેત્રના મ્હાન્ ફેરફારોને લઇને વર્ત્તમાન સમયની અસ્થિર ભૂગોળ સાથે શ્રી જીનેન્દ્રોક્ત શાશ્વત્ (સ્થિર) ભૂગોળને સરખાવતા તે પ્રમાણે મેળ નહિ મળવાથી કેટલાક જૈન દર્શનાનુયાયીઓ પણ શ્રી જિનેન્દ્ર વચનો પ્રત્યે આક્ષેપો આપવા તત્પર થઇ જાય છે, પરન્તુ તેટલીજ તત્પરતા, જો જૈન સિદ્ધાન્તની ગણિતપરિપાટી–કાળની વિચિત્રતા–ક્ષેત્રોનુ કુદરતી પરાવર્ત્તન તથા શ્રી જિનેન્દ્રવચનનો નયાનુસારી અભિપ્રાય સમજવામા થાય તો કોઇ રીતે તેઓ આક્ષેપો આપવા જેટલુ સાહસ કરી શકે નહિ

વર્ત્તમાન અભ્યાસક્રમમા ચાલતા ૪ લઘુ પ્રકરણોમાનુ આ ૪ થુ લઘુ પ્રકરણ ગણાય છે, અને આ લઘુ પ્રકરણના અભ્યાસથી એનાજ વિસ્તારરૂપ લઘુ ક્ષેત્રસમાસ તથા બૃહત્ક્ષેત્રસમાસ ગ્રથોનો અભ્યાસ સુગમ થાય છે

| | |
|---|---|
| ૧૯૮૪ના અધિક શ્રાવણ<br>૬ પૂનમ બુધવાર. | શ્રી જૈન શ્રેયસ્કર મડળ<br>—મહેસાણા |

श्री जिनेन्द्राय नमोनमः

# दंडक-प्रकरणं सार्थम्

( બીજુ નામ )

## ॥ विचारषट्त्रिंशिका–प्रकरणम् ॥

अवतरण—આ દંડક પ્રકરણના કર્ત્તા श्री गजसार मुनि દંડક પ્રકરણની રચનાના પ્રારંભમાં (ચાલતી આવેલી શિષ્ટ[1] પુરૂષોના શિષ્ટાચારની[2] પદ્ધતિ પ્રમાણે ) પ્રથમ મંગલાચરણ કરીને ત્યારબાદ ( ગ્રન્થના પ્રારંભમાં કહેવાતા ૪ પ્રકારના અનુબન્ધ[3] ગર્ભિત ) આ ગ્રન્થનો વિષય શું છે? આ ગ્રન્થના અધિકારી કોણ છે? તથા ગ્રન્થ રચનાનું પ્રયોજન શું છે? તે ( ત્રણ પ્રકારના અનુબન્ધ સ્પષ્ટ ) કહેશે

---

૧ ઉત્તમ પુરૂષોના ૨ આર્ય દેશના ઉત્તમ આચારની

૩ દરેક ગ્રન્થના પ્રારંભમાં જે ૪ પ્રકારની બાબતો અવશ્ય કહેવા યોગ્ય હોય છે તેને ૪ પ્રકારનો અનુબન્ધ (અથવા અનુબન્ધ ચતુષ્ટય અથવા અનુબન્ધ ચતુષ્ક) કહેવામાં આવે છે ત્યાં કોઈ ગ્રન્થમાં કોઇ એક અથવા બે આદિક અનુબન્ધ સ્પષ્ટ કહેલા હોય છે, તો પણ ગર્ભિત રીતે ચારે અનુબન્ધ અસ્પષ્ટ રીતે પણ કહેલા જ છે એમ જાણવું તે ૪ પ્રકારના અનુબન્ધ આ પ્રમાણે—૧—ગ્રન્થ વાચવા ભણવાનો અધિકારી કોણ છે તે કહેવું ૨—ગ્રન્થનો મુખ્ય વિષય (એટલે અભિધેય) શું છે તે કહેવું ૩—વાચ્ય વાચક આદિ ૪ પ્રકારનો સંબંધ કહેવો, તથા ૪—ગ્રન્થ બનાવવામાં ગ્રન્થકર્ત્તાને અને ગ્રન્થ વાચનાર ભણનારને બન્નેને શીઘ્ર લાભ તથા અંતિમ લાભ શું છે? એમ ૪ પ્રકારનું પ્રયોજન કહેવું તે અનુબન્ધ ચતુષ્ટય કહેવાય

**नमिउ चउवीसजिणे, तस्सुत्तवियारलेसदेसणओ,**
**दडगपएहि ते च्चिय, थोसामि सुणेह भो भव्वा ॥१॥**

સંસ્કૃત અનુવાદ

नत्वा चतुर्विंशतिजिनान्, तत्सूत्रविचारलेशदेशनतः
दण्डकपदैस्तांश्चैव, स्तोष्यामि शृणुत भो भव्याः ॥१॥

અન્વયસહિત પદચ્છેદ

चउवीस जिणे नमिउ, दडग पएहिं तस्स सुत्त लेस वियार देसणओ
चिय ते (च्चिय) थोसामि, भो भव्वा सुणेह ॥१॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| नमिउ = નમસ્કાર કરીને | दडग = (૨૪) દંડકના |
| चउवीस = ચોવીશ | पएहिं = પદોવડે, પદ દ્વારા |
| जिणे = જીનેશ્વરોને | ते = તે શ્રી જીનેશ્વરોને |
| तस्स = તે શ્રી જીનેશ્વરોના | च्चिय = નિશ્ચય, જ |
| सुत्त = સૂત્ર(નો), સિદ્ધાન્તનો | थोसामि = સ્તવીશ, સ્તુતિ કરીશ |
| वियार = વિચાર, સ્વરૂપ | सुणेह = સાંભળો |
| लेस = લેશ, અલ્પ | भो = હે |
| देसणओ = દેખાડનારી,કહેનાથી | भव्वा = ભવ્ય પ્રાણિઓ। |

**ગાથાર્થ** —શ્રી ૨૪ જીનેશ્વરોને નમસ્કાર કરીને ૨૪ દંડકપદો-દ્વારા તેમના (તે શ્રી ૨૪ જિનેશ્વરોના) સિદ્ધાન્તનો (શરીર* અવગાહના વગેરેનો) લેશ માત્ર વિચાર (સંક્ષેપ સ્વરૂપ) કહેવાથી નિશ્ચય હું (ગજસાર મુનિ) તેમનીજ (તે શ્રી ૨૪ જીનેશ્વરોનીજ) સ્તુતિ કરીશ ॥૧॥

*દંડક પ્રકરણની (શ્રી ગજસાર મુનિકૃત) અવચૂરિમાં શરીર અવગાહના આદિ દ્વારાનેજ સિદ્ધાન્તરૂપ કહેલા છે તેથી सूत्रमागमो जिनागम स्तस्येह शरीरमोगाहणा य संघयणा सन्नाद्यादिरूप (જે જીનેશ્વરોનું સૂત્ર એટલે આગમ એટલે જૈનાગમ અને તે અહિં શરીર અવગાહના અને સંઘયણ સંજ્ઞા આદિ રૂપ છે)

વિશેષાર્થ:—આ દંડક પ્રકરણની પહેલી ગાથામા પ્રથમ મંગલાચરણ, ત્યાર બાદ ગ્રન્થનો વિષય, અને ત્યાર બાદ ગ્રન્થ વાંચના ભણનાના અધિકારી અને પ્રયોજન એ ૪ બાબત છે, તે સંક્ષેપમા કહીને પ્રસંગથી દંડક શબ્દનો અર્થ પણ કહીશ

## ॥ મંગલાચરણ ॥

શ્રી આર્યદેશમા આર્ય મહાપુરૂષોની આ અતિ પ્રાચીન પદ્ધતિ છે કે કોઈ પણ શુભ કાર્યના પ્રારંભમા ઈષ્ટ દેવનુ ઈષ્ટ ગુરૂનુ કે તે કાર્યના અધિષ્ઠાયક દેવ દેવીનુ યથાયોગ્ય વંદન પૂજન કે સ્મરણરૂપ મંગલાચરણ કરવુ તેનો હેતુ એજ છે કે આરંભેલુ કાર્ય નિર્વિઘ્નપણે સમાપ્ત થાય એ અતિ પ્રાચીન આર્યપદ્ધતિ પ્રમાણે આ પ્રકરણના કર્તા શ્રી ગજસાર મુનિએ પણ આ પ્રકરણરૂપ શુભ કાર્યના પ્રારંભમા ' नमिउ चउवीस जिणे ( એટલે શ્રી ૨૪ જીનેશ્વરોને નમસ્કાર કરીને ) ” એ વાક્યથી શ્રી ચોવીશ જીનેશ્વરોને નમસ્કાર કરવારૂપ ઇષ્ટદેવનુ મંગલાચરણ કર્યું છે અહિં સર્વે ચોવીશ જીનેન્દ્રોને નમસ્કાર કરવાનુ કારણ કે—

આ પ્રકરણના દંડકપદ ૨૪ છે અને તે ૨૪ દંડકપદમા ઉતારવાના દ્વારો પણ ૨૪ છે, તેથી શ્રી ગ્રન્થકર્ત્તાએ આ ગ્રન્થના મંગલાચરણમા પણ ૨૪ જીનેન્દ્રોને નમસ્કાર કરી ત્રણે વિષયો સરખી સંખ્યાવાળા કર્યા છે હવે આ ગ્રંથમા જે ૨ અનુબંધ સ્પષ્ટ કહ્યા છે તે આ પ્રમાણે—

## ॥ (૧) ગ્રન્થનો ૨ મુખ્ય વિષય ॥

' तस्सुत्तवियारलेसदेसणओ दंडगपएहिं ( એટલે તે શ્રી ૨૪ જીનેશ્વરોના સિદ્ધાન્તનો લેશ વિચાર ૨૪ દંડકપદ દ્વારા દર્શાવનાથી)' એ વાક્યથી અહિં ૨૪ દંડકોમા ૨૪ દ્વારો ઉતારવા રૂપ ( અથવા ઉતારીને ) શ્રી ૨૪ જીનેશ્વરોના સિદ્ધાન્તનો લેશ વિચાર ( સંક્ષિપ્ત સ્વરૂપ ) દર્શાવવો એજ આ ગ્રન્થનો મુખ્ય વિષય છે અને તે કારણથીજ આ ગ્રન્થનુ નામ विचारषट्त्रिंशिका છે

* સિદ્ધાન્તના વિચાર સંબંધિ ૩૬ ગાથાઓનુ પ્રકરણ તે વિચાર षट्त्रिंशिका દંડક પ્રકરણના તથા અવચૂરિના કર્તા શ્રી ગજસાર મુનિએ વિચારષટ્ત્રિંશિકા નામ રાખ્યુ છે અને દંડકની ટીકા કરનાર શ્રી રૂપચન્દ્ર

અથવા "तस्सुत्तवियारलेसदेसणओ दंडगपर्एहिं ते च्चिय थोसामि (એટલે તે શ્રી ૨૪ જીનેશ્વરોના સિદ્ધાન્તનો લેશ વિચાર દંડક પદો દ્વારા દર્શાવવાથી નિશ્ચય હુ તે શ્રી ૨૪ જીનેશ્વરોનીજ સ્તુતિ-વિજ્ઞપ્તિ કરીશ) એ વાક્યને અનુસારે શ્રી ૨૪ જીનેશ્વરોની સ્તુતિ એટલે વિનતિ એ પણ આ ગ્રન્થનો મુખ્ય વિષય છે અહિં ૨૪ જીનેશ્વરોના સિદ્ધાન્તનુ સ્વરૂપ કહેવુ તે શ્રી ૨૪ જીનેશ્વરોની સ્તુતિ કરેલીજ ગણાય, કારણ કે પૂજ્ય પુરૂષોના વચનોનુ સ્મરણ અથવા કથન તે પૂજ્ય પુરૂષોની પૂજા સ્તુતિ રૂપજ છે

## ॥ (૨) ગ્રન્થના અધિકારી ॥

'सुणेह भो भव्वा [ એટલે હે ભવ્ય પ્રાણિઓ ( હુ જે આ ૨૪ જીનેન્દ્રોની સ્તુતિ કરૂ છુ તે ) સાભળો ]' એ વાક્યથી આ ગ્રન્થ વાચના ભણવાના અધિકારી ભવ્ય જીવો છે એમ સૂચવ્યુ ભવ્ય એટલે મોક્ષપદ પામવાની યોગ્યતાવાળો જીવ તેજ શાસ્ત્રના શ્રવણ પઠન આદિકનો અધિકારી હોઇ શકે છે, કારણ કે અભવ્ય એટલે મોક્ષપદ પામવાની અયોગ્યતાવાળા જીવને તો શાસ્ત્રોનો ઉપદેશ આપવો તે રાખમા ઘૃત (ઘી) ઢોળવા સરખો અથવા *મરૂભૂમિમા કલ્પવૃક્ષ વાવવા સરખો નિરર્થક છે

## ॥ (૩) ગ્રન્થનુ પ્રયોજન ॥

"सुणेह भो भव्वा" એ વાક્યથી સમજાય છે કે આ ગ્રન્થનુ શ્રવણ ભવ્ય પ્રાણિઓને ઉદ્દેશીને છે, તો આ ગ્રન્થ રચનાનો મુખ્ય હેતુ ( મુખ્ય [1]પ્રયોજન ) પણ ભવ્ય પ્રાણિઓના ઉપકાર અર્થે છે

---

મુનિએ લઘુ સગ્રહણિ એવુ નામ રાખ્યુ છે અહિં षट्त्रिंशिका એ પદ ઉપરથી સમજાય છે કે આ ગ્રન્થની મૂળ ગાથાઓ ૩૬ લગભગ હશે અને બીજી વધારાની હશે

* મારવાડ દેશમા જોધપુર બિકાનેર તરફની ભૂમિ मरुभूमि કહેવાય છે ત્યા પ્રાયઃ ભૂમિસ્વભાવે વનસ્પતિ ઉગતી નથી

૧ ગ્રન્થકર્તાનુ અનન્તર પ્રયોજન તથા પરપર પ્રયોજન તેમજ શ્રોતાનુ ( વાચનાર ભણનારનુ ) અનન્તર પ્રયોજન તથા પરપર પ્રયોજન એ ચાર પ્રયોજન પ્રયોજન કહેવાની પદ્ધતિ સેવ્ય ૪ પ્રકારના સમવ રૂપ ૪ થો અનુબધ બીજા ગ્રંથોથી સમજવો અને ૪ અનુબધ કહેવાના છે

## ॥ दडक શબ્દનો અર્થ ॥

दड्यन्ते जीवा अस्मिन्निति दडक એટલે જીવો જેને વિષે દંડ-શિક્ષા પામે તે दडक કહેવાય રાજા ગુન્હેગારનું વન હરી લઇ ગુન્હેગારને બદીખાનામાં પૂરી અનેક જાતની વિટંબના પમાડે છે તે લોકમાં જેમ દંડ કહેવાય છે, તેમ અનન્ત જ્ઞાન દર્શન ચારિત્ર સ્વભાવ રૂપ અદ્ભુત ધનનો માલિક આત્મા પોતાના જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ સહજ સ્વભાવને છોડી જડ પુદ્ગલના મમત્વથી વિભાવ દશામાં રમતો થઇ ગયો છે, તે ગુન્હાની શિક્ષા રૂપે કર્મરાજા આત્માનું અનન્ત જ્ઞાનાદિક વન હરીને આગળ ( नेरइया असुराई એ ગાથામાં ) કહેવાતા ૨૪ ગતિસ્થાન રૂપ ૨૪ બદીખાનામાં પૂરી અનેક જાતની વિટંબના પમાડે છે, માટે તે ૨૪ ગતિસ્થાનો ( ગતિના ભેદ ) જ આત્માને દંડ-શિક્ષા રૂપ હોવાથી दडक કહેવાય છે

---

अवतरण—પહેલી ગાથામાં દંડકપદોદ્વારા સિદ્ધાન્તનું લેશ સ્વરૂપ દર્શાવવા કહ્યું તે દંડકના પદ સિદ્ધાન્તમાં ૨૪ કહ્યા છે તેજ ૨૪ દંડકપદો આ બીજી ગાથામાં દર્શાવાય છે—

**नेरइया[१] असुराई,[१०] पुढवाई[५] वेन्दियादओ[३] चेव,**
**गब्भयतिरियमणुस्सा,[१] वंतर[१] जोइसिय[१] वेमाणी[१]॥२॥**

સંસ્કૃત અનુવાદ

नैरयिका असुरादयः, पृथ्व्यादयो द्वीन्द्रियादयश्चैव
गर्भजतिर्यग्मनुष्या, व्यन्तरो ज्योतिष्को वैमानिकः ॥२॥

અન્વયસહિત પદચ્છેદ

ગાથાવત્—

શબ્દાર્થ—

| | |
|---|---|
| नेरइया = નારકો ( નો ૧ ) | गब्भय = ગર્ભજ |
| असुराई = અસુર કુમાર વગેરે (૧૦) | तिरिय = તિર્યંચ (૧) |
| पुढवाई = પૃથ્વીકાય વગેરે (૫) | मणुस्सा = ગર્ભજ મનુષ્ય (૧) |
| वेन्दियादओ = દ્વીન્દ્રિય વગેરે (૩) | वंतर = વ્યન્તર (૧) |
| चेव = નિશ્ચય | जोइसिय = જ્યોતિષી (૧) |
| | वेमाणी = વૈમાનિક (૧) |

ગાથાર્થ.—સાત નારકનો ૧, અસુર કુમાર વગેરે ૧૦, પૃથ્વીકાય વગેરે ૫, દ્વીન્દ્રિય વગેરે ૩ તેમજ નિશ્ચય ગર્ભજ તિર્યંચનો ૧, ગર્ભજ મનુષ્યનો ૧, વ્યન્તરનો ૧, જ્યોતિષીનો ૧ અને વૈમાનિકનો ૧ (એ ૨૪ દંડક છે)

વિશેષાર્થઃ—૧ રત્નપ્રભા નારક, ૨ શર્કરાપ્રભા નારક ૩ વાલુકાપ્રભા નારક, ૪ પંકપ્રભા નારક, ૫ ધૂમપ્રભા નારક, ૬ તમપ્રભા નારક, અને ૭ તમસ્તમ પ્રભા નારક, એ પ્રમાણે સાત પૃથ્વીના ભેદને અનુસરીને ૭ પ્રકારના નારકનો ૧ દંડક ગણ્યો છે

તથા ૧ *અસુરકુમાર, ૨ નાગકુમાર, ૩ વિદ્યુતકુમાર, ૪સુપર્ણકુમાર, ૫ અગ્નિકુમાર ૬ દ્વીપકુમાર, ૭ ઉદધિકુમાર, ૮ દિગ્કુમાર, ૯ વાયુકુમાર અને ૧૦ સ્તનિતકુમાર એ ૧૦ પ્રકારના ભવનપતિ દેવો ।। ૧૦ દંડક છે

તથા પૃથ્વીકાય-અપ્કાય-તેજસ્કાય (=અગ્નિકાય)-વાયુકાય અને વનસ્પતિકાય એ પૃથ્વીકાય વગેરે પાંચ સ્થાવરના અથવા પાંચ એકેન્દ્રિયોના ૫ દંડક છે

દ્વીન્દ્રિય-ત્રીન્દ્રિય-અને ચતુરિન્દ્રિય એ ત્રણ વિકલેન્દ્રિયના ૩ દંડક છે

તથા ગર્ભજ તિર્યંચનો ૧, ગર્ભજ મનુષ્યનો ૧, ૧૬ [1]વ્યન્તરોનો ૧, ૫ જ્યોતિષીનો ૧, અને ૨૬ વૈમાનિક[2] દેવોનો ૧ દંડક મળી ૫ દંડક છે એ સર્વ મળી ૨૪ દંડક છે

પ્રશ્ન —દશ ભવનપતિના ૧૦ દંડક ગણ્યા તો ૧૬ વ્યન્તરોનો ૫ જ્યોતિષીઓનો ૨૬ વૈમાનિકોનો અને ૭ નારકોનો એકેક દંડક કેમ ગણ્યો? અને અહિં સમ્મૂર્છિમ જીવો કેમ ન ગણ્યા?

---

* ૧૫ પ્રકારના પરમાધામી દેવોને આ અસુરકુમાર નિકાયમાં ગણવા

૧ વ્યન્તરો સર્વ મળી ૧૦૫ પ્રકારના છે તેના ભેદ અન્યથાન્ત રથી જાણવા

૨ ૧૨ કલ્પ ૯ ગ્રૈવેયક ૫ અનુત્તર એ ૨૬ પ્રકારના વૈમાનિક દેવ છે ૩ કિલ્બિષિક દેવો પહેલા બીજા-ત્રીજા ચોથા-અને છઠ્ઠા કલ્પના દેવોમાં ગણવા અને ૯ લોકાન્તિકને પાંચમા કલ્પમાં ગણવા

ઉત્તર —સિદ્ધાન્તોમા દરેક સ્થાને એ પ્રમાણેજ દંડકની ગણત્રી હોવાથી આ ગ્રન્થમા પણ એ રીતેજ સિદ્ધાન્તને અનુસારે દંડક-સખ્યા ગણેલી છે અથવા સૂત્રકારની વિવક્ષા[1] (સખ્યા બાન્ધવામા ગ્રન્થકારની ઈચ્છા) એજ હેતુ છે

આ પ્રકરણમા સમ્મૂર્છિમ તિર્યંચો તથા સમ્મૂર્છિમ મનુષ્યો પ્રાય નથી ગણ્યા પરન્તુ પ્રસગથી અર્થમા ચોવીશે દ્વાર પૂર્ણ થયા બાદ ૪૦ મી ગાથાના અર્થના અ તે કહેવાશે

---

अवतरणः—દંડકપદોદ્વારા સિદ્ધાન્તનો લેશ વિચાર દર્શાવવારૂપ જે આ ગ્રન્થનો પ્રસ્તુત વિષય છે, તે વિષયમા દંડકપદો બીજી ગાથામા કહ્યા અને હવે સિદ્ધાન્ત રૂપ જે ૨૪ દ્વારો છે તે આ ત્રીજી તથા ચોથી ગાથામા કહેવાય છે

**संखित्तयरी उ इमा, सरीरमोगाहणा य संघयणा,**
**सन्ना संठाण कसाय, लेसिंदिय दु समुग्घाया ॥३॥**
**दिट्ठी दंसण नाणे जोगुवओगोववाय चवण ठिई,**
**पज्जत्ति किमाहारे, सन्नि गई आगई वेए ॥४॥**

संस्कृत अनुवाद

सक्षिप्ततरा त्विय, शरीरमवगाहना च सहननानि
सज्ञासस्थानकषाय-लेश्येन्द्रियद्विसमुद्घाताः ॥ ३ ॥
दृष्टिर्दर्शन ज्ञान, योग उपयोग उपपातश्चयवन स्थितिः
पर्याप्तिः किमाहारः, सज्ञिगतिरागतिर्वेदः ॥ ४ ॥

---

૧ પ્રશ્નોત્તરમા (સેનપ્રશ્ન) ગ્રન્થમા કહ્યુ છે કે— प्रश्न —चतुर्विंशति दडकमध्ये भवनाधिपानां दडकदशक प्रोक्तमपरेषां व्यन्तरादिकानां दडक एकैक प्रोक्तस्तत्र किं कारण ? उत्तर —अत्र सूत्रकृतां विवक्षैव प्रमाणमिति= ૨૪ દંડકમા ભવનપતિઓના ૧૦ દંડક કહ્યા અને બીજા વ્યન્તર વગેરે નો એકેક દંડક કહ્યો તેનુ શુ કારણ ? ઉત્તર—એમા સૂત્રકારની વિવક્ષા (તથા પ્રકારની કહેવાની ઇચ્છા,) એજ પ્રમાણ છે '

અન્વય સહિત ૫ ચ્છેદ

उ संखित्तयरी इमा, सरीर ओगाहणा य संघयणा
सन्ना संठाण कसाय, लेसा इंदिय दु समुग्घाया ॥३॥
दिट्ठी दंसण नाणे, जोग उवओग उववाय चवण ठिई
पज्जत्ति किमाहारे, सन्नि गइ आगई वेए ॥ ४ ॥

ગાથાર્થ

संखित्तयरी = અતિ સક્ષિપ્ત
उ = વળી
इमा = આ (૨૪ દ્વારરૂપ સંગ્રહણી)
सरीर = શરીર (૫)
ओगाहणा = અવગાહના (૪)
य = વળી
संघयणा = સંઘયણ (૬)
सन्ना = સંજ્ઞા ૪-૧૦ અથવા ૧૬
संठाण = સસ્થાન (૬)
कसाय = કષાય (૪)
लेस = લેશ્યા (૬)
इंदिय = ઇન્દ્રિય (૫)
दु = બે
समुग्घाया = સમુદ્ધાત (૨)

दिट्ठी = દૃષ્ટિ (૩)
दंसण = દર્શન (૪)
नाणे = જ્ઞાન (૫) અજ્ઞાન (૩)
जोग = યોગ (૧૫)
उवओग = ઉપયોગ (૧૨)
उववाय = ઉપપાત, જન્મ
चवण = ચ્યવન, મરણ
ठिइ = સ્થિતિ, આયુષ્ય
पज्जत्ति = પર્યાપ્તિ (૬)
किमाहारे = કિમાહાર, દિગાહાર
सन्नि = સંજ્ઞા (૩)
गइ = ગતિ
आगई = આગતિ
वेए = વેદ (૩)

**ગાથાર્થ.—વળી (૨૪ દ્વાર રૂપ) અતિ સક્ષિપ્ત* સગ્રહણી**

---

* ૨૮ ડકમા ગીતાગવા યોગ્ય દ્વારો ઘણા છે તો પણ અહિં સક્ષિપ્ત રીતે ૨૪ દ્વારોજ ગીતાર્યા છે તે કારણથી અથવા આ બે ગાથાઓ વર્તમાન સમયમા બૃહત્સંગ્રહણીના નામથી પ્રસિદ્ધિ પામેલ ૩૦૦ લગભગ ગાથા વાળી લઘુસંગ્રહણી નામના પ્રકરણની છે તે કારણથી પણ આ પ્રકરણની વૃત્તિ કર્તા શ્રી રૂપચંદ મુનિએ આ દડક પ્રકરણનુ लघु सग्रहणी નામ રાખ્યુ હોય એમ સંભવ છે વૃત્તિની ૫મી ગાથા—

આ પ્રમાણે છે-(૧) શરીર-(૨) અવગાહના-(૩) સંઘયણ-(૪) સંજ્ઞા-(૫) સંસ્થાન-(૬) કષાય-(૭) લેશ્યા-(૮) ઇન્દ્રિય-(૯) બે સમુદ્ઘાત-(૧૦) દૃષ્ટિ-(૧૧) દર્શન-(૧૨) જ્ઞાન-(૧૩) અજ્ઞાન-(૧૪) યોગ-(૧૫) ઉપયોગ-(૧૬) ઉપપાત-(૧૭) ચ્યવન-(૧૮) સ્થિતિ-(૧૯) પર્યાપ્તિ-(૨૦) કિમાહાર-(૨૧) સંજ્ઞા-(૨૨) ગતિ-(૨૩) આગતિ-(૨૪) વેદ,એ ૨૪ દ્વાર છે અથવા ૨૪ દ્વારરૂપ સંક્ષિપ્ત સંગ્રહણી છે

**વિશેષાર્થઃ**—૨૪ દંડકપદમાં ઊતારવા-જાણવાયોગ્ય દ્વારો ૨૪થી પણ ઘણા છે તો પણ અહિં અતિ સંક્ષેપમાં કેવળ ૨૪ દ્વારોનો જ સંગ્રહ કર્યો છે માટે મૂળ ગાથામાં કહ્યું છે કે इमा=આ (સંગ્રહણી) संखित्तयरी=અતિ સંક્ષિપ્ત છે, જેથી વૃત્તિકર્ત્તાએ આ પ્રકરણનું નામ લઘુ* સંગ્રહણી રાખ્યું છે હવે દંડકપદોમાં ઊતારવા યોગ્ય ૨૪ દ્વારોનું કિંચિત્ સ્વરૂપ કહેવાય છે તે આ પ્રમાણે—

## ॥ (૧) શરીર ૫ ॥

शीर्यते=विशीर्यते=વિખરાય અથવા વિનાશ પામે તે शरीर કહેવાય કારણ કે સર્વે શરીરનો ધર્મ ક્ષણભંગુર છે તે શરીર ઔદારિક આદિ ભેદથી ૫ પ્રકારના છે તે આ પ્રમાણે—

૧ औदारिक शरीर—उदार એટલે વિશાળ-પ્રધાન ગુણ વાળા જે શ્રીતીર્થંકર-ગણધર-સર્વજ્ઞ-ચક્રવર્તિ-વાસુદેવ-પ્રતિવાસુદેવ-બળદેવ અને ચરમશરીરી તથા યુગલિકો ઇત્યાદિને પ્રાપ્ત થતું હોવાથી, અથવા મોક્ષ અને અનન્ત લબ્ધિરૂપ ઉદાર ગુણો આ શરીરવડે જ

---

प्रणम्य परया भक्त्या जिनेन्द्रचरणाम्बुजं ।
लघुसंग्रहणीटीकां, करिष्येऽहं मुदा वराम् ॥ १ ॥

અર્થ—અત્યંત ભક્તિવડે શ્રી જિનેન્દ્ર ભગવંતના ચરણકમળને નમસ્કાર કરી હું (રૂપચન્દ્રમુનિ) હર્ષ પૂર્વક આ લઘુ સંગ્રહણી પ્રકરણ શ્રેષ્ઠ ટીકા કરીશ

* પરન્તુ પ્રકરણની સ્વોપજ્ઞ (શ્રી ગજસારમુનિ કૃત) અવચૂરિમાં તો "આ ૨૪ દ્વારની બે ગાથાઓ લઘુ સંગ્રહણી પ્રકરણમાંથી લીધેલી છે" એમ કહેલું છે તેથી લઘુ સંગ્રહણી બીજો જ ગ્રન્થ છે અને તે ૩૦૦ લગભગ ગાથાવાળી બૃ૦ સંગ્રહણી એજ લઘુ સંગ્રહણી છે

પ્રાપ્ત થતા હોવાથી, અથવા બેન ચાર શરીરોથી પણ આ શરીરની કાન્તિ-તેજ (શ્રી તીર્થંકરની અપેક્ષાએ) અતિ ઉદાર એટલે અતિ પ્રધાન હોવાથી, અથવા આ શરીર ઉદાર એટલે સ્થૂલ પુદ્ગલોનુ બનેલુ હોવાથી અથવા વિશાળ અવગાહનાવાળુ હોવાથી અથવા ઔદારિક જાતિની પુદ્ગલવર્ગણાઓનડે બનેલુ હોવાથી ઔદારિક શરીર કહેવાય છે, અને તે સર્વ મનુષ્ય તથા સર્વ તિર્યંચોને હોય છે, તથા રસ-રૂધિર-માસ-મેદ-મજ્જા-હાડ-અને વીર્ય એ ૭ ધાતુમય છે, તથા ધર્મ અધર્મ મોક્ષ આદિ આ દેહનુ પ્રયોજન છે એટલે આ દેહથીજ થઈ શકે છે

૨ વૈક્રિય શરીર—વિ એટલે વિવિધ પ્રકારની અથવા વિશિષ્ટ-અદ્ભુત ક્રિયા એટલે ક્રિયાઓવાળુ શરીર તે વૈક્રિય શરીર છે કારણ કે આ શરીર એક હોઈને અનેક થાય અને અનેક હોઇને એક થાય, ભૂમિચર હોઇને આકાશચારી થાય અને આકાશચારી (ખેચર) હોઇને ભૂચર (મનુષ્યાદિ રૂપે) થાય, ન્હાનો હોઇને મ્હોટો થાય અને મ્હોટો હોઇને ન્હાનો થાય, હલકો હોઇને ભારે થાય અને ભારે હોઇને હલકો થાય, દ્રશ્ય હોઇને અદ્રશ્ય થાય અને અદ્રશ્ય હોઇને દ્રશ્ય થાય ઇત્યાદિ અનેક પ્રકારની અદ્ભુત ક્રિયાઓવાળુ છે તથા વૈક્રિય જાતિની પુદ્ગલવર્ગણાઓથી બનેલુ છે રૂધિર આદિ સાત ધાતુ રહિત (તો પણ કૃત્રિમ કેશથી શોભાવાળુ) છે ઔદારિક શરીરના પુદ્ગલસ્કંધોથી આ શરીરના પુદ્ગલસ્કંધો સુક્ષ્મપરિણામી છે ઉપર કહેલી અદ્ભુત ક્રિયાઓ એજ આ શરીરનુ પ્રયોજન છે આ શરીર સર્વ દેવોને, સર્વ નારકોને [1]ભવપ્રત્યયિક અને વૈક્રિય લબ્ધિવાળા ગર્ભજ મનુષ્ય તથા તિર્યંચોને અને લબ્ધિવાળા બાદર પર્યાપ્ત વાયુકાયને લબ્ધિ[2]પ્રત્યયિક હોય છે

---

૧ જન્મસમયે પણ એજ શરીર (ભવના હેતુથી) હોય છે માટે ભવપ્રત્યયિક

૨ વ્રત તપશ્ચર્યા ઇત્યાદિ ગુણોના પ્રભાવથી બની શકે તે ગુણપ્રત્યયિક મુનિ વગેરેને હોય છે અને વાયુમાં ચક્રવર્તિ વાસુદેવ ઇત્યાદિને વ્રત તપશ્ચર્યાદિ ગુણોના પ્રભાવવાળુ નથી તો પણ કાર્યપ્રસંગે બનાવી શક્વાના

૩ આહારક શરીર—તથાવિધ [1]લબ્ધિવાળા [2]ચૌદપૂર્વધર મુનિ મહાત્માવડે જે આહ્રીયતે-ગૃહ્યતે એટલે આહરાય-ગ્રહણ કરાય તે આહારક શરીર, અથવા વિચરતા કેવલિ ભગવંત પાસે જીનાદિક સૂક્ષ્મ પદાર્થો આહ્રીય તે-ગૃહ્યતે એટલે આહરાય-ગ્રહણ કરાય તે આહારક શરીર કહેવાય જીવદયાના કારણથી, શ્રી જીનેશ્વર ભગવંતની સમવસરણ આદિ ઋદ્ધિ દેખવાના કારણથી, અને કોઈ પદાર્થના જ્ઞાનમા સૂક્ષ્મ સંદેહ ઉત્પન્ન થયો હોય તો તે દૂર કરવાને (પૂછવાને) અર્થે શ્રુતકેવલિ ૧ હસ્ત પ્રમાણ (વાળેલી મુઠીવાળા ૧ હાથ જેટલું) નવું શરીર બનાવી નજીકમા અથવા દૂર વિચરતા કેવલિ પાસે અથવા તીર્થંકર ભગવંત પાસે મોકલે[3] છે તે આહારક શરીર છે એ શરીર આહારકજાતિની પુદ્ગલવર્ગણાઓનું બને છે અને અનુત્તરદેવના વૈક્રિય શરીરથી પણ અતિશય તેજવંત હોય છે વૈક્રિય શરીરથી પણ આ શરીરના પુદ્ગલ સ્કંધો

---

કારણે લબ્ધિપ્રત્યયિક ગણવું એમ લબ્ધિપ્રત્યયિક બે પ્રકારે જાણવું દિગંબર આમ્નાયમા એને ભવપ્રત્યયિક ગણ્યું છે

૧ આમર્ષૌષધિ (શરીરના એકાદિક અવયવમા અથવા સંપૂર્ણ શરીરમા એવી લબ્ધિ ઉત્પન્ન થાય કે તે એકાદિક અવયવના અથવા શરીરના કોઇ પણ ભાગના સ્પર્શ માત્રથી સર્વે રોગ નાશ પામે તેવી) લબ્ધિ ઇત્યાદિ લબ્ધિવાળા (આમર્ષૌષધિ આદિ લબ્ધિ રહિત ચૌદ પૂર્વધરને આહારકલબ્ધિ ન હોય માટે)

૨ ચૌદ પૂર્વથી ન્યૂન પૂર્વના જ્ઞાનવાળા મુનિને આહારકલબ્ધિ હોઇ શકતી નથી ઘણા પાઠોમા ચૌદપૂર્વધરના જ સ્પષ્ટ અક્ષરો છે

૩ આહારક શરીર ત્યા જઇને વંદનાદિ વિનય કરી પ્રશ્ન પૂછી ઉત્તર મેળવી પુન અન્તર્મુહૂર્ત્ત માત્રમા તે ચૌદપૂર્વી પાસે આવી અતિ શીઘ્રતાથી તે ઔદારિક શરીરમા આત્મપ્રદેશો દાખલ કરી પોતે ત્યાંને ત્યાંજ વિલય પામી જાય છે તથા બનાવેલું આહારક શરીર જેટના દૂર સુધી જાય છે તેટલા દૂર સુધી આત્મપ્રદેશોની દીર્ઘ સમશ્રેણિ બન્ને શરીરમા એકતાર (દીપકની પ્રકાશ શ્રેણિવત્) સંબંધવાળી હોય છે ઉત્તર વૈક્રિય શરીરની રચનામા પણ આત્મપ્રદેશોની દીર્ઘ સમશ્રેણિ એ પ્રમાણેજ હોય છે કારણ કે આત્માનો ૧ પ્રદેશ પણ છૂટો પડી શકતો નથી

સૂક્ષ્મપરિણામી અને અધિક કાન્તિવાળા છે આ શરીર સંસાર-ચક્રમાં ૪ વાર જ બની શકે છે

૪ **તૈજસ શરીર**—તેજસ્ ગુણવાળા પુદ્ગલોનું બનેલું અથવા તેજસજાતિની પુદ્ગલવર્ગણાઓથી બનેલું તે તૈજસ શરીર જો લબ્ધિવાળું હોય તો શત્રુને શાપ આપવાના ઉપયોગમાં, શત્રુને અથવા શત્રુના દેહાદિક બાળી મૂકવાના ઉપયોગમાં અને અનુગ્રહ બુદ્ધિ થાય તો બળતા પદાર્થોને બુઝાવી દેવામાં, એ પ્રમાણે તેજોલેશ્યા તથા શીતલેશ્યા મૂકવાના ઉપયોગમાં આવે છે તથા પોતાના શરીરને પણ ઉષ્ણ તેજમય અથવા શીત તેજમય દેદીપ્યમાન પ્રકાશવાળું કરે છે અને જો એ શરીર સમ્યક્ લબ્ધિ ઉત્પન્ન ન થઈ હોય તો દરેક જીવને ખાધેલો ખોરાક પચાવવાના ઉપયોગમાં આવે છે લોકમાં કહેવાતી જઠરાગ્નિ તે આ શરીર છે શરીરમાં રહેતી ઉષ્ણતા પણ એ શરીરથી જ છે અને એનો સંબંધ દરેક સંસારી જીવને અનાદિ કાળથી સતત ચાલુ છે આહારક શરીરથી આ શરીરના પુદ્ગલસ્કંધો અધિક સૂક્ષ્મપરિણામી છે, તથા આગળ કહેવાતા કાર્મણ શરીર સાથે સદાકાળ સમવાળું અને મિશ્ર થઈને રહેનું આ શરીર છે

૫ **કાર્મણ શરીર**—કર્મના વિકારરૂપ અથવા કર્મના પિંડરૂપ જે શરીર તે કાર્મણ શરીર ૧૫૮ કર્મપ્રકૃતિઓના પિંડરૂપ છે, અથવા એ સર્વ કર્મપ્રકૃતિઓના આધારરૂપ એક જૂદું શરીર છે, એમ બે મત છે આ શરીર કર્મવર્ગણાનું એટલે કાર્મણજાતિની પુદ્ગલવર્ગણાઓનું બનેલું છે અને દરેક સંસારી જીવને અનાદિ કાળથી સતત સમવાળું છે પરભવમાં જતો જીવ આ શરીરના (તૈ૦ કા૦ બન્નેના) સામર્થ્યે ત્રીજ જઈ શકે છે તૈજસ શરીરથી પણ આ શરીરના પુદ્ગલસ્કંધો અધિક સૂક્ષ્મપરિણામી છે આ શરીરથી ધર્મ-અધર્મ-કર્મબંધ-કર્મનિર્જરા-સુખ-દુઃખ-હિંસા ઇત્યાદિમાનું કંઈ પણ થઈ શકતું નથી તૈ૦ અને કા૦ શરીર (તથા આહારક શરીર પણ) કોઈનો પ્રતિઘાત (સ્ખલનાદિ) કરતું નથી તેમજ એ શરીરો પોતે પણ કોઈથી પ્રતિઘાત પામતા નથી પરભવમાં જઈને તુર્ત આહારગ્રહણનું કાર્ય એ બે શરીરના સામર્થ્યથી થાય છે તથા આ કાર્મણ શરીર પોતાની અને જીવ ૪

શરીરોની ઉત્પત્તિમા પણ મૂળ કારણરૂપ છે જીવ પરભવમા જાય તે વખતે રસ્તામા પણ આ બે શરીર સાથે જ હોય છે

## ॥ (૨) અવગાહના ૪ ॥

અવગાહના એટલે શરીરની ઉચાઈ અથવા લબાઈ તે ક્યા જીવનુ શરીર ઉત્કૃષ્ટથી (વધારેમા વધારે) કેટલુ મોટુ હોય? અને જઘન્યથી એટલે કમીમા કમી કેટલુ ન્હાનુ હોય? એમ બે પ્રકારની અવગાહના મૂળ શરીર (ભવધારણીય શરીર-જન્મશરીર) સબધિ કહેનારો તેમજ એ બે પ્રકારની અવગાહના ઉત્તર શરીર (કૃત્રિમ વૈક્રિય શરીર) સબધિ કહેવાશે એ પ્રમાણે ૪ પ્રકારની અવગાહના (એટલે શરીરનુ પ્રમાણ-માપ) દંડકપદોમા યથાવસર કહેવાશે

## ॥ (૩) સઘયણ ૬ ॥

**सघयणमट्ठिनिचओ**—સઘયણ એટલે હાડકાનો સમૂહ અથવા સઘયણ એટલે હાડકાના સમૂહનુ (મજબૂતાઈનુ) બધારણ તે ૬ પ્રકારનુ આ પ્રમાણે છે—

૧ **वज्रर्षभनाराच**—वज्र એટલે ખીલી, ऋषभ એટલે પટ્ટો અને नाराच એટલે મર્કટબધ* એ ત્રણ જેમા હોય તે વજ્રર્ષભનારાચ સઘયણ કહેવાય અહિં મજબૂતીને સ્થાને હાડના બે છેડા એક બીજા ઉપર આટ વાળીને વળગેલા હોય છે તે આટનુ નામ મર્કટબધ તે આટના મધ્ય ભાગે ઉપર નીચે સર્વ બાજુએ હાડકાનો પાટો વીંટાઈ વળેલો હોય અને તે પાટાના મધ્ય ભાગમાં પુન હાડની ૧ ખીલી આડી અને આરપાર ગયેલી (પાટાના પહેલા ભાગને ભેદી વચ્ચે આવેલા મર્કટબધવાળા બે હાડને ભેદી પુન પાટાના છેલ્લા ભાગને ભેદીને આરપાર નિકળેલી) હોય છે હાડસધિના આવા બધારણથી હાડ કદી સાધામાથી અલગ થવા પામતા નથી અને એ સાધા ઘણાજ દૃઢ-મજબૂત બનેલા હોય છે

* મર્કટ એટલે વાનરીના બાળક સરખો (વાનરીનુ બાળક જેમ વાનરીને સજ્જડ વળગી રહે તેવો) વળગેલો અને વળેલો હાડનો આટ

૨ ઋષભ નારાચ—ઉપર કહેલા પહેલા સંઘયણમા જે આડી અને આરપાર ગયેલી ખીલી કહી છે તે આ બીજા સંઘયણમા હોતી નથી, એટલો જ તફાવત છે

૩ નારાચ—કેવળ મર્કટબંધ ( હાડકાના બે છેડા આંટ ચડાવીને વળગેલા ) હોય પરન્તુ હાડનો પટ્ટો તેમજ ખીલી પણ ન હોય તે

૪ अर्ध नाराच—હાડકાના સંધિસ્થાને આવેલા બે છેડામાંનો એક છેડો બીજાને આંટ લઇ વળગેલો હોય અને બીજો છેડો તે આગની અંદર સીધો અને મૂકો નહેલો હોય અને તેના મધ્યમા વચ્ચે હાડખીલી પણ આરપાર થયેલી હોય તો તેના પ્રકારની હાડસંધિવાળા મજાગરાને અર્ધનારાચ કહેવામાં આવે છે

कीलिका—સંધિસ્થાનના બન્ને હાડના છેડા એક બીજા ઉપર ( આંટ વાળ્યા વિના ) સીધા ગોઠવેલા હોય અને તે બેના મધ્ય ભાગમાંથી હાડખીલી આડી અને આરપાર થયેલી હોય તેવા પ્રકારના હાડબંધારણને કીલિકા સંઘયણ કહે છે

६ छेदस्पृष्ट અથવા सेवार्त्त—સંધિસ્થાને સામાસામી આવેલા બે છેડા ખાડણીમા રાખેલા મુશળની પેઠે એક છેડાની ખોભણમા બીજા છેડાનો મૂકો ભાગ મ્હેલ ઉંડાણ-૧ સ્પર્શીને રહેલ હોય છે માટે छेदस्पृष्ट ( અસ્થિના ૨ છેડા વડે સ્પર્શેલ ) સંઘયણ કહેવાય છે અથવા જે સાના તેલાદિકના મર્દન રૂપી सेवाथी आर्त्त એટલે પીડાયા છતાજ ( એટલે મર્દનાદિકથીજ ) દૃઢ રહે છે તેથી सेवार्त्त કહેવાય છે તથા छेदवर्त्ति અથવા छेदवृत्त ( છે એટલે અસ્થિના પર્યન્ત ભાગ તે વડે વૃત્ત=વર્તનારૂ તે )એના પણ નામ છે

॥ (૪) સંજ્ઞા ૪–૧૦–૧૬ ॥

જેના વડે संजानाति એટલે જાણે છે તે સંજ્ઞા બે પ્રકારની છે ત્યાં મતિજ્ઞાન આદિ ૮ જ્ઞાન તે જ્ઞાનસંજ્ઞા અને કર્મના ઉદયથી

૧ એ પ્રમાણે ખાડણીમા મુશળવત્ સ્પર્શાને રહેલ હોવાથી જ હાડ-કને તાણતા અથવા પડી જતા ખોભાણમાંથી નિકળી આવેલા હાડને "હાડકુ ઉતરી ગયું" એમ કહેવામા આવે છે

અનના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલ તે અનુભવસંજ્ઞા[1] ૪-૧૦ અને ૧૬ પ્રકારની છે તે આ પ્રમાણે—

ક્ષુધા તૃષા રૂપ અશાતા વેદનીય કર્મના ઉદયથી આહાર ગ્રહણની ઇચ્છા તે ૧ આહારસંજ્ઞા ભય મોહનીય કર્મના ઉદયથી ભય પામવા રૂપ ૨ ભયસંજ્ઞા વેદ મોહનીયના ઉદયથી થતો વિષયા ભિલાષ તે ૩ મૈથુનસંજ્ઞા લોભ મોહનીયના ઉદયથી થતો મમત્વ ભાવ તે ૪ પરિગ્રહસંજ્ઞા મતિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી શબ્દ તથા અર્થના વિષયવાળી સામાન્ય અવબોધ રૂપ ક્રિયા તે[2] ૫ ઓઘસંજ્ઞા મતિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી શબ્દ તથા અર્થના વિષયવાળી વિશેષ અવબોધ રૂપ ક્રિયા તે લોકસંજ્ઞા અથવા[3] દર્શનોપયોગ તે ઓઘસંજ્ઞા અને જ્ઞાનોપયોગ તે લોકસંજ્ઞા, અથવા[4] પૂર્વના સંસ્કાર રૂપ ક્રિયા[5] તે ઓઘ સંજ્ઞા અને અજ્ઞ લોકોની મતિ[6] કલ્પના તે લોક સંજ્ઞા તથા એ ૬ સંજ્ઞાઓમા ક્રોધ-માન-માયા-લોભ રૂપ ૪ કષાયસંજ્ઞા મેળવતા ૧૦ સંજ્ઞા છે અને મોહ-ધર્મ-સુખ-દુઃખ જુગુપ્સા-શોક એ ૬ સંજ્ઞાઓ મેળવતા ૧૬ સંજ્ઞા છે એ સંજ્ઞાઓ સર્વ દંડકોમા હોય છે

જીવ જે સંજ્ઞિ અથવા અસંજ્ઞિ કહેવાય છે તે આ અનુભવ-સંજ્ઞાઓથી નહિં પણ આગળ કહેવાતી દીર્ઘકાલિકી આદિ સંજ્ઞાઓથી છે

---

૧ સિદ્ધાન્તોમા અનુભવસંજ્ઞા માટે સંજ્ઞા એટલે અભિલાષ અર્થ કર્યો છે

૨ પ્રવચનસારોદ્ધાર વૃત્તિ વિગેરેમા

૩ ઠાણાંગજીની વૃત્તિમા

૪ શ્રી આચારાંગસૂત્રની વૃત્તિ પ્રમાણે

૫ વેલડીઓ સપાટ જમીન છોડી ભીંત વૃક્ષ અથવા વડી ઇત્યાદિ ઉપર ચઢે છે તે (અથવા બાળકો જન્મતા જ સ્તનપાન કરે છે ઇત્યાદિ) ઓઘસંજ્ઞા છે

૬ કૂતરા યક્ષ છે કૂતરા યમને દેખે છે, બ્રાહ્મણો દેવ છે, કાગડા ઋષિ અથવા પૂર્વજ છે, મયૂરીને મોરની પાંખના વાયુથી અથવા મોરના આંસુ ચાટવાથી ગર્ભ રહે છે, કર્ણ કાનમાથી થયો, અગસ્તિ ઋષિ સમુદ્ર પી ગયા ઇત્યાદિ અનેક લૌકિક કલ્પનાઓ તે લોકસંજ્ઞા

તથા આ સજ્ઞાઓમાંથી દેવને મુખ્યત્વે પરિગ્રહસજ્ઞા અને લોભસજ્ઞા છે, નારકને ભયસજ્ઞા તથા ક્રોધસજ્ઞા છે, તિર્યંચોને આહાર તથા માયા સજ્ઞા અને મનુષ્યોને મુખ્યત્વે મૈથુનસજ્ઞા અને માનસજ્ઞા[1] છે

## ॥ (૫) સસ્થાન ૬ ॥

સામુદ્રિક શાસ્ત્રમા કહેલા પ્રમાણ યુક્ત અથવા પ્રમાણ રહિત થયેલો શરીરનો જે આકાર તે સસ્થાન ૬ પ્રકારના છે તે આ પ્રમાણે—

૧ **समचतुरस्र संस्थान**—શરીરના સર્વ અવયવો સામુદ્રિક શાસ્ત્રમા કહ્યા પ્રમાણે પ્રમાણ[2] સર હોય તે સમચતુરસ્ર સસ્થાન કહેવાય ગર્ભજ મનુષ્યને આશ્રી વિચારીએ તો પર્યંકાસને (પદ્માસન વાળી) બેઠેલા મનુષ્યના ડાબા ઢીંચણથી જમણો ખભો, જમણા ઢીંચણથી ડાબો ખભો, ડાબા ઢીંચણથી જમણો ઢીંચણ અને પર્યંકાસનના મધ્ય ભાગથી નાસિકાનો અગ્ર ભાગ, એ ચારે માપમા સરખા હોય તો [ सम=સરખા चतु=(બે ખભા બે ઢીંચણ રૂપ) ૪—ચાર अस्र=બાજુ અથવા ખૂણા—ખૂણાણુ ] સમચતુરસ્ર સસ્થાન કહેવાય

---

૧ એમા જે અલ્પબહુત્વ (ન્યૂનાધિકતા) છે તે મજ્ઞાના સ્વામીની ૧૯ મી ગાથાના અર્થમા કહેવાશે

૨ પુરૂષ પોતાના અગુલની ૧૦૮ અગુલ ઊંચો હોય તેમા પણ ગુલ્ફ (એડી ઉપરનો ઢેકાનો ભાગ) ૪ અગુલ જઘા (એડીથી ઉપરનો અને ગુડાથી નીચનો દીર્ઘ ભાગ) ૨૪ અગુલ જાનુ (ગુડાનો ઢેકો) ૪ અગુલ સાથળ ૨૪ અગુલ બસ્તિ (કુલાનો ભાગ) ૧૨ અગુલ ઉદર ૧૨ અગુલ છાતી ૧૨ અગુલ ગ્રીવા (ગળુ—ડોક) ૪ અગુલ અને મુખ ૧૨ અગુલ એ રીતે ૧૦૮ અગુલની ઊંચાઇ ગણવી તથા પગનખિયુ અગુઠા સહિત ૧૪ અગુલ દીર્ઘ અને ૬ અગુલ વિસ્તૃત કેડની લબાઇ ૧૮ અગુલ છાતીનો વિસ્તાર ૨૪ અગુલ અગુલિસહ હાથની લબાઇ ૪૬ અગુલ મસ્તકની લબાઇ ૩૨ અગુલ જઘાનો પરિધિ ૧૮ અગુલ જાનુનો પરિધિ ૨૧ અગુલ સાથળનો પરિધિ ૩૨ અગુલ, નાભિ નીચેનો પરિધિ ૪૬ અગુલ છાતી અને પીઠ બે મળીને પરિધિ ૫૬ અગુલ તથા ગ્રીવાનો પરિધિ ૨૪ અગુલ ઇત્યાદિ રીતે અગોપાગના બીજા પણ નાના નાના પ્રમાણ અનેક છે

૨ न्यग्रोध परिमडल—(ન્યગ્રોધ એટલે વડવૃક્ષની પેઠે પરિમંડલ એટલે ચારે તરફ ઉપરથી મંડલાકાર અર્થાત્) નાભિથી ઉપરના અવયવો પ્રમાણયુક્ત હોય અને નાભિથી નીચેના અવયવો (વડના થડની પેઠે) પ્રમાણ રહિત હોય તે ન્યગ્રોધ સંસ્થાન કહેવાય

३ सादि—પગના તળિયાથી નાભિ સુધીનો સાદિ એટલે પહેલો શરીરનો અર્ધભાગ પ્રમાણયુક્ત હોય અને ઉપરનો અર્ધ ભાગ પ્રમાણ રહિત હોય તે સાદિ સંસ્થાન આ સંસ્થાનને કેટલાક ગ્રન્થકારો साची (=શાલ્મલીવૃક્ષના આકારવાળુ) પણ કહે છે

४ वामन—મસ્તક-ગ્રીવા-હાથ અને પગ એ ૪ અવયવ પ્રમાણ-યુક્ત હોય, અને શેષ (પીઠ, ઉદર અને છાતી) અવયવો પ્રમાણ રહિત હોય તે વામન સંસ્થાન

५ कुब्ज—વામનથી વિપરીત (એટલે મસ્તક આદિ ૪ અવયવો પ્રમાણ રહિત હોય અને પીઠ વગેરે શેષ અવયવો પ્રમાણ-યુક્ત) હોય તે કુબ્જ સંસ્થાન

६ हुडक—પ્રાયઃ સર્વ અવયવો પ્રમાણ રહિત હોય તે હુંડક સંસ્થાન

## ॥ (૬) કષાય ૪ ॥

कष એટલે કર્મનો અથવા સંસારનો आय એટલે લાભ જેના વડે થાય તે कषाय એ પ્રમાણે અનેક શબ્દાર્થવાળા કષાય ક્રોધ-માન માયા-લોભ એ ૪ પ્રકારના પ્રસિદ્ધ છે જેનુ સ્વરૂપ કર્મવિપાક આદિ ગ્રંથોથી સવિસ્તર પણે જાણી લેવુ

## ॥ (૭) લેશ્યા ૬ ॥

જેનાવડે જીવ કર્મ સાથે श्लिष्यते=સબંધવાળો થાય, એટલે જેનાવડે જીવ કર્મબંધ કરે તે लेश्या કહેવાય તે બે પ્રકારની છે ત્યાં લેશ્યાના પુદ્ગલો તે द्रव्य लेश्या, અને તે પુદ્ગલોના અવલંબનથી(=ઉપકારથી) થતો આત્માનો પરિણામ તે भावलेश्या, આ પ્રકરણમા કહ્યલેશ્યા ૨૪ દંડકપદોમા કહેવાની છે, તે દ્રવ્ય લેશ્યા પુદ્ગલરૂપ છે, અને પુદ્ગલો વર્ણ-ગંધ-રસ-સ્પર્શ યુક્ત

तेथी वर्ण भेदनी मुख्यताએ वर्णना नामे ६नामवाळी ६ प्रकारनी द्रव्य लेश्या छे ते आ प्रमाणे—

कृष्णलेश्या—काजळ अने भमरा सरखा अत्यंत कृष्ण वर्णवाळी, लिंबडा तथा करियाताना रससरखा कडवारसवाळी, अति दुर्गंधवाळी, अने अति कठोर स्पर्शवाळी कृष्ण लेश्या छे २ नील लेश्या कृष्ण लेश्याना वर्ण गंध रस स्पर्शथी उतरता—न्यून (कंइक सारा) वर्णादि वाळी छे, परन्तु मयूरनी डोक सरखा नीलवर्णवाळी छे, तथा ३ कापोतलेश्या—नीलवर्ण अने रक्तवर्ण ( लीलो अने लाल वर्ण ) नी मिश्रता (मिश्रवर्ण) वाळी, अने नीललेश्याना वर्णादिकथी न्यून अशुभ वर्णादिकवाळी छे ४ तेजोलेश्या—हिंगलोक वगेरेना सरखी अति रक्त वर्णनी, तथा शुभ रस शुभ गंध अने शुभ स्पर्शवाळी छे ५ पद्मलेश्या—सुवर्ण सरखा पीत-वर्णवाळी अने तेजो लेश्याथी अधिक शुभ रसादिवाळी छे ६ शुक्ललेश्या—आ लेश्यानो वर्ण दुग्धथी पण अधिक श्वेत छे, अने अत्यंत शुभ गंध–रस–स्पर्श युक्त छे

ए प्रमाणे प्रथमनी ३ लेश्या अशुभ वर्णादिवाळी, अने अशुभ आत्मपरिणाममा सहायक होवाथी ३ अशुभलेश्या छे, अने छेल्ली ३ लेश्या शुभ वर्णादिवाळी तथा शुभ परिणाममा सहायक होवाथी ३ शुभलेश्या छे

( अयोगी गुणस्थानवर्ति सिवायना ) दरेक ससारी जीवने द्रव्यलेश्या अने भावलेश्या बन्ने होय छे, परन्तु तफावत ए छे के देव नारकोनी द्रव्यलेश्या सदाकाळ एकज कायम रहे छे, अने भाव लेश्या (आत्म परिणामरूप लेश्या) दरेक अन्तर्मुहुर्ते बदलाया करे छे तथा (सर्वज्ञ सिवायना) मनुष्योनी अने तिर्यंचोनी तो द्रव्यलेश्या तथा भावलेश्या बन्ने अन्तर्मुहूर्ते अन्तर्मुहूर्ते बदलाया करे छे अहिं कई लेश्याओथी केवा प्रकारना आत्मपरिणाम थाय छे, ते सबधि शास्त्रमा जबूवृक्षनाफळ खानार ६ मुसाफरोनु दृष्टान्ततथा कोई गाममा धाड पाडवा जनार ६ चोरनु दृष्टान्त कहेलु छे ते आ प्रमाणे—

१ जंबूफल भक्षकनु दृष्टांत—चालता चालता अरण्यमा आवी पडेला अने क्षुधा तृषाथी पीडायेला ६ मुसाफरो ते अरण्यमा पाकी

ગએલા જાંબૂના ઝુમખાઓથી લચી પડતુ (નમી ગયેલુ) એક સુંદર જાંબૂવૃક્ષ દેખીને તેના જાંબૂ ખાવાની ઇચ્છાથી પરસ્પર વિચાર કરવા લાગ્યા કે આ જાંબૂ ઘણા ઉંચા વૃક્ષ ઉપર રહેલા છે તે કેવી રીતે લેવા? ત્યારે તે ૬ મુસાફરમાના એકે અભિપ્રાય આપ્યો કે આ વૃક્ષને મૂળમાથી ઉખેડી નીચે પાડીએ (એ પરિણામ કૃષ્ણલેશ્યાનો જાણવો), ત્યારે બીજાએ કહ્યુ કે મૂળથી ન ઉખેડતા વડ ઉપરની મોટી મોટી શાખાઓ તોડી પાડીએ (એ નીલલેશ્યાનો પરિણામ), ત્યા ત્રીજાએ કહ્યુ કે વૃક્ષની ન્હાની ન્હાની શાખાઓ નીચે પાડીએ (એ કાપોતલેશ્યાનો પરિણામ), ચોથાએ કહ્યુ ફળના ગુચ્છા-ઝુમખાજ તોડી નીચે નાખીએ (એ તેજોલેશ્યાનો પરિણામ), પાચમાએ કહ્યુ આખા ઝુમખા તોડવાનું પ્રયોજન નથી, પરન્તુ ઝુમખામાથી ફળોજ ચુટી ચુટીને નીચે નાખો (એ પદ્મલેશ્યાનો પરિણામ), અને છઠ્ઠાએ કહ્યુ કે વૃક્ષ ઉપર ચઢીને ફળો ચુટવા કરતા આ જમીન ઉપર પોતાની મેળે પડેલા ફળોજ વીણી વીણીને આપણી ક્ષુધા શમાવીએ, કારણ કે ક્ષુધાની શાન્તિ એજ આપણો મુખ્ય ઉદ્દેશ એથી પણ જળવાય છે તો નાહક વૃક્ષછેદનના પાપમા શા માટે પડવુ? (એ શુક્લલેશ્યાનો પરિણામ જાણવો)

૨ છ ચોરનુ દ્રષ્ટાન્ત—કોઈ ગામમા ધાડ પાડવા માટે જતા ૬ ચોરો માર્ગમા વિચાર કરે છે, ત્યા એકે કહ્યુ કે ગામમા પેસતા મનુષ્ય અથવા પશુ જે કોઈ મળે તે સર્વને હણવા (એ કૃષ્ણલેશ્યાનો પરિણામ), બીજાએ કહ્યુ કે પશુઓનો શો અપરાધ? માટે એકલા મનુષ્યોનેજ હણવા (એ નીલલેશ્યાનો પરિણામ), ત્રીજાએ કહ્યુ કે મનુષ્યોમા પણ રાંક એવી સ્ત્રી જાતિને શા માટે હણવી? કેવળ પુરૂષોનેજ હણવા (એ કાપોતલેશ્યાનો પરિણામ) ચોથાએ કહ્યુ સર્વ પુરૂષોને હણવાનુ શુ પ્રયોજન? જેટલા શસ્ત્રવાળા હોય તે પુરૂષોનેજ હણવા (એ તેજોલેશ્યાનો પરિણામ), પાચમાએ કહ્યુ સર્વ શસ્ત્રધારી પુરૂષોમા પણ જેઓ આપણાથી ડરીને નાસી જતા હોય અથવા મ્હામા ન થતા હોય તેવાઓને હણવાનુ પ્રયોજન નથી, કેવળ આપણી મ્હામે થનારા શસ્ત્રવાળા પુરૂષોને હણવા (એ પદ્મલેશ્યાનો પરિણામ), ત્યારે છઠ્ઠા ચોરે કહ્યુ કે એક તો ચોરીનુ મહાપાપ કરવુ અને બીજુ મનુષ્યોની હિંસા કરવી એ બમણા પાપનુ પ્રયોજન નથી આપણે ચોરી કરવા આવ્યા છીએ

તો કેવળ ફળમાત્ર લૂટીને ચાલ્યા જવુ, પરન્તુ કોઇનો પણ ઘાત ન કરવો ( એ શુક્લલેશ્યાનો પરિણામ જાણવો )

॥ (૮) ઇન્દ્રિય પ ॥

इन्द्र એટલે આત્મા તેનુ જે લિંગ-ચિન્હ તે इन्द्रिय કહેવાય તે દ્રવ્યથી અને ૧ભાવથી એમ ૨ પ્રકારની છે, તે દરેક પુન સ્પર્શ ઇન્દ્રિય રસના ઇન્દ્રિય ઇત્યાદિ ભેદથી પાચ પાચ પ્રકારની છે આ પ્રકરણમા પાચ પ્રકારની ૨દ્રવ્યેન્દ્રિયોનુ પ્રયોજન છે ત્યા સ્પર્શેન્દ્રિય સિવાયની ૪ દ્રવ્યેન્દ્રિયો બાહ્ય આકાર વાળી અને અભ્યન્તર આકારવાળી એમ બે બે પ્રકારની અને સ્પર્શનેન્દ્રિય એકજ ( અભ્યન્તર ) પ્રકારની છે તે આ પ્રમાણે—

૧ स्पर्शेन्द्रिय—બહાર દેખાતી ત્વચા (ચામડી) ને લોક સ્પર્શેન્દ્રિય કહે છે તે સ્પર્શેન્દ્રિય નથી, કારણ કે એ (ત્વચા) શીત ઉષ્ણ આદિ વિષયજ્ઞાન કરાવી શક્તી નથી, વિષયજ્ઞાન કરાવનારી સ્પર્શેન્દ્રિય તો જૂદીજ છે, અને તે સ્પર્શેન્દ્રિય આ ત્વચામા વ્યાપ્ત થઇને ( રેખાઇને-પથરાઇને ) રહી છે માટે લોકો એ ત્વચાનેજ સ્પર્શેન્દ્રિય વાસ્તવિક માને છે તે તેમ નથી, પરન્તુ એ ત્વચાના ઉપલા અને અદરના સર્વ ભાગમા અગુલના અસખ્યાતમા ભાગ જેટલુ અતિશય પાતળુ સ્પર્શેન્દ્રિયના પુદ્ગલોનુ પડ એવી રીતે ૩પથરાઇ ફેલાઇ રહ્યુ છે કે જેથી દેખાતા નાક કાન ચક્ષુ અને જીન્હા ઇત્યાદિ શરીરના સર્વે અવયવો સ્પર્શેન્દ્રિય યુક્ત થયેલા છે, એજ પુદ્ગલો શીત ઉષ્ણ ઇત્યાદિ સ્પર્શવિષયનુ જ્ઞાન કરાવનારા છે, અને તે શરીરની ઉપર તથા અદરના સર્વ ભાગમા વ્યાપ્ત અને અદૃશ્ય હોવાથી अभ्यन्तर निर्वृत्ति ( અતરાકાર ) સ્પર્શેન્દ્રિય કહેવાય છે જેમ સર્વના શરીર આકાર જૂદા જૂદા

૧ ઇન્દ્રિયાવરણનો ક્ષયોપશમ અને દ્રવ્યેન્દ્રિય દ્વારા પ્રવર્તતો ઉપયોગ એમ ૨ પ્રકારની ભાવેન્દ્રિય

૨ આત્માને વિષયબોધ કરાવવાની શક્તિવાળા અતિ સ્વચ્છ પુદ્ગલો રૂપ દ્રવ્યેન્દ્રિય છે

૩ ચાદીના પતાના પોલાણવાળા પૂતળાને સોનાના ગિલિટવાળા રસમા બોળવાથી જેમ અદરથી અને બહારથી સુવર્ણ વ્યાપ્ત થઇ જાય છે તેવી રીતે આ સ્પર્શેન્દ્રિય દેહમા વ્યાપ્ત થઇ છે

છે, તેમ અભ્યન્તર સ્પર્શેન્દ્રિયના આકાર પણ શરીરના આકાર પ્રમાણે જૂદા જૂદા[૪] છે આ સ્પર્શેન્દ્રિય શીત-ઉષ્ણ-સ્નિગ્ધ-રૂક્ષ-મૃદુ-કર્કશ-લઘુ-અને ગુરૂ એ આઠ પ્રકારનો વિષય જાણી શકે છે

૨ રસનેન્દ્રિય—દેખાતી જીવ્હા તે ( બાહ્ય આકારવાળી ) વાહ્યનિર્વૃત્તિ રસનેન્દ્રિય છે, અને એજ જીવ્હામા વ્યાપ્ત થયેલ અગુલના અસખ્યાતમા ભાગ જેવડા પાતળા પડવાળી અભ્યન્તર નિર્વૃત્તિ રસનેન્દ્રિય છે, તેજ તિક્ત (તીખો)-કટુ (કડવો) આમ્લ (ખાટો)-કષાય (તૂરો)-અને મધુર રસ રૂપ પાચ પ્રકારનો વિષય ગ્રહણ કરે છે તેનો આકાર ઘાસ ઉખેડનાના ખુરપના સરખો છે, અને બાહ્યનિર્વૃત્તિ રસનેન્દ્રિયનો આકાર તો દેખીતોજ છે

૩ ઘ્રાણેન્દ્રિય—દેખાતી નાસિકા તે વાહ્યનિર્વૃત્તિ ઘ્રાણેન્દ્રિય છે, અને એ નાસિકાના છીદ્રમા પડહમના ( વાજીત્ર વિશેષના ) આકારવાળી અને અગુલના અસખ્યાતમા ભાગ જેટલી પાતળી તથા તેટલીજ લાબી પ્હોળી હોવાથી ચક્ષુવડે ન દેખી શકાય એવી અભ્યન્તર નિર્વૃત્તિ ઘ્રાણેન્દ્રિય છે, તેજ સુગધ અને દુર્ગંધ એ ૨ પ્રકારના ગધવિષયને ગ્રહણ કરે છે

૪ ચક્ષુરિન્દ્રિય—આખનો શ્વેત ડોળો, કાળી કીકી, અને કીકીમાનો તારો એ વાહ્યનિર્વૃત્તિ ચક્ષુ ઇન્દ્રિય છે, તે દેખી શકતી નથી પરન્તુ ચન્દ્રના આકારવાળી અને અગુલીના અસખ્યાતમા ભાગ જેવડી લબાઈ પ્હોળાઈ અને જાડાઈવાળી અતિ સ્વચ્છ પુદ્ગલાત્મક જે અભ્યન્તરનિર્વૃત્તિ ચક્ષુ ઇન્દ્રિય છે તેજ શ્વેત-પીત-રક્ત-નીલ-અને કૃષ્ણ એ ૫ પ્રકારના વર્ણ વિષયને (રૂપને) ગ્રહણ કરે છે

૫ શ્રોત્રેન્દ્રિય—દેખાતી કર્ણપર્પટિકા (કાનપાપડી) ઇત્યાદિ ભિન્ન ભિન્ન આકારવાળી વાહ્યનિર્વૃત્તિ શ્રોત્રેન્દ્રિય છે, અને એજ કાનના છિદ્રમા અગુલના અસખ્યાતમા ભાગ જેવડી અદૃશ્ય અભ્યન્તર નિર્વૃત્તિ શ્રોત્રેન્દ્રિય કદબપુષ્પના આકારવાળી છે તેજ શબ્દ પુદ્ગ-

૪ શરીરનો બાહ્ય આકાર અને સ્પર્શેન્દ્રિયનો ( અભ્ય૦ સ્પર્શનો ) આકાર સર્વ પ્રાણિઓમા એક સરખો હોવાથી શાસ્ત્રકારોએ આગળ કહેવાતી શેષ ચાર ઇન્દ્રિયોના બે ભેદવત્ સ્પર્શેન્દ્રિયના અભ્ય૦ નિર્વૃત્તિ અને બાહ્ય નિર્વૃત્તિ એ નામથી બે જૂદા ભેદ માન્યા નથી, પરન્તુ શરીર અને સ્પર્શેન્દ્રિય એ બે વસ્તુ તો જૂદીજ માની છે

લોને ગ્રહણ કરી શકે છે એ પ્રમાણે બાહ્ય ઇન્દ્રિયોના પ્રત્યેકના આકાર જીવોને જુદા જુદા હોય છે, પરન્તુ વિષય ગ્રહણ કરનાર અભ્યન્તરનિર્વૃત્તિ ઇન્દ્રિયના આકાર તો સર્વ જીવને એક સરખાજ હોય છે

## ॥ (૯) સમુદ્‌ઘાત (૨)-૭ ॥

જીવ સમુદ્‌ઘાત અને અજીવ સમુદ્‌ઘાત એમ ૨ પ્રકારના સમુદ્‌ઘાત છે ત્યાં આગળ કહેવાતા કેવલિ સમુદ્‌ઘાતની પદ્ધતિ પ્રમાણે કોઈક અનન્ત પરમાણુઓનો બનેલો અનન્ત પ્રદેશી સ્કન્ધ તથાવિધ વિશ્રસા પરિણામ વડે ( સ્વાભાવિક રીતે ) ચાર સમયમાં સંપૂર્ણ લોકાકાશમાં વ્યાપ્ત થઇ પુન બીજા ચાર સમયમાં અનુક્રમે સંહરાઇ મૂળ અવસ્થાવાળો એટલે અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણનો થાય તે અહિં અજીવ સમુદ્‌ઘાત ગણાય એ સંપૂર્ણ લોકાકાશમાં વ્યાપ્ત થવાની યોગ્યતાવાળા અચિત્ત થયેલા પુદ્‌ગલસ્કંધો અનન્ત છે અને તે સર્વે अचित्तमहास्कंधना નામથી ઓળખાય છે આવું પ્રકરણમાં અજીવ સમુદ્‌ઘાતનું પ્રયોજન નથી પરન્તુ જીવ સમુદ્‌ઘાતનુંજ પ્રયોજન છે માટે તે સાત પ્રકારના જીવ સમુદ્‌ઘાત કહેવાય છે

सम्=એકી ભાવે (વેદનાદિકમાં તલ્લીનપણે) उत्=પ્રબલતાવડે અથવા અતિશયપણે કર્મપ્રદેશોનો જે घात=વિનાશ તે समुद्‌घात આ સમુદ્‌ઘાતમાં (જાણી જોઇને બુદ્ધિપૂર્વક કરેલો અથવા સ્વાભાવિક રીતે પણ થયેલો) આત્મપ્રયત્ન અને તે તે કર્મની અધિક ઉદીરણા એ બે મુખ્ય વસ્તુ ( મુખ્ય વિષય ) છે તેના ૭ ભેદની વિગત આ પ્રમાણે—

**૧ वेदना समुद्‌घात**—(અશાતા વેદનીયની) વેદનાવડે વ્યાકુલ થયેલો આત્મા પોતાના કેટલાક આત્મપ્રદેશો બહાર કાઢી ઉદર વગેરેના પોલાણ ભાગ પૂરી તથા ખભા વગેરેના આંતરા-પૂરી શરીરની ઉંચાઇ અને જાડાઇ જેટલો એકસરખો દંડાકાર થાય અને તેમ થઇને પ્રબલ ઉદીરણા કરણવડે અશાતા વેદનીયના ઘણા કર્મપ્રદેશો ઉદયાવલિકામાં નાખી ઉદય આણી વિનાશ પમાડે તે

**૨ कषाय समुद्‌घात**—કષાયવડે વ્યાકુળ થયેલો આત્મા (વેદના સમુદ્‌માં કહ્યા પ્રમાણે) દંડાકાર થઈ પ્રબલ ઉદીરણાવડે

કષાય મોહનીય કર્મના ઘણા કર્મપુદ્ગલો ઉદયાવલિકામા નાખી ઉદય લાવી વિનાશ પમાડે ( અને ઘણા નવા કર્મપ્રદેશો પણ બાધે ) તે

३ मरण समुद्घात—મરણાન્ત સમયે વ્યાકુલ થયેલો આત્મા મરણથી અન્તર્મુહૂર્ત પહેલા પોતાના કેટલાક આત્મપ્રદેશોને શરીર બહાર કાઢી જ્યા ઉત્પન્ન થવાનો છે તે સ્થાન સુધી સ્વદેહ પ્રમાણ જાડા દડના આકારે લબાવી ( જઘન્યથી અગુલનો અસખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટથી અસખ્ય યોજન સુધી લબાવી ) અન્તર્મુ० સુધી તેવીજ અવસ્થાએ રહી ( કોઈ પુન મૂળ શરીરમા દાખલ થઈ પુન એ રીતેજ દીર્ઘ દડાકાર થઈ અવશ્ય ) મરણ પામે તે એ દડઅવસ્થામા આયુષ્ય કર્મના ઘણા પુદ્ગલોને પ્રબલ ઉદીરણાવડે ઉદયાવલિકામા દાખલ કરી ઉદયમા લાવી વિનાશ પમાડે છે ( અહિં નવીન કર્મગ્રહણ નથી)

४ वैक्रिय समुद्घात—વૈક્રિય લબ્ધિવાળો આત્મા પોતાના આત્મપ્રદેશોને શરીર બહાર કાઢી ઉત્કૃષ્ટથી સખ્યાત યોજન દીર્ઘ અને સ્વશરીર પ્રમાણ જાડો દડાકાર રચી પૂર્વોપાર્જિત વૈક્રિયનામકર્મના ઘણા પ્રદેશોને ઉદીરણાવડે ઉદયમા લાવી વિનાશ કરવા સાથે રચના કરેલા વૈક્રિય શરીર યોગ્ય વૈક્રિય પુદ્ગલો ગ્રહણ કરી વૈક્રિય શરીર બનાવે તે

५ तैजस समुद्घात—તેજોલેશ્યાની લબ્ધિવાળો આત્મા પોતાના આત્મપ્રદેશોને શરીર બહાર કાઢી ઉત્કૃષ્ટથી સખ્યાત યોજન દીર્ઘ અને સ્વદેહ પ્રમાણ જાડો દડાકાર રચી પૂર્વોપાર્જિત તૈજસનામકર્મના પ્રદેશોને પ્રબલ ઉદીરણાવડે ઉદયમા લાવી નિર્જરવા સાથે તૈજસ પુદ્ગલોને ગ્રહણ કરી તેજોલેશ્યા અથવા શીતલેશ્યા મૂકે તે

६ आहारक समुद्घात—આહારક લબ્ધિવાળા ચૌદપૂર્વધર મુનિ મહાત્મા શ્રીજિનેશ્વરની સમવસરણાદિ ઋદ્ધિ દેખવા માટે અથવા શ્રુતજ્ઞાનમા ઉપજેલા સૂક્ષ્મ સદેહના નિવારણ માટે ઇત્યાદિ કારણથી પોતાના આત્મપ્રદેશો બહાર કાઢી ઉત્કૃષ્ટથી સખ્યાત યોજન દીર્ઘ અને સ્વદેહ પ્રમાણ સ્થૂલ દડાકાર રચી પૂર્વોપાર્જિત આહારક નામકર્મના પુદ્ગલો પ્રબલ ઉદીરણાવડે ઉદયમા લાવી

નિર્જરા સાથે આહાર- શરીર યોગ્ય પુદ્‌ગલો ગ્રહણ કરી આહારક શરીર બનાવે તે

૭ કેવલિ સમુદ્‌ઘાત—જે કેવલિ ભગવંતને નામ ગોત્ર અને વેદનીય એ ૩ કર્મની સ્થિતિ જો પોતાના આયુષ્ય કર્મની સ્થિતિથી અધિક ભોગવવી બાકી રહી હોય તો તે ત્રણે કર્મની સ્થિતિ આયુષ્ય જેટલી તુલ્ય બનાવવા માટે પોતાના આત્મપ્રદેશોને શરીર બહાર કાઢી પહેલે સમયે લોકના નીચેના છેડાથી ઉપરના છેડા સુધી ૧૪ રજ્જુ પ્રમાણ ઉંચો અને સ્વદેહ પ્રમાણ જાડો આત્મપ્રદેશોનો દંડાકાર રચી, બીજે સમયે ઉત્તરથી દક્ષિણ (અથવા પૂર્વથી પશ્ચિમ) લોકાન્તસુધી કપાટ આકાર બનાવી, ત્રીજે સમયે પૂર્વથી પશ્ચિમ (અથવા ઉત્તરથી દક્ષિણ) બીજો કપાટ આકાર બનાવવાથી મથાન આકાર (ચાર પાંખવાળા રવૈયાનો આકાર) બનાવી, ચોથે સમયે ચાર આંતરા પૂરી (તે કેવલિ ભગવાનનો આત્મા) સંપૂર્ણ લોકાકાશમાં વ્યાપ્ત થઇ જાય ત્યાર બાદ પાંચમે સમયે આંતરાના આત્મપ્રદેશો સંહરી, છઠ્ઠે સમયે મથાન(ની બે પાંખ)ના આત્મપ્રદેશો સંહરી, સાતમે સમયે કપાટ સંહરી, આઠમે સમયે દંડ સંહરી પૂર્વવત્ સંપૂર્ણ દેહસ્થ થાય તે કેવલિ સમુદ્‌ઘાત એમાં પૂર્વોક્ત ૩ કર્મનો પ્રમવ (Cદીરળાદ્વાગ નહિ પગ) અપવર્તના દ્વારા વિનાશ થાય છે

એ પ્રમાણે ૧ કેવલિ સમુદ્‌ઘાત ૮ સમયનો છે અને શેષ ૬ સમુદ્‌ઘાત અન્તર્મુહૂર્ત કાળના છે કષાય સમુદ્‌ઘાતમાં નવા કષાય કર્મપ્રદેશોનું અધિક ગ્રહણ અને પ્રાચીન કષાય કર્મનો (બહુલઅપેક્ષાએ) અલ્પ વિનાશ છે ૧-૨-૭ સમુદ્‌ઘાતમાં પૂર્વ કર્મનો વિનાશ છે, પણ નવું કર્મગ્રહણ નથી અને ૪-૫-૬ સમુદ્‌ઘાતમાં પૂર્વોપાર્જિત કર્મનો વિનાશ છે, અને નવા કર્મનું ગ્રહણ નથી પરન્તુ શરીર યોગ્ય પુદ્‌ગલોનું ગ્રહણ છે તથા ૧-૨-૩ સમુદ્‌ઘાત જાણી જોઇને બુદ્ધિપૂર્વક કરી શકાતા નથી, પરન્તુ સ્વાભાવિક થાય છે તેથી અનાભોગિક (ઉપયોગ રહિત પણે થનારા) છે, અને શેષ ચારે સમુદ્‌ઘાત બુદ્ધિ પૂર્વક જાણી જોઇને કરાય છે માટે આભોગિક છે તથા વેદના કષાય અને મરણ સમુદ્‌ઘાત દરેક વેદનાદિ પ્રસંગે (તે તે સમુ૦) હોય એવો નિયમ નથી, તેમજ દરેક કેવલિને કેવલિ સમુદ્‌ઘાતનો પણ નિયમ નથી, પરન્તુ વૈક્રિય આદિક ૩ ની રચનામાં તો વૈક્રિયાદિ ૩ સમુદ્‌ઘાત અવશ્ય હોય છે

## ॥ (૧૦) દ્રષ્ટિ ૩ ॥

જેના વડે પદાર્થોનું સત્ય અથવા અસત્ય સ્વરૂપ દ્રશ્યતે= દેખાય તે દષ્ટિ કહેવાય, તે દૃષ્ટિના ૩ ભેદ આ પ્રમાણે છે—

૧ મિથ્યાત્વ દ્રષ્ટિ—જેમ મદિરા પીવેલ મનુષ્ય માતાને સ્ત્રી જાણે અને સ્ત્રીને માતા જાણે એ પ્રમાણે મિથ્યાત્વમોહનીય કર્મ રૂપ મદિરાના ઉન્માદથી જેનો વિવેક નાશ પામ્યો છે એવા વિવેકવિકલ (સત્યાસત્યનું સ્વરૂપ નહિ સમજનારા) જીવો સત્ (છતા) પદાર્થને અસત્ (અછતો એટલે નથી એવો) જાણે અને અસત્‌ને સત્ જાણે, ધર્મને અધર્મ જાણે અને અધર્મને ધર્મ જાણે ઇત્યાદિ રીતે વસ્તુ જે સ્વરૂપે હોય તે સ્વરૂપે ન સમજતા વિપરીત સ્વરૂપે સમજે તે

૨ સમ્યગ્દ્રષ્ટિ—તે મિથ્યાત્વમોહનીય કર્મના ઉપશમથી (શાન્ત થવાથી), ક્ષયોપશમથી (ક્ષય તથા ઉપશમ થવાથી), અને ક્ષયથી (સંપૂર્ણ નાશ પામવાથી) સત્‌ને સત્ અને અસત્‌ને અસત્ એટલે વસ્તુ જેવા સ્વરૂપે છે તેવા સ્વરૂપે સમજે તે (ત્રણ પ્રકારની) સમ્યગ્દષ્ટિ છે

મિશ્રદ્રષ્ટિ—સમ્યક્ત્વ અને મિથ્યાત્વના મિશ્રભાવ રૂપ મિશ્રમોહનીય કર્મના ઉદયથી જીવ વસ્તુતત્ત્વ સમજવામા સંદિગ્ધ સરખો (ન સત્ય સમજે કે ન અસત્ય સમજે એવી અવસ્થાવાળો) હોય, અર્થાત્ સર્વજ્ઞે કહેલા તત્ત્વ પ્રત્યે રૂચિ નહિ તેમ અરૂચિ પણ નહિ એવો હોય તે મિશ્રદષ્ટિ કહેવાય

## ॥ (૧૧) દર્શન ૪ ॥

દર્શન એટલે સામાન્ય ઉપયોગ આ ઘટ છે પટ છે ઇત્યાદિ સામાન્ય બોધ તે દર્શન કહેવાય ત્યા ચક્ષુ ઇન્દ્રિય દ્વારા વસ્તુનો વર્ણ=રૂપ દેખવાથી જે સામાન્ય ઉપયોગ થાય તે ૧ ચક્ષુદર્શન, ચક્ષુ સિવાયની બીજી ૪ ઇન્દ્રિયો અને મન દ્વારા જે સામાન્ય ઉપયોગ થાય તે ૨ અચક્ષુદર્શન અવધિ જ્ઞાનવાળા જીવને અવધિ જ્ઞાન વડે જાણવા યોગ્ય રૂપી પદાર્થોનો જે સામાન્ય ઉપયોગ થાય તે ૩ અવધિ દર્શન અને કેવળ જ્ઞાની જીવનો રૂપી કે અરૂપી સર્વ પદાર્થો પ્રત્યે જે સામાન્ય ઉપયોગ પ્રવર્તે તે ૪ કેવલ દર્શન દર્શનનુ બીજુ નામ નિરાકાર ઉપયોગ પણ છે

## ॥ (૧૨) જ્ઞાન ૫ ॥

આ ઘટ છે તે અમુક વર્ણનો, અમુકે બનાવેલો, અમુક સ્થાને બનેલો ઈત્યાદિ વિશેષ આકારવાળો જે* યથાર્થ બોધ તે જ્ઞાન (અથવા સાકાર ઉપયોગ) કહેવાય અથવા દરેક પદાર્થ સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ એમ ૨ ધર્મવાળા છે, ત્યા સામાન્ય ધર્મનુ ગ્રહણ તે દર્શન પ્રથમ કહેવાયુ છે અને વિશેષ ધર્મનુ યથાર્થ ગ્રહણ તે અહિં જ્ઞાન (અથવા વિશેષોપયોગ) કહેવાય છે તે જ્ઞાન ૫ પ્રકારનુ આ પ્રમાણે છે—

૧ मतिज्ञान—મન અને ઇન્દ્રિયોના નિમિત્તથી થતુ અર્થ રહિત યથાર્થ જ્ઞાન

૨ श्रुतज्ञान—મન અને ઇન્દ્રિયોના નિમિત્તથી થતુ અર્થ-વાળુ યથાર્થ જ્ઞાન

૩ अवधिज्ञान—(મન અને ઇન્દ્રિયોના આલબન વિના) આત્મ સાક્ષાત્ થતુ રૂપી પદાર્થનુ યથાર્થ જ્ઞાન

૪ मनःपर्यवज्ञान—(મન અને ઇન્દ્રિયોના આલબન વિના) આત્મસાક્ષાત્ થતુ સજ્ઞિ જીવોના મનોગત ભાવ જાણનારુ જ્ઞાન (આ જ્ઞાન યથાર્થજ હોય છે)

૫ केवलज्ञान—(મન અને ઈન્દ્રિયોના આલબન વિના) આત્મસાક્ષાત્ થતુ સર્વ પદાર્થનુ જ્ઞાન (આ જ્ઞાન પણ યથાર્થજ હોય છે)

## ॥ (૧૩) અજ્ઞાન ૩ ॥

અજ્ઞાન એટલે જ્ઞાનનો અભાવ એવો અર્થ નથી પરન્તુ अ એટલે કુત્સિત (નિંદ્ય) અથવા વિપરીત જ્ઞાન તે અજ્ઞાન કહેવાય, કારણ કે આ જ્ઞાનથી વસ્તુ જેવા સ્વરૂપે છે તેવા સ્વરૂપે સમજાતી નથી માટે વિપરીત જ્ઞાન ગણાય અને એ વિપરીત જ્ઞાન સદ્ગતિ અથવા મોક્ષનો હેતુ હોઈ શકતુ નથી માટે કુત્સિત-નિંદ્ય છે, અથવા

* જ્ઞાન અને અજ્ઞાન એમ બે પ્રકારનો વિશેષબોધ છે ત્યાં અહિં યથાર્થ બોધવાળુ જ્ઞાન ઠાર છે અને અયથાર્થ બોધ રૂપ અજ્ઞાન ૧૦ મા દ્વારમા જુદુ કહ્યુ છે

વિપરીત હોવાથી પણ નિંદ્ય છે તેના ૩ પ્રકાર આ પ્રમાણે છે ૧ મતિ અજ્ઞાન-મન અને ઇન્દ્રિયોના નિમિત્તથી થતુ અર્થરહિત અને અયથાર્થ (વિપરીત) જ્ઞાન ૨ શ્રુત અજ્ઞાન—મન અને ઇન્દ્રિયોના નિમિત્તથી થતુ અર્થવાળુ પરન્તુ અયથાર્થ જ્ઞાન, અને ૩ વિભંગ જ્ઞાન—મિથ્યાદૃષ્ટિનુ અવધિજ્ઞાન અહિં વિ એટલે વિપરીત ભંગ=પ્રકારનુ જે અવધિજ્ઞાન તે વિભંગજ્ઞાન એવો સૈદ્ધાન્તિક (સિદ્ધાન્તમા કહેલો) શબ્દ છે જેમ દ્વીપ સમુદ્ર અસખ્યાત છે, પરન્તુ શિવરાજર્ષિ નામના ઋષિને ૭ દ્વીપ અને ૭ સમુદ્ર જેટલુ અવધિજ્ઞાન ઉત્પન્ન થતા આટલાજ દ્વીપ સમુદ્ર છે અધિક નથી, એવી શ્રદ્ધા થવાથી તે અવધિજ્ઞાન વિભંગજ્ઞાન તરીકે ગણાયુ, અને ત્યારબાદ ભગવતના વચનથી અસખ્ય દ્વીપ સમુદ્રની શ્રદ્ધાવાળા થયા ત્યારે તે અવધિજ્ઞાન તરીકે ગણાયુ તથા સત્ય અસત્યના વિવેક રહિત બોલનાર પુરૂષનુ સત્ય વચન પણ અસત્ય અને અસત્ય વચન પણ અસત્ય ગણાય તેમ મિથ્યાત્વમોહનીય કર્મના ઉદયથી વિવેકરહિત પુરૂષનુ મતિજ્ઞાનાદિ જ્ઞાન તે અજ્ઞાનજ જાણુ

## ॥ (૧૪) યોગ ૧૫ ॥

યોગ એટલે આત્માનો પુદ્ગલના આલબનવાળો વ્યાપાર (એટલે ક્રિયા), તે મનયોગ-વચન યોગ-અને કાયયોગ એમ ૩ પ્રકારનો છે ત્યા કોઈ પણ વિષયનુ ચિંતન કરવુ તે મનયોગ, બોલવુ તે વચનયોગ અને હાલવુ ચાલવુ ઈત્યાદિ શરીર સબધિ ક્રિયા તે કાયયોગ કહેવાય એ ૩ મૂળયોગ છે, તેમા મનયોગ ૪ પ્રકારનો વચન યોગ ૪ પ્રકારનો, અને કાયયોગ ૭ પ્રકારનો છે તે આ પ્રમાણે—

## ॥ ૪ મનયોગ ॥

૧ સત્ય મનયોગ—જે વસ્તુ જેના સ્વરૂપે છે તેના સ્વરૂપે વિચારવી તે, ૨ અસત્ય મનયોગ-વસ્તુ જે સ્વરૂપે છે, તેથી વિપરીત સ્વરૂપે વિચારવી તે, ૩ સત્યમૃષા (અથવા મિશ્ર) મનયોગ-વસ્તુને કઈક અશે સત્ય સ્વરૂપે વિચારવી અને કઈક અશે અસત્ય સ્વરૂપે વિચારવી તે, અને ૪ અસત્યાઽમૃષા (અથવા વ્યવહાર)

મનયોગ-જે વિચારને સત્ય ન કહી શકાય કે અસત્ય પણ ન કહી શકાય તેનો વિચાર કરવો તે આ ચારે મનોયોગના ઉદાહરણ-દૃષ્ટાંત નીચે કહેવાતા ૪ પ્રકારના વચનયોગને અનુસારે વિચારવા

॥ ૪ वचनयोग ॥

૧ सत्य वचनयोग—જે વસ્તુ જેવા સ્વરૂપે છે તેવા સ્વરૂપે અને સ્વપરહિતનો વ્યાઘાત ન થાય તે રીતે કહેવી તે જેમ વીતરાગ તેજ સુદેવ કહેવા, પંચ મહાવ્રતધારી અને મોક્ષમાર્ગના ઉપદેશકનેજ સુગુરૂ કહેવા, તથા સંપૂર્ણ અહિંસા વિગેરે માર્ગનેજ સુધર્મ કહેવો, તથા આંબાને આંબા કહેવો પણ લિંબડો નહીં ઈત્યાદિ ૨ असत्य वचनयोग-જે વસ્તુ જેવા સ્વરૂપે છે તેવા સ્વરૂપે ન કહેતા તેથી વિપરીત સ્વરૂપે કહેવી તે જેમ રાગદ્વેષ આદિ મોહના લક્ષણોવાળા દેવને સુદેવ કહેવા, વ્રત નિયમ રહિત અને ઉન્માર્ગનો ઉપદેશ આપનારને સુગુરૂ કહેવા, તથા હિંસા અસત્ય આદિ અનીતિના માર્ગને ધર્મ કહેવો, તેમજ અવિવેકપણે આંબાને આંબો ન કહેવો ઈત્યાદિ ૩ सत्यासत्य ( मिश्र ) वचनयोग-વસ્તુને કંઈક અંશે સત્ય સ્વરૂપે કહેવી અને કંઈક અંશે અસત્ય સ્વરૂપે કહેવી તે. જેમ આમ્રવૃક્ષ (આંબા) ઈત્યાદિ અનેક વૃક્ષવાળું વન હોવા છતા પણ આ આમ્રવન છે એમ ( અન્ય વૃક્ષો પણ ગૌણ પણે-અવિવક્ષિત પણ છે એની અપેક્ષા રાખ્યા-સમજ્યા વિના ) કહેવું, ઈત્યાદિ ૪ असत्यामृषा (વ્યવહાર) वचनयोग-જે વચન સત્ય કે અસત્ય તરીકે ન ગણી શકાય એવું વચન બોલવું, જેમ બાળકનું હાલરડું ગાતા હુલવલવ બોલવું, ગીત વિગેરેમા રે-લોલ-વાલ ઈત્યાદિ બોલવું, હે મહિચન્દ્ર! આદિ સંબોધનવચનો, તથા આજ્ઞા કરવી, પ્રશ્ન પૂછવા, ઈત્યાદિ વ્યવહાર વચનયોગ (૧૨ પ્રકારના) છે તેમજ પશુઓની અને અસંજ્ઞિ જીવોની અસ્પષ્ટ ભાષાઓ પણ ચોથા પ્રકારનો વચનયોગ છે હવે ૭ પ્રકારના કાયયોગ આ પ્રમાણે છે—

॥ ૭ काययोग ( [૧]કર્મગ્રંથ મતે ) ॥

૧ औदारिक काययोग—ઔદારિક શરીરની ગમન આગ

---

[૧] સિદ્ધાન્તનો અભિપ્રાય મિશ્ર યોગની બાબતમા જુદો પડે છે તે આ પ્રમાણે—

મન આદિ ક્રિયા આ યોગ મનુષ્ય તિર્યંચોને પર્યાપ્ત અવસ્થામા હોય છે (મતાન્તરે શરીર પર્યાપ્તિ સમાપ્ત થયા બાદ શેષ પર્યાપ્તિઓ વડે અપર્યાપ્ત અવસ્થામા પણ હોય છે)

**૨ औदारिकमिश्र काययोग**—કાર્મણ શરીર સાથે ઔદારિક શરીરની મિશ્ર ક્રિયા આ યોગ મનુષ્ય તિર્યંચોને ઉત્પત્તિના બીજા સમયથી પ્રારંભીને અપર્યાપ્ત અવસ્થામા હોય છે ( મતાન્તરે શરીર પર્યાપ્તિ સમાપ્ત ન થાય ત્યા સુધી પણ હોય છે ) તથા કેવલિ સમુદ્ઘાતમા ૨-૬-૭ મા સમયે હોય છે

**૩ वैक्रिय काययोग**—વૈક્રિય શરીરની ગમનઆગમન આદિ ક્રિયા. આ યોગ દેવ નારકોને પર્યાપ્ત અવસ્થામા હોય છે, (અથવા મતાન્તરે શરીર પર્યાપ્તિ સમાપ્ત થયા બાદ અપર્યાપ્ત અવસ્થામા પણ હોય છે), તથા લબ્ધિવત મનુષ્ય તિર્યંચોને પણ વૈક્રિય શરીર રચતી વખતે વૈક્રિય શરીર સબધિ સર્વ પર્યાપ્તિઓ સમાપ્ત થયા બાદ પર્યાપ્ત અવસ્થામા (અથવા મતાન્તરે શરીર પર્યાપ્તિ સમાપ્ત થયા બાદ અપર્યાપ્ત અવસ્થામા પણ ) વૈ૦ મિશ્ર યોગ હોય છે

**૪ वैक्रियमिश्र काययोग**—કાર્મણ સાથે અથવા ઔદારિક સાથે વૈક્રિય શરીરની મિશ્ર ક્રિયા ત્યા દેવ નારકોને અપર્યાપ્ત અવસ્થામા ( ઉત્પત્તિના બીજા સમયથી પ્રારંભીને ) વૈ૦ મિશ્ર

---

ઔદા૦ મિશ્ર યોગ–મનુષ્ય તિર્યંચોને ઉત્પતિ વખતે કાર્મણ સાથે મિશ્ર હોય છે, ઉત્તર વૈક્રિય શરીર રચતી વખતે પ્રારંભમા વૈક્રિય સાથે ઔદા૦ મિશ્ર હોય અને આહા૦ શરીર રચતી વખતે પ્રારંભમા આહા૦ સાથે ઔદા૦ મિશ્ર હોય.

વૈ૦મિશ્રયોગ–દેવ નારકોને અપર્યાપ્ત અવસ્થામા, અને મનુષ્ય તિર્યંચોને ઉત્તર વૈક્રિયના સહરણ વખતે હોય છે

આહા૦મિશ્રયોગ પણ આહારના સહરણ વખતેજ હોય

એ પ્રમાણે ઉત્તર વૈક્રિયની રચનામા કર્મગ્રંથ પ્રારંભે અને પર્યન્તે(વૈ૦ મિશ્રયોગ ) તેમજ આહારકમા પણ પ્રારંભે અને પર્યન્તે (આહારક) મિશ્ર યોગ માને છે ત્યારે સિદ્ધાન્તવેત્તાઓ વૈક્રિયના સહરણ વખતેજ વૈ૦મિશ્ર અને આહારકના સહરણ વખતે આહા૦ મિશ્રયોગ માને છે

યોગ હોય છે, અને લબ્ધિવંત તિર્યંચ મનુષ્યોને પણ એ પ્રમાણે વૈ૦ શરીર સબંધિ અપર્યાપ્ત અવસ્થામાં એટલે ઉત્તર વૈક્રિયની રચના પ્રસંગે પ્રારમ્ભમાં વૈ૦ મિશ્રયોગ હોય તેમજ સંહરણ સમયે પણ (અન્તર્મુ૦ સુધી) વૈ૦ મિશ્રયોગ હોય છે

૫ आहारककाययोग—આહારક શરીરની શ્રી સર્વજ્ઞ ભગવંત પાસે ગમનાદિ ક્રિયા આ યોગ ચૌદપૂર્વધર મુનિને આહારક શરીર રચે ત્યારે આહા૦શરીર સમ્બંધિ અપર્યાપ્ત અવસ્થામાં હોય છે

૬ आहारकमिश्र काययोग—ઔદારિક શરીર સાથે આહારક શરીરની મિશ્રક્રિયા આ યોગ ચૌ પૂર્વધર મુનિને આહારક શરીરની રચનાના પ્રારંભમાં (એટલે આહા૦ શરીર સમ્બંધિ અપર્યાપ્ત અવસ્થામાં) અને આહાર૦ શરીરના સંહરણ વખતે પણ હોય છે

૭ तैजसकार्मण काययोग—તૈજસ શરીરની તથા કાર્મણ શરીરની ક્રિયા આ યોગમાં તૈજસ શરીરની ગૌણતા-અપ્રધાનતા અને કાર્મણ શરીરની મુખ્યતા-પ્રધાનતા હોવાથી कार्मण योग કહીએ તો પણ ઠીક છે આ યોગ પરભવમાં વક્રગતિએ જતા જીવને માર્ગમાં હોય છે, તથા પરભવમાં ઉત્પત્તિના પ્રથમ સમયે હોય છે, અને કેવલિ સમુદ્ઘાતના ૩-૪-૫ મા સમયે હોય છે

## ॥ (૧૫) ઉપયોગ ૧૨ ॥

उप એટલે સમીપમાં युज्यते એટલે જોડાય તે उपयोग કહેવાય, અર્થાત્ વિષયદેશમાં (જે જ્ઞાનનો વિષય જેટલા ક્ષેત્ર સુધીનો છે અથવા જે જે દ્રવ્યો-પર્યાયો સબંધિ છે તેટલા ક્ષેત્રમાં) પ્રાપ્ત થયેલા તે તે પદાર્થોના સ્વરૂપના અવબોધમાં-બોધમાં આત્મા જોડાય તે उपयोग કહેવાય તે ૪ દર્શન ૫ જ્ઞાન અને ૩ અજ્ઞાનના ભેદથી ૧૨ પ્રકારનો છે, તેનું સ્વરૂપ પ્રથમ કહી ગયેલા ૪ દર્શન ૫ જ્ઞાન અને ૩ અજ્ઞાનના અર્થને અનુસારે જાણવું

## ॥ (૧૬) ઉપપાત ॥

ઉપપાત એટલે ઉપજવું-ઉત્પન્ન થવું અર્થાત્ કયા દંડકમાં એક સમયે કયા દંડકના કેટલા જીવ ઉપજે-જન્મે ? તે, અને ઉપ-

લક્ષણથી (અધ્યાહારથી) કયા દંડકમા કેટલા કાળ સુધી કોઇ પણ જીવ આવી ઉત્પન્ન થાય નહિ એમ કહેવુ તે ઉપપાત દ્વાર ઉત્પત્તિથી અને વિરહથી એમ બન્ને પ્રકારે જાણવુ મૂળ ગાથાઓમા જો કે વિરહદ્વાર નથી કહ્યુ તો પણ અર્થમા વિરહદ્વાર કહેવાશે

## ॥ (૧૭) ચ્યવન ॥

કયા દંડકે એક સમયમા કેટલા જીવ ચ્યવે-મરણ પામે તેની સખ્યાનો નિયમ કહેવો તે ચ્યવનદ્વાર પણ (ઉપપાત દ્વારવત્) ઉપલક્ષણથી ચ્યવન વિરહ સહિત (એટલે કયા દંડકમા કેટલા કાળ સુધી કોઈ એક પણ જીવ મરણ ન પામે તે સબધિ કાળનિયમ કહેવો તે પણ) કહેવાશે મૂળ ગાથાઓમા ચ્યવનવિરહ નથી કહ્યો પરન્તુ અર્થમા કહેવાશે

## ॥ (૧૮) સ્થિતિ ૨ ॥

સ્થિતિ એટલે આયુષ્ય, અર્થાત્ કયા દંડકના જીવોનુ કેટલુ આયુષ્ય હોય તે આયુષ્યકાળનો નિયમ દર્શાવવો તે જઘન્યથી અને ઉત્કૃષ્ટથી એમ ૨ પ્રકારે છે ત્યા ઓછામા ઓછુ કેટલુ આયુષ્ય હોય તેનો નિયમ કહેવો તે ૧ જઘન્ય સ્થિતિ, અને વિશેષમા વિશેષ કેટલુ આયુષ્ય હોય તેનો નિયમ કહેવો તે ૨ ઉત્કૃષ્ટ સ્થિતિ કહેવાય મૂળ ગાથાઓમા એ બન્ને પ્રકારની સ્થિતિ કહેવાશે

## ॥ (૧૯) પર્યાપ્તિ ૬ ॥

પુદ્ગલસમૂહના આલબનથી પ્રગટ થયેલી જીવની જે શક્તિ તે પર્યાપ્તિ કહેવાય સસારી જીવ પુદ્ગલોના આલબન-સહાય વિના કઈ પણ કાર્ય-ક્રિયા કરી શકતો નથી, માટે ઉત્પત્તિ સ્થાને આવેલો જીવ પ્રતિ સમય જે જે ઔદારિકાદિ પુદ્ગલવર્ગણાઓ (ઉત્પત્તિ સ્થાને શુક્ર રૂધિર આદિ જે સ્વદેહ પ્રાયોગ્ય વર્ગણાઓ હાજર હોય તે પુદ્ગલ વર્ગણાઓ) ગ્રહણ કરતો જાય છે, તે તે પુદ્ગલવર્ગણાઓના સમૂહના આલબનથી જીવમા પ્રતિસમય કઈક કઈક અંશે જૂદી જૂદી શક્તિઓ પ્રગટ થતી જાય છે, અને જ્યારે તે તે શક્તિને લાયક પુદ્ગલો પૂરતા પ્રમાણમા ગ્રહણ થઇ જાય છે ત્યારે જીવમા તે તે પ્રકારની શક્તિ સપૂર્ણ પ્રગટ થાય છે, માટેજ

"પુદ્ગલ સમૂહના આલંબનથી પ્રગટ થયેલી જીવની (અમુક અમુક પ્રકારની) જે શકિત તે પર્યાપ્તિ" એમ કહેવાય છે હવે તે પર્યાપ્તિઓ (એટલે જીવની શકિતઓ) નીચે પ્રમાણે ૬ પ્રકારની છે—

**૧ आहार पर्याप्ति**—આહાર યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરી આહાર રૂપે બનાવી ખલ રસ રૂપે જૂદા પાડવાની જે શક્તિ તે આહાર પર્યાપ્તિ અહિં ગ્રહણ કરેલા પુદ્ગલોમાંથી શરીરાદિ રચી શકાય એવા પુદ્ગલો જુદા પાડવા તે रस, અને શરીરાદિ રૂપે રચનાના ઉપયોગમાં ન આવે એવા પુદ્ગલોને મળ-મૂત્ર આદિ રૂપે જૂદા પાડવા તે खल કહેવાય આ શકિત જીવને ઉત્પત્તિસ્થાને આવતા તૂર્ત પ્હેલે સમયેજ સંપૂર્ણ પ્રગટ થાય છે

**૨ शरीर पर्याप्ति**—રસ રૂપે જૂદા પાડેલ પુદ્ગલોમાંથી ઔદારિક વૈક્રિય અને આહારક રૂપ પોતે પોતાને યોગ્ય શરીર બનાવવાની જે શક્તિ તે શરીર પર્યાપ્તિ અહિં જીવ ત્રસ પ્રાયોગ્ય ઔદારિક શરીર રચનારો હોય તો [1]રસ-રૂધિર-માંસ-[2]અસ્થિ-[3]મેદ-[4]મજ્જા-અને વીર્ય એ સાત ધાતુઓ પણ બનાવે છે, નહિતર સાત ધાતુઓ બનાવ્યા વિના તે તે શરીર રચે છે આ શકિત જીવને પ્હેલા અન્તર્મુહૂર્ત્તમાં સંપૂર્ણ પ્રગટ થાય છે

**૩ इन्द्रिय पर्याप्ति**—શરીર રૂપે રચાતા પુદ્ગલોમાંથી (અથવા રસમાંથી પણ) જે જે પુદ્ગલો ઇન્દ્રિય રૂપે બની શકે એવા હોય તે તે પુદ્ગલોને ઇન્દ્રિયો રૂપે બનાવવાની જે શકિત તે ઇન્દ્રિય પર્યાપ્તિ આ શકિત ઔ૦ શરીરી જીવને બીજા અન્તર્મુહૂર્ત્તે અને શેષ (આહા૦ તથા વૈ૦) શરીરવાળા જીવોને શરીર પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ પ્હેલા સમયે સંપૂર્ણ પ્રગટ થાય છે, અને વિષયબોધ કરવામાં પણ સમર્થ થાય છે

---

૧ આહારનો પ્રથમ પરિણામ

૨ હાડ

૩ ચરબી

૪ હાડમાંની મિંજ (=હાડનો સાર ભાગ)

**૪ શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ**—જે શક્તિવડે જીવ શ્વાસોચ્છ્વાસ યોગ્ય પુદ્ગલવર્ગણાઓને ગ્રહણ કરી, શ્વાસોચ્છ્વાસ રૂપે બનાવી, અવલમ્બન કરીને વિસર્જે ( છોડે ) તે શક્તિનુ નામ શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ આ શક્તિ ઔદા૦ શરીરી જીવને ત્રીજા અન્તર્મુહૂર્તમા અને શેષ શરીરવાળા જીવોને ઇન્દ્રિય પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ એક સમયમા સપૂર્ણ પ્રગટ થાય છે

**૫ ભાષા પર્યાપ્તિ**—જે શક્તિવડે જીવ ભાષા યોગ્ય પુદ્ગલવર્ગણાઓ ગ્રહણ કરી, ભાષારૂપે બનાવી ( એટલે તે પુદ્ગલો વડે વચનોચ્ચાર કરી ), અવલંબીને વિસર્જે તે શક્તિનુ નામ ભાષાપર્યાપ્તિ અથવા વચન પર્યાપ્તિ કહેવાય આ શક્તિ ઔદારિક શરીરવાળા જીવોને ચોથા અન્તર્મુહૂર્તમા અને આહા૦ તથા વૈ૦ શરીરવાળા જીવોને ઉચ્છ્વાસ પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ ૧ સમયમા સપૂર્ણ પ્રગટ થાય છે

**૬ મન પર્યાપ્તિ**—જે શક્તિવડે જીવ મનોયોગ્ય પુદ્ગલવર્ગણાઓ ગ્રહણ કરી, મનરૂપે બનાવી, ( એટલે તે પુદ્ગલોવડે વિષયચિંતન કરી ) અવલબીને વિસર્જે તે મન પર્યાપ્તિ કહેવાય આ શક્તિ ઔદા૦શરીરી જીવોને પાચમા અન્તર્મુહૂર્તે અને શેષ શરીરવાળા જીવોને વચનપર્યાપ્તિ પૂર્ણ થયા બાદ ૧ સમયમા સપૂર્ણ પ્રગટ થાય છે

એ ૬ પર્યાપ્તિઓ અનુક્રમે અધિક અધિક સૂક્ષ્મ પરિણામવાળી છે તથા એ પર્યાપ્તિઓના કારણથી જીવ પર્યાપ્ત અને અપર્યાપ્ત કહેવાય છે ત્યા જે જીવને જેટલી પર્યાપ્તિઓની યોગ્યતા છે તે જીવ તેટલી પર્યાપ્તિઓ પૂર્ણ કરીને મરણ પામે એવો હોય તો ૧ લબ્ધિપર્યાપ્ત કહેવાય, અને તેટલી પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા વિના મરણ પામે એવો હોય તો ૨ લબ્ધિ અપર્યાપ્ત કહેવાય તથા જે જીવને જેટલી પર્યાપ્તિઓની યોગ્યતા છે તે જીવ તેટલી પર્યાપ્તિઓ પૂર્ણ કરી લે ત્યાર બાદ તે ૩ करणपर्याप्त કહેવાય અને પૂર્ણ ન કરી હોય ત્યા સુધી ૪ करणअपर्याप्त કહેવાય ઇત્યાદિ સવિસ્તર સ્વરૂપ પ્રસિદ્ધ થયેલા નવતત્ત્વ પ્રકરણના અર્થ પ્રસગે કહેવાઇ ગયું છે

## ॥ ( ૨૦ ) કિમાહાર ૪॥

किम એટલે કઈ દિશિનો (થી) અથવા કેટલી દિગ્નિો (થી) आहार એટલે આહાર અથવા (આહાર એટલે) પુદ્ગલગ્રહણ કરે તે સર્બંધિ નિયમ દર્શાવનો તે किमाहार કહેવાય એનુ બીજું નામ दिगाहार (કઈ ના કેટલી દિશિથી આહાર-ગ્રહણ કરે તે દિગાહાર) પણ કહેવાય એ કિમાહાર ૧ ત્રણ દિગ્નિો, ૨ ચાર દિશિનો, ૩ પાચ દિશિનો, અને ૪ છ દિગ્નિો એમ ચાર પ્રકારે છે એના બે દિગ્નિો અને એક દિશિનો એવા ૨ ભેદ હોતા નથી કારણ કે એક બે દિગ્થિી પુદ્ગલગ્રહણ થતુ નથી, પરન્તુ કમીમા કમી ૩ દિગ્થિી પુદ્ગલગ્રહણ થાય છે એ ૪ પ્રકારનુ કિંચિત સ્વરૂપ આ પ્રમાણે—

લોકાકાશની ચારે (સર્વ) બાજુ પર્યન્ત ભાગ (અથવા છેટલી અપાટી) છોડીને અંદરના ભાગમા રહેલા સર્વ સસારી જીવો ૪ દિગ્િ-ઊર્ધ્વ-અને અધ (૪ દિશિ-૧ ઉપર-૧ નીચે) એમ ૬ દિશિમાથી પુદ્ગલ ગ્રહણ કરે છે જેમ ઉકળતા ઘીની કઢ ઈમા ઘીના અંદરના ભાગમા રહેલો પુડલો અથવા પુરી ઘીને ઉપરથી નીચેથી અને ચારે દિશાઓમાથી ગ્રહણ કરે છે, અથવા જળથી ભરેલી કુડીમા જળની અંદર નાખેલો નાળીનો કકડો પાણીને છ એ દિશામાથી ચૂસે છે, તેમ લોકાકાશના પર્યન્ત ભાગો છોડીને લોકની અદર રહેલો જીવ પણ છએ દિશિથી આહાર ગ્રહણ કરે છે આ છ દિશિનુ આહારગ્રહણ સર્વ ત્રસ જીવોને અને ઘણા સ્થાવર જીવોને હોય છે

તથા લોકાકાશમા સર્વથી ઉપર અને સર્વથી નીચેના છેડા ભાગમા છેડા પર્યન્તના સ્થાને જ્યા લોકાકાશની ધાર અને ખૂણા પડે છે, ત્યા વિદિશિઓને અનુસરીને ખૂણામા રહેલો જીવ ૩ દિગ્િથી આહાર ગ્રહણ કરે છે, કારણ કે તે સ્થાને ૧ અલોક તર-

૧ આ ૩-૪-૫ દિશિનો આહાર શિક્ષકને અને વિદ્યાર્થીને પણ મોઢે કહેવાથી અથવા વાચવાથી લીન સમજાય તેવો નથી માટે લોકાકાશની આકૃતિની સ્થાપના ઉપરથી ધીરે ધીરે સમજીને સમજાવવો અથવા આટલુજ સમજાવવું કે-લોકાકાશના અન્તે એવા પ્રકારના સ્થાન છે કે કોઈ

રૂની પડખેની દિશાનો, ૧ વિદિગની સન્મુખ દિશાનો, અને ૧ (નીચે રહેલા જીવને) નીચેની દિશાનો અથવા (ઉપર રહેલા જીવને અંગે) ઉપરની દિશાનો એ ૩ દિશાનો આહાર પ્રાપ્ત થતો નથી, કારણ કે એ ત્રણે દિશાઓમા અલોકાકાશ આવેલો છે, અને અલોકાકાશમા પુદ્ગલ દ્રવ્ય છે નહિ

તથા પૂર્વે કહેલી ૮ દિગિઓમાની કોઇ પણ એક દિશિથી પાછળ હટીને (તે દિશિના પર્યન્ત ભાગને સ્પર્શ્યા વિના) રહ્યો હોય તો તેના જીવને ૪ દિગિનો આહાર હોય, બે દિગિથી પાછળ હટીને રહ્યો હોય તો ૫ દિશિનો આહાર હોય છે, અને ત્રણે દિશિથી પાછળ હટીને લોકની અંદરના ભાગમા રહ્યો હોય તો પ્રથમ કહ્યા પ્રમાણે ૭ એ દિશિનો આહાર હોય છે

એ ૩-૪-૫ દિશિનો (ત્રણ પ્રકારનો) આહાર લોકના પર્યન્ત ભાગે રહેલા એકેન્દ્રિય જીવોને હોય છે ઉદાહરણ તરીકે-કોઈ સૂક્ષ્મ એકેન્દ્રિય જીવ લોકની સર્વથા નીચે અને છેલ્લા પશ્ચિમ પાસેના ખૂણામા અગ્નિકોણને અનુસરીને-સ્પર્શીને રહ્યો હોય તો એક પડખે આવેલી પૂર્વ દિગિમા, બીજે પડખે (સન્મુખ)રહેલી દક્ષિણ દિશિમાં અને નીચેની અધોદિગિમા એ ૩ દિગિમા અલોક હોવાથી ૩ દિગિનો આહાર ન મળવાથી શેષ ૩ દિગિનો આહાર (ઊર્ધ્વનો પશ્ચિમનો અને ઉત્તરનો આહાર) ગ્રહણ કરે તથા એજ જીવ ત્યાંથી જરાક પણ પશ્ચિમ દિશા તરફ પાછળ હટીને રહે તો પૂર્વ દિશા ખુલ્લી થવાથી પૂર્વ દિશાનો આહાર મળતા ૪ દિગિના આહારવાળો થાય પુન એ જીવ લોકની સર્વથા નીચે

સ્થાને ૩ દિશાએ અલોક સ્પર્શેલો છે કોઈ સ્થાને ૨ દિશાએ અલોક સ્પર્શેલો છે, અને કોઇ સ્થાને ૧ દિશાએ અલોક સ્પર્શેલો છે (અને લોકની અંદરના ભાગમા અલોકનો સ્પર્શ નથી) માટે તે તે સ્થાનમા રહેલા કેટલાક એકેન્દ્રિય જીવોને તે અલોક તરફની ૩ દિશિમાથી આહાર મળતો નથી, કેટલાક જીવોને ૨ દિશામાથી આહાર મળતો નથી અને કેટલાક એકેન્દ્રિય જીવોને ૧ દિશામાથી આહાર મળતો નથી તે કારણથી ૩-૪-૫ દિશિનો આહાર હોય છે અહિં એકેક દિશિના આહારનો વ્યાઘાત ઠીક રીતે સમજાવતા વિષય ઘણો વધી જાય એવો છે માટે ઉપર લખેલી ટુંક વિગત અક્ષરશ સમજવામા આવવતો (એ વિગત) પણ નપૂર્ણ છે

રહ્યો છે તે સ્હેજ (એક આકાશ પ્રદેશ જેટલો પણ) ઉંચો ખસી આવે તો અધો દિશિ ખુલ્લી થવાથી અધોદિગ્નિો આહાર મળતા ૫ દિશિના આહારવાળો થાય પુન એ જીવ સ્હેજ ઉત્તર તરફ હઠી જાય તો દક્ષિણ દિશા પણ ખુલ્લી થતા ૬ દિશિના આહારવાળો થાય એ પ્રમાણે યથાસંભવ સર્વસ્થાને વિચારવુ, પરન્તુ ૩—૪—૫ દિશિના આહારમા ગમે તે સ્થાને પણ લોકનો પર્યન્ત ભાગ જ અવશ્ય લક્ષ્યમા રાખવો

## ॥ ( ૨૧ ) સંજ્ઞા ૩ ॥

પૂર્વે ૪થા દ્વારમા કહેલી આહાર-ભય-મૈથુન આદિ સંજ્ઞાઓ જૂદી છે, અને આ ૨૧ મા દ્વારમા કહેવાતી સંજ્ઞાઓ પણ જૂદી છે આ સંજ્ઞાઓ ૩ પ્રકારની છે તે આ પ્રમાણે—

૧ हेतुवादोपदेशिकी संज्ञा—જેમા વર્તમાન કાળના વિષયનુ જ ચિંતન-ઉપયોગ-વિચાર હોય તે હેતુવાદો૦ સંજ્ઞા કહેવાય આ સંજ્ઞાવાળા જીવો વર્ત્તમાન સમયે વર્ત્તતા દુખની નિવૃત્તિનો અને સુખની પ્રવૃત્તિનો ઉપાય ગોધે છે અને તે ઉપાય તૂર્ત અંગીકાર કરે છે, પછી તે ઉપાયથી ભૂતકાળમા ભલે દુખ થયુ હોય અથવા ભાવીકાળમા દુખ થવાનુ હોય તો પણ તે સમંધિ તેને ખ્યાલ હોતોજ નથી આવા પ્રકારની સંજ્ઞા-મનોવિજ્ઞાન રહિત એવા અસંજ્ઞિ ત્રસ જીવોને ( દ્વી૦ ત્રિ૦ ચતુ૦ અને અસ૦ પચેન્દ્રિયને ) હોય છે, કારણ કે એ જીવો જે સ્થાને રહ્યા છે તે સ્થાને તેઓને અગ્નિ તાપ વિગેરેનો ઉપદ્રવ લાગે તો તૂર્તજ તેઓ ખસી જાય છે ખરા પરન્તુ ખસીને જે સ્થાને નિરાત મેળવી છે તે સ્થાને તે અગ્નિ અથવા તાપ આવીને પુન ઉપદ્રવ કરે એમ છે કે નહિ અથવા પહેલા પણ આ સ્થાન ઉપદ્રવવાળુ હતુ કે નહિ ઈત્યાદિ આગળ પાછળનો વિચાર-ખ્યાલ કરી શકતા નથી, પરન્તુ કેવળ વર્ત્તમાન સમયના સુખનાજ ખ્યાલવાળા હોય છે, માટે એ અસંજ્ઞિઓ હેતુ૦ સંજ્ઞાવાળા કહ્યા છે, કારણ કે એ જીવોને એવા પ્રકારની વિચારશક્તિવાળુ મનોવિજ્ઞાન છે જ નહિ [ અહિં हेतुवाद એટલે ( ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટનો ત્યાગ એજ ) નિમિત્ત કારણનુ उपदेश એટલે કથન જેમા છે તે हेतुवादोपदेशिकी અને સં= સમ્યક્ પ્રકારનુ જ્ઞા=જ્ઞાન તે संज्ञा ]

૨ दीर्घकालिकी सञ्ज्ञा—दीर्घकाल એટલે ભૂતકાળ અને ભવિષ્યકાળની વિચારશક્તિવાળી સજ્ઞા તે દીર્ઘ૦ સજ્ઞા આ સજ્ઞા મનોવિજ્ઞાનવાળા અથવા મન પર્યાપ્તિવાળા સજ્ઞિ જીવોને સર્વને હોય છે જીવોના સજ્ઞિ અને અસજ્ઞિ એના બે ભેદ જે વારવાર આવે છે તે આ દીર્ઘકાલિકી સજ્ઞાથીજ થયેલા છે, અર્થાત્ દીર્ઘકાલિકી સજ્ઞાવાળા જીવો તે સજ્ઞિ અને એ સજ્ઞાથી રહિત જીવો તે અસજ્ઞિ કહેવાય આ જીવો ભૂતકાળમા શુ બન્યુ હશે ? આ કાર્યનુ શુ પરિણામ આવ્યુ હશે ? તથા હવે આનું શુ પરીણામ આવશે ? અને હવે શુ કરવુ ? ઈત્યાદિ દીર્ઘકાલનો વિચાર કરી પછી તે કાર્યમા પ્રવૃત્ત થાય છે આ સજ્ઞાનુ બીજુ નામ सम्प्रधारण सञ्ज्ञाછે.

૩ दृष्टिवादोपदेशिकी सञ्ज्ञा—અહિ दृष्टि એટલે સમ્યક્ત્વ –સમ્યક્ દર્શન સમધિ वाद=કથન તેના ઉપદેશ=અપેક્ષાવાળી અથવા દૃષ્ટિવાદ એટલે શ્રુતજ્ઞાન તેના ઉપદેશ–કથનવાળી તે દૃષ્ટિવાદોપદેશિકી સજ્ઞા અર્થાત્ વિશિષ્ટ શ્રુતજ્ઞાનના ક્ષયોપશમયુક્ત સમ્યક્ત્વવાળી સજ્ઞા તે દૃષ્ટિવાદો૦સજ્ઞા અર્થાત્ જે જીવ સમ્યગ્દૃષ્ટિ હોય, વિશિષ્ટ શ્રુતજ્ઞાન ( ના ક્ષયોપશમ ) વાળો હોય અને તે સાથે યથાશક્તિ હેયોપાદેયની પ્રવૃત્તિવાળો (એટલે અહિત આચરણનો ત્યાગ કરનાર અને હિત આચરણની–કલ્યાણ માર્ગની પ્રવૃત્તિવાળો) હોય તેના છદ્મસ્થ જીવને એ સજ્ઞા હોય છે, અને તે વિશેષત. કેટલાક મનુષ્યોને હોય છે

એ ૩ સજ્ઞાઓમા(નો) મુખ્ય વિષય ઇષ્ટમા પ્રવૃત્તિઅને અનિષ્ટનો ત્યાગ છે અને તે પણ અનુક્રમે અધિક અધિક દરજ્જાનો છે, કારણ કે હેતુવાદો૦સજ્ઞામા તે વર્ત્તમાનકાલ વિષયિક છે,દીર્ઘ૦સજ્ઞામાં ત્રિકાલ વિષયિક છે અને તે બન્ને સસારવિષયિક છે, ત્યારે ત્રીજી સજ્ઞામા તેજ ( ઇષ્ટમા પ્રવૃત્તિ અને અનિષ્ટનો ત્યાગ રૂપ ) વિષય મોક્ષમાર્ગાભિમુખી છે, માટે સર્વથી શ્રેષ્ઠ દરજ્જાવાળી ત્રીજી સજ્ઞા છે

## ॥ ( ૨૨ ) ગતિ ॥

કયા દડકનો જીવ મરણ પામી કયા કયા દડકમા જઇને ઉપજે તે ગતિ જેમ મનુષ્ય મરણ પામીને ૨૪ દડકમા ઉત્પન્ન થાય છે તો મનુષ્યની ગતિ ૨૪ દડકમા ગણાય ગતિ એટલે પરભવમા ગમન.

## ॥ ( ૨૩ ) આગતિ ॥

કયા દંડકમા કયા કયા દંડકના જીવો ઉત્પન્ન થાય ? તે મ-ર્યાદિ નિયમ દર્શાવનો તે આગતિ કહેવાય જેમ અગ્નિકાય અને વાયુકાય સિવાય ૨૨ દંડકના જીવો મરણ પામી મનુષ્ય ગતિમા ઉપજી શકે છે તો મનુષ્ય દંડકની આગતિ ૨૨ દંડક ગણાય, એજ મનુષ્યની આ-ગતિ કહેવાય અહિં આગતિ એટલે ( વિવક્ષિત દંડકમા બીજા દંડકોનુ ) આવવુ એવો અર્થ છે

## ॥ ( ૨૪ ) વેદ ૩ ॥

વેદ એટલે ( વિષયક્રીડા સબંધિ ) અભિલાષ, તે ૩ પ્રકારનો છે ૧ સ્રીવેદ, ૨ પુરૂષ વેદ, અને ૩ નપુસકવેદ તેનુ સક્ષિપ્ત સ્વ-રૂપ આ પ્રમાણે—

૧ સ્રીવેદ-પુરૂષ પ્રત્યે વિષયક્રીડાનો અભિલાષ

૨ પુરુષ વેદ-સ્રી પ્રત્યે વિષયક્રીડાનો અભિલાષ

૩ નપુસક વેદ—સ્રી અને પુરૂષ ઉભય પ્રત્યે વિષયક્રીડાનો અભિલાષ

એ ૩ વેદમા પુરૂષ વેદ ઘાસના અગ્નિ સરખો શીઘ્ર શાન્ત થનારો છે, સ્રી વેદ છાણાના અગ્નિ સરખો કંઇક વિલમ્બે શાન્ત થાય છે અને નપુસક વેદ તો નગરદાહ ( બળેલા મોટા નગરના અગ્નિ ) સરખો શાન્ત થવો અશકય હોય છે અને ઘણો ઉગ્ર હોય છે અહિં જે જીવને જે વેદ હોય છે તે જીવને તે લિંગ ( બાહ્ય નિશાનીઓ ) પણ હોય છે. ત્યા સાત ધાતુઓમા જેને શુક્ર-વીર્ય ધાતુ હોય, શરીરની કર્કશતા હોય, દઢતા હોય, પરાક્રમ ( બળ ), શિશ્ન (પુરૂષચિન્હ), અક્ષોભતા ( કોઇ કાર્યમા ક્ષોભ-ગભરાટ ન પામે તે ), ગભીરપણુ હોય, દાઢી હોય, છાતી આદિ સ્થાનોમા વાળ હોય ધૈર્ય હોય, ઇત્યાદિ બાહ્ય ચિહ્નો-લક્ષણો હોય તે પુરુષ લિંગ (પુરૂષના ચિન્હ) કહેવાય તથા યોનિ સાત ધાતુમા શુક્રને સ્થાને રૂધિર શરીરની કોમળતા મૂર્ખતા, સ્તન, ચચળતા, અવિચારીપણુ માયા ( કપટ ) અધીરતા, ઇત્યાદિ લક્ષણો હોય તે સ્રી લિંગ કહેવાય તથા પુરૂષના અને સ્રીના લક્ષણોનો ભાવાભાવ હોય ( એટલે પુરૂષપણાના કેટલાક લક્ષણ

હોય અને કેટલાક લક્ષણ ન હોય, તથા સ્ત્રીપણાના પણ કેટલાક લક્ષણ હોય અને કેટલા- લક્ષણ ન હોય, અથવા બેના મિશ્ર લક્ષણો હોય, જેમ યોનિ સ્તન હોય અને મૂછ પણ હોય ઈત્યાદિ લક્ષણવાળી સ્ત્રીઓ સ્ત્રી નપુસક કહેવાય લિંગ દાઢી અને મૂછ હોવા છતા સ્ત્રીના જેવો સ્વભાવ હોય, કેડ હાથ દઈ લટકાવી બોલે ચાલે ઇત્યાદિ સ્ત્રીને લાયક ઘણા આચરણ હોય તો પુરુષ નપુસક કહેવાય એ પ્રમાણે ૩ પ્રકારના વેદ તથા ૩ પ્રકારના લિંગ એ બન્નેનુ પ્રયોજન આ પ્રકરણમા છે.

## ॥ (૨૫) અલ્પબહુત્વ ॥

કયા દડકના જીવો કયા દડક (ના જીવો)થી હીન (ઓછા) અથવા વધારે છે તેનો નિયમ દર્શાવવો તે અલ્પબહુત્વ કહેવાય

એ પ્રમાણે ૨૪ દ્વારોનો ભાવાર્થ દર્શાવીને હવે ૨૪ દડકપદોમા અનુક્રમે તે ૨૪ દ્વાર ઊતારવાની ગાથાઓનો પ્રારભ થશે

* આ પ્રકરણમા જે જ્ઞાનદ્વાર ૧૨ મુ કહ્યુ છે તે જ્ઞાનદ્વારમા ૩ અજ્ઞાન અન્તર્ગત ગણીએ તો અલ્પબહુત્વ નામનુ દ્વાર ૨૪ મુ ગણાય, પરન્તુ ગ્રન્થકર્તાએ પોતેજ સ્વકૃત અવચૂરિમા અલ્પબહુત્વ વિના ૨૪ દ્વાર ગણ્યા છે, તેમજ ટીકાકર્તાએ પણ અલ્પબહુત્વ રહિત ૨૪ દ્વાર ગણ્યા છે તે પ્રમાણે આ અલ્પબહુત્વને પણ દ્વાર તરીકે ગણીએ તો ૨૫ મુ દ્વાર ગણાય છે ગ્રન્થકર્તાએ તેમજ ટીકાકારે પણ અલ્પબહુત્વને ૨૫ મુ દ્વાર કેમ ન ગણ્યુ ? એ પ્રશ્નનુ સમાધાન એજ છે કે–લઘુ સગ્રહણી ગ્રથમાથી ૨૪ દ્વારોનાજ સગ્રહવાળી બે ગાથાઓ આ પ્રકરણમા પ્રથમ ગ્રહણ કરેલી છે માટે આ પ્રકરણના દ્વાર તો ૨૪ જ છે અને અલ્પબહુત્વ તો ઉપરથી વિશેષતા તરીકે કહ્યુ છે માટે દ્વારસખ્યામા અલ્પબહુત્વની ગણત્રી કરી નથી તો પણ આ ગ્રથમા પર્યન્તે અલ્પબહુત્વ કહેલુ છે એમ પ્રથમથી દર્શાવવા માટે અહિં ૨૫ મા દ્વાર રૂપે (અલ્પબહુત્વ) દર્શાવ્યુ છે

॥ इति २४ द्वार वर्णनम् ॥

## ॥ २४ दंडकमां २४ द्वारनी प्राप्ति ॥

अवतरण—પૂર્વે ૨૪ દંડકના નામ તથા ૨૪ દ્વારોના નામ કહીને હવે આ ગાથાથી પ્રારંભીને આગળની સર્વ ગાથાઓમા તે ૨૪ દંડકોને વિષે ૨૪ દ્વારોની પ્રાપ્તિ કહેનારૂપ સિદ્ધાન્તનુ સક્ષિપ્ત સ્વરૂપ કહેવાય છે ત્યા પ્રથમ આ ગાથામા ૨૪ દડકોને વિષે પાચ શરીરનુ પહેલુ દ્વાર અનતારાય છે

चउ गब्भतिरिय वाउसु,मणुआण पंच सेस तिसरीरा
थावरचउगे दुहओ, अंगुलअसंखभागतणू ॥५॥

સસ્કૃત અનુવાદ

चत्वारि गर्भजतिर्यग्वायुषु, मनुष्याणां पच शेषेषु त्रीणि शरीराणि
स्थावरचतुष्के द्विधा, अगुलाऽसख्येयभागतनुः ॥ ५ ॥

અન્વય સહિત પદચ્છેદ

गब्भतिरिय वाउसु चउ, मणुआण पच सेस ति सरीरा
थावर चउगे दुहओ, अगुल असखभाग तणू ॥ ५ ॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| चउ=ચાર શરીર | ति=ત્રણ |
| गब्भ=ગર્ભજ | सरीरा=શરીર |
| तिरिय=તિર્યંચ | थावर=સ્થાવરના |
| वाउसु=વાયુકાયને વિષે | चउगे=ચાર ભેદમા |
| मणुआण=મનુષ્યોને | दुहओ=બન્ને પ્રકારે |
| पच=પાચ | अगुल=અગુલનો |
| सेस=શેષ (૨૧ દડકોમા) | असखभाग=અસખ્યાતમો ભાગ |
| | तणू=શરીર છે |

गाथार्थ.—ગર્ભજ તિર્યંચ તથા વાયુકાયને વિષે ૪ શરીર છે, મનુષ્યોને ૫ શરીર છે અને બાકીના સર્વ દડકને વિષે ૩ શરીર છે ॥ इति १ शरीरद्वार ॥ अथ अवगाहना—તથા ( વનસ્પતિ વિના )

સ્થાવરના ૪ ભેદને વિષે બન્ને પ્રકારે ( જઘન્યથી અને ઉત્કૃષ્ટથી ) અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું શરીર છે ॥ ૫ ॥

**વિશેષાર્થ**—હવે ૨૪ દંડકપદોમાં પહેલું શરીરદ્વાર ઊતારાય છે ( સમજાવાય છે ) ત્યાં જલચરાદિ પાંચ પ્રકારના ગર્ભજ તિર્યંચોને તથા વાયુને ૧ ઔદારિક, ૨ વૈક્રિય, ૩ તૈજસ અને ૪ કાર્મણ એ ચાર શરીર ઓઘથી ( સર્વ જીવ આશ્રયિ સામાન્ય રીતે ) જાણવાં. તથા મનુષ્યોને એ ઉપર કહેલાં ચાર અને એક આહારક શરીર મળી ૫ શરીર ઓઘથી-સામાન્યથી જાણવાં, અને શેષ ૨૨ દંડક પદોમાં ઔદારિક-તૈજસ-કાર્મણ અથવા વૈક્રિય-તૈજસ-કાર્મણ એમ બે રીતે ૩ શરીર જાણવાં એ પ્રમાણે ૨૪ દંડકોમાં ત્રણ ચાર શરીર યથાસંભવ અને ૫ શરીર ઓઘથી અનેક જીવ આશ્રયિ કહ્યાં.

૨૪ દંડકમાં ૫ શરીરનું કોષ્ટક

| | |
|---|---|
| ૧ ગ૦ તિર્યંચમાં ૪ | ૧ મનુષ્યને ૫ |
| ૧ વાયુકાયમાં ૪ | ૨૨ શેષ દંડકમાં ૩ |

## ॥ એક જીવને સમકાળે કેટલાં શરીર ? ॥

[1]તૈ૦ કા૦—[2]ઔ૦ તૈ૦ કા૦—[3]વૈ૦ તૈ૦ કા૦—[4]ઔ૦ વૈ૦ તૈ૦

૧ સર્વ સંસારી જીવોને પરભવમાં જતાં માર્ગમાં તૈ૦ કા૦ એ ૨ શરીરજ સાથે ( અનાદિ કાળથી સંબંધવાળાં ) હોય છે માટે

૨ ( વૈક્રિયાદિ લબ્ધિ રહિત ) સર્વ મનુષ્યોને અને તિર્યંચોને સ્વ ભવમાં ઉત્પન્ન થયા બાદ મરણ પર્યન્ત એ ૩ શરીર હોય અને લબ્ધિવંતને પણ લબ્ધિ પ્રગટ કરી હોય તે સિવાયના શેષ સર્વ કાળમાં પણ એજ ૩ શરીર હોય

૩ સ્વભવમાં ઉત્પન્ન થયેલા દેવ નારકોને મરણ પર્યન્ત એ ૩ શરીર હોય.

૪ વૈક્રિય લબ્ધિ જેણે પ્રગટ કરી છે તેવા લબ્ધિવંત મનુષ્યોને તથા સંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચોને અને બાદર પર્યાપ્ત વાયુમાંના કેટલાક વાયુકાય જીવોને તેટલા કાળ સુધી એ ૪ શરીર હોય ( અને શેષ કાળે ઔ૦ તૈ૦ કા૦ એ ૩ શરીર હોય ) માટે

કા૦—[૫] ઔ૦ આહા૦ તૈ૦ કા૦—એ પ્રમાણે એક રીતે ૨, બે રીતે ૩, અને બે રીતે ૪ શરીર સમકાળે હોય છે ॥ इति २४ दडकेषु १ शरीरद्वारम् ॥

## ॥ ૨૪ દંડકોમા ૨ અવગાહના દ્વાર ॥

એ પ્રમાણે આ પાચમી ગાથાના પૂર્વાર્ધમા પહેલુ શરીર દ્વાર કહીને હવે બીજુ અવગાહનાદ્વાર જઘન્યથી અને ઉત્કૃષ્ટથી એમ ૨ પ્રકારે કહેવાય છે ત્યા પૃથ્વીકાય અપ્કાય-અગ્નિકાય-અને વાયુકાય એ ૪ સ્થાવર (એકેન્દ્રિય) જીવોમા જઘન્યથી ( એટલે કમીમા કમી ) અગુલના અસખ્યાતમા ભાગ જેટલુ શરીર હોય છે અને ઉત્કૃષ્ટથી પણ અગુલના અસખ્યાતમા ભાગ જેટલુ પરન્તુ જઘન્ય શરીરથી અસખ્ય ગુણુ મ્હોટુ શરીર હોય છે

અહિં અવગાહનામા અગુલ તે શ્રી મહાવીરપ્રભુના અગુલથી અર્ધપ્રમાણનુ ઉત્સેધાગુલ ગણાય છે પુન તે પ્રમાણુ પ્રભુની અનામિકા અથવા તર્જની આંગળીની (હથેળીથી ઉપર રહેલી) બીજી પર્વ રેખાથી અર્ધ ગણુ તે અગુલનો અસખ્યાતમો ભાગ અત્યત સૂક્ષ્મ હોય છે માટે પૃથ્વીકાયાદિક ચારનુ શરીર પણ એટલુ સૂક્ષ્મ છે કે જે

---

૫ આહારક લબ્ધિવત ચૌદપૂર્વધર મુનિએ આહારક શરીર રચ્યુ હોય તે વખતે અન્તર્મુહૂર્ત્ત સુધી એ ૪ શરીર હોય ( અને શેષ કાળમા ઔ૦ તૈ૦ કા૦ એ ૩ શરીર હોય )

અહિં દરેક સસારી જીવને તૈ૦ કા૦ એ ૨ શરીર તો અનાદિ કાળથી સબધવાળા છે ઔદારિક શરીર મનુષ્ય તિર્યચોને ભવપ્રત્યયિક હોય છે, વૈક્રિય શરીર દેવ નારકને ભવપ્રત્યયિક અને કેટલાક મનુષ્યોને કેટલાક સજ્ઞિ પચેન્દ્રિતિર્યચોને તથા બા૦પર્યા૦ વાયુમાના કેટલાક વાયુ જીવોને લબ્ધિપ્રત્યયિક (અમુક વખતે રચી શકાય એવુ ) હોય છે, એમ લક્ષ્યમા રાખી ઉપર લખેલો અર્થ વિચારવો

પુન આહારક અને વૈક્રિય એ બે લબ્ધિ જો કે સમકાળે એક મનુષ્યમા હોઇ શકે છે પરતુ લબ્ધિ પ્રગટ કરતી વખતે તો સમકાળે કોઇ પણ એક જ ( આહારક અથવા વૈક્રિય એ બેમાનુ એકજ ) શરીર રચી શકાય છે માટે કોઇ પણ જીવને સમકાળે ૫ શરીર હોય નહિ

પૃથ્વીકાયાદિકના ૧ શરીરને સૂક્ષ્મદર્શક યંત્રના સર્વોત્કૃષ્ટ કાચથી પણ નદેખી શકીએ તો ચક્ષુવડે દેખાયજ ક્યાથી ! એવુ સૂક્ષ્મ શરીર હોવા છતા પણ જ્યારે તેના અસખ્ય શરીરો ભેગા થઈ એક પિંડરૂપ બને છે ત્યારે આપણે ચક્ષુથી પણ દેખી શકીએ છીએ માટે કાકરા રેતી પત્થર આદિ જે પૃથ્વીકાયાદિ આપણે દેખીએ છીએ તે તેઓનુ ૧ શરીર નથી પણ અસખ્ય શરીરોનો પિંડ છે, અને તે દરેક એકેક શરીરમા એકેક પૃથ્વીકાયાદિ જીવ રહ્યો છે એમ જાણવુ

એ પ્રમાણે ચાર પૃથ્વીકાયાદિકનુ શરીર ઉત્કૃષ્ટથી પણ જોકે અગુલના અસખ્યાતમા ભાગનુ કહ્યુ છે પરન્તુ તે ઉપરની સર્વનુ સરખુ શરીર છે એમ નહિં, કારણ કે એ સૂક્ષ્મ શરીરમા પણ પરસ્પર ન્હાના મ્હોટાપણુ હોય છે તે આ પ્રમાણે—

| | |
|---|---|
| સૂક્ષ્મ વનસ્પતિનુ અલ્પ (ન્હાનુ) | બાદર અગ્નિનુ અસખ્ય ગુણ |
| સૂક્ષ્મ વાયુનુ અસખ્યગુણ(મ્હોટુ) | બાદર જળનુ " |
| સૂક્ષ્મ અગ્નિનુ " | બાદર પૃથ્વીનુ " |
| સૂક્ષ્મ જળનુ " | બાદર નિગોદનુ , |
| સૂક્ષ્મ પૃથ્વીનુ " | બાદર પ્રત્યેક વનનુ " (૧૦૦૦ યોજનથી અધિક ) |

---

**अवतरण**—( પાચમી ગાથામા ૨૪ દડકને વિષે પહેલુ શરીર દ્વાર કહ્યુ અને હવે આ છઠ્ઠી ગાથાથી ૬-૭-૮-૯-૧૦ સુધીની ૫ ગાથાઓમા બીજુ અવગાહના દ્વાર કહેવાશે ત્યા પ્રથમ આ છઠ્ઠી ગાથામા સર્વ દડકને વિષે મૂળ શરીરની જઘન્ય અવગાહના કેટલી ? અને દેવના ૧૩ દડકમા તથા નારકના ૧ દડકમા ઉત્કૃષ્ટ અવગાહના કેટલી ? તે કહે છે—

**सव्वेसि पि जहन्ना, साहाविय अंगुलस्सऽसंखसा ॥**
**उक्कोस पणसयधणू, नेरइया सत्तहत्थ सुरा ॥६॥**

સંસ્કૃત અનુવાદ

सर्वेषामपि जघन्या, स्वाभाविकी अंगुलस्यासंख्येयांशा
उत्कर्षतः पंचशतधनुष्का नैरयिकाः सप्तहस्ताः सुराः ॥ ६ ॥

અન્વય સહિત પદચ્છેદ

सव्वेसिं अपि साहाविय जहन्ना अंगुलस्स असंखंसा
नेरइया उक्कोस पण सय धणू सुरा सत्त हत्थ ॥ ६ ॥

શબ્દાર્થ—

| | |
|---|---|
| सव्वेसिं-સર્વ દંડકોની (મા) | उक्कोस=ઉત્કૃષ્ટથી |
| अपि=પણ | पणसय=પાંચસો |
| जहन्ना=જઘન્ય અવગાહના | धणू=ધનુષ્ય |
| साहाविय=સ્વાભાવિક (મૂળ શરીર સંબંધિ) | नेरइया=નારક જીવો |
| अंगुलस्स=અંગુલનો | सत्त=સાત |
| असंख=અસંખ્યાતમો | हत्थ=હાથ |
| अंसो=ભાગ | सुरा=દેવો |

**गाथार्थ**—સર્વે પણ દંડકોમાં (દંડકોની) સ્વાભાવિક શરીરની (મૂળ શરીરની) જઘન્ય અવગાહના અંગુલનો અસંખ્યાતમો ભાગ છે નારકોની ઉત્કૃષ્ટ અવગાહના ૫૦૦ ધનુષ છે અને દેવોની ઉત્કૃષ્ટ અવગાહના ૭ હાથની છે ॥ ૬ ॥

**विशेषार्थ**—પૂર્વે પાંચમી ગાથાના ઉત્તરાર્ધમાં સ્થાવરના ૪ દંડકમાં જઘન્યથી (અને ઉત્કૃષ્ટથી પણ) અંગુલના અસંખ્યાતમા ભાગની અવગાહના કહી તેથી હવે અહિં પ્રશ્ન થાય છે કે અંગુલના અસંખ્યાતમા ભાગની જઘન્ય અવગાહના એ ચાર દંડકોમાં છે કે બીજા કોઇ દંડકમાં છે? ત્યાં આ છઠ્ઠી ગાથાના પૂર્વાર્ધમાં તેનો ઉત્તર અપાય છે કે કેવળ ચાર દંડકોનીજ જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગની છે એમ નહિં પરન્તુ ચોવીશે દંડકોની સ્વાભાવિક શરીરની એટલે ભવધારણીય

( જન્મસમયના ) શરીરની જઘન્ય અવગાહના અગુલના અસખ્યાતમા ભાગની છે, અને તે ઉત્પત્તિના પ્રથમ સમયે હોય છે

પ્રશ્ન —ઉત્પત્તિના પ્રથમ સમયે સર્વ દડકોને એટલી સૂક્ષ્મ અવગાહના કેવી રીતે હોય ?

ઉત્તર —પૂર્વ ભવમા ગમે તેટલા મોટા શરીરવાળો જીવ પણ જ્યારે મરણ પામી પરભવમા ઉત્પન્ન થાય છે ત્યારે ત્યા ઉત્પત્તિ સ્થાનમા ઉત્પન્ન થતી વખતે પ્રથમ પોતાનો આત્મા અત્યત સકોચી, અગુલના અસખ્યાતમા ભાગ જેટલો કરી, કોયલામા પડતા અગ્નિના તણખાની માફક ઉત્પત્તિ સ્થાનમા ઉત્પન્ન થાય છે, અને ત્યાર બાદ કોયલામા પડેલો અગ્નિનો તણખો જેમ કોયલામા ધીરે ધીરે ફેલાતો જાય તેમ તે જીવ પણ ત્યા ધીરે ધીરે પોતાનુ શરીર મોટુ બનાવતો જાય છે એ પ્રમાણે હોવાથી દરેક જીવ ઉત્પત્તિસ્થાનમા ઉત્પન્ન થતી વખતે અગુલના અસખ્યાતમા ભાગ જેટલીજ સૂક્ષ્મ અવગાહનાવાળો ( શરીરવાળો ) હોય છે ॥ इति २४ दडकेषु जन्मदेहस्य जघन्यावगाहना ॥

એ પ્રમાણે ૨૪ દડકપદમા જઘન્ય અવગાહના કહીને હવે ઉત્કૃષ્ટ અવગાહના કહે છે ત્યા પ્રથમ ૪ સ્થાનકોની ઉત્કૃષ્ટ અવગાહના કહી છે અને અહિં નારકોની ઉત્કૃષ્ટ અવગાહના ૫૦૦ ધનુષ્ય (૪ હાથનો ૧ ધનુષ્ય છે તેથી ૨૦૦૦ હાથ એટલે ળા ગાઉ) જેટલી તથા દેવોની ઉત્કૃષ્ટ અવગાહના ૭ હાથ પ્રમાણની છે એ પ્રમાણે સામાન્યથી નારકોની અને દેવોની અવગાહના કહી પરન્તુ વિશેષત * બીજા ગ્રન્થોથી જાણવી

---

* દેવ નારકોની વિશેષત અવગાહનાનું કોષ્ટક આ પ્રમાણે—

| નારકોનુ | જઘન્ય શરીર | ઉત્કૃષ્ટ શરીર |
|---|---|---|
| ૧ રત્નપ્રભામા | ૩ હાથ | ૭ાા ધ૦ ૬ અગુલ |
| ૨ શર્કરાપ્રભામા | ૭ાા ધ૦ ૬ અ૦ | ૧૫ાા ધ૦ ૧૨ , |
| ૩ વાલુકા પ્રભામા | ૧૫ાા ધ૦ ૧૨ અ૦ | ૩૧ા ધ૦ |
| ૪ પકપ્રભામા | ૩૧ા ધ૦ | ૬૨ાા ધ૦ |
| ૫ ધૂમપ્રભામાં | ૬૨ાા ધ૦ | ૧૨૫ ધ૦ |
| ૬ તમ પ્રભામા | ૧૨૫ ધ૦ | ૨૫૦ ધ૦ |
| ૭ તમ તમ પ્રભામા | ૨૫૦ ધ૦ | ૫૦૦ ધ૦ |

अवतरण—પૂર્વે ૧૮ દંડકને વિષે ઉત્કૃષ્ટ અવગાહના કહી અને હવે આ સાતમી ગાથામા ગર્ભજ તિર્યંચ, વનસ્પતિ, ગર્ભજમનુષ્ય, દ્વીન્દ્રિય અને ત્રીન્દ્રિય એ ૫ દંડકને વિષે ઉત્કૃષ્ટ અવગાહના કહેવાય છે

**गब्भतिरि सहस जोयण,वणस्सई अहिय जोयणसहस्सं**
**नर तेइंदि तिगाऊ, वेइंदिय जोयणे वार ॥ ७ ॥**

સંસ્કૃત અનુવાદ

गर्भजतिर्यञ्च: सहस्रयोजना, वनस्पतिरधिकयोजनसहस्रम्
नरत्रीन्द्रियास्त्रिगव्यूता, द्वीन्द्रिया योजनानि द्वादश ॥ ७ ॥

અન્વય સહિત પદચ્છેદ

गब्भ तिरि सहस जोयण, वणस्सई जोयण सहस्स अहिय
नर तेइंदि ति गाऊ, बेइंदिय वार जोयणे ॥ ७ ॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| गब्भ तिरि=ગર્ભજ તિર્યંચ | नर=(ગર્ભજ) મનુષ્ય |
| सहस=હજાર | तेइंदि=ત્રીન્દ્રિય |
| जोयण=યોજન | ति=ત્રણ |
| वणस्सई=વનસ્પતિ | गाऊ=ગાઉ |
| अहिय=કંઇક અધિક | वेइंदिय=દ્વીન્દ્રિય |
| जोयण=યોજન | जोयणे=યોજન |
| सहस्स=હજાર | वार=બાર |

સિદ્ધાન્તોમા તથા ગ્રન્થોમા ઉત્કૃષ્ટ અવગાહના સૌ૦ ઈ૦ મા ૭ હાથ ૩-૪મા ૬ હાથ ૫-૬મા ૫ હાથ ૭-૮ મા ૪ હાથ ૯-૧૦-૧૧-૧૨ માં ૩ હાથ, નવગ્રૈવેયકમા ૨ હાથ અને અનુત્તરમા ૧ હાથ કહી છે તે ઉત્કૃષ્ટ આયુષ્યવાળા દેવોને એથી ન્યૂન ન હોવાની અપેક્ષાએ ( વાસ્તવિક રીતે તો જઘન્યજ ) સામાન્યત કહી છે અને વસ્તુત વિચારતા ઉપર પ્રમાણેનીજ જઘન્ય ઉત્કૃષ્ટ અવગાહના ગ્રન્થોમા અને સિદ્ધાન્તોમા આયુષ્યને અનુસારે કહી છે.

**ગાથાર્થઃ**—ગર્ભજ તિર્યંચની ઉત્કૃષ્ટ અવગાહના ૧૦૦૦ યોજન છે, વનસ્પતિની ઉત્કૃષ્ટ અવગાહના ૧૦૦૦ યોજનથી પણ કંઈક અધિક છે, ગર્ભજ મનુષ્યની તથા ત્રીન્દ્રિયની અવગાહના ૩ ગાઉની છે અને દ્વીન્દ્રિયની અવગાહના ૧૨ યોજન છે

**વિશેષાર્થ**—ગર્ભજ તિર્યંચોનુ ઉત્કૃષ્ટ શરીર ૧૦૦૦ યોજન કહ્યુ તે ૨ા દ્વીપથી બહારના છેલ્લામા છેલ્લા સ્વયભૂરમણ સમુદ્રમાં રહેનારા મહામત્સ્યોનુ-જળચર જીવોનુ છે બાકીના તિર્યંચોનુ શરીર-પ્રમાણ શાસ્ત્રમા ભિન્ન ભિન્ન રીતે કહ્યુ છે

તથા વનસ્પતિનુ શરીર ૧૦૦૦ યોજનથી કંઇક અધિક કહ્યુ તે સમુદ્રોમા ઉત્સેધાગુલના પ્રમાણથી ૧૦૦૦ યોજન ઊંડાઈને સ્થાને (ગોતીર્થાદિ સ્થાનોમા) કમળ વગેરે વનસ્પતિનુ છે સર્વે સમુદ્રો પ્રમાણાગુલથી ૧૦૦૦ યોજન ઉંડા છે, તે સમુદ્રોમા જે જે સ્થાને ઉત્સેધાગુલના પ્રમાણવાળી ૧૦૦૦ યોજનની ઉંડાઈ હોય ત્યા જે જે કમળ વિગેરે વનસ્પતિ હોય તેજ ૧૦૦૦ યોજન અવગાહનાની જાણવી, અને બીજે સ્થાને (એટલે એથી પણ અધિક ઉંડાઇમા) કમળ વિગેરે વનસ્પતિઓ છે પરન્તુ તે ખરી વનસ્પતિઓ નથી, કારણકે આકાર વનસ્પતિઓનો છે, અને જીવ પૃથ્વીકાય[1] છે

૧ અહિં તાત્પર્ય એ છે કે—સમુદ્રોની તથા નંદીશ્વર દ્વીપની વાપિમ ઓ વિગેરે જળાશયોની ઉંડાઈ પ્રમાણાગુલથી ૧૦૦૦ યોજન છે અને વનસ્પતિનુ શરીર ઉત્સેધાગુલ વડે ૧૦૦૦ યોજનથી અધિક છે ઉત્સેધાગુલ કરતા પ્રમાણાગુલનુ માપ ઘણુ મોટુ છે તેથી વાપિમ અને સમુદ્રની ઉંડાઈ ઘણી થાય છે, તો ઘણા ઉંડા જળાશયોમા ઉત્સેધાગુલના પ્રમાણથી ૧૦૦૦ યોજન રૂપ અલ્પ પ્રમાણવાળી વનસ્પતિ કેવી રીતે રહે ? તેના સમાધાન તરીકે જાણવાનું એજ છે કે—ઘણી ઉંડાઈવાળા જળાશયોમા પણ કોઈ કોઇ સ્થાને ગોતીર્થ જેવા ( તળાવની પેઠે અનુક્રમે અધિક અધિક ઉંડાઇવાળા ઢાળ પડતા ) સ્થાનો હોય છે તેવા સ્થાનોમા જ્યા જ્યા ઉત્સેધાગુલના પ્રમાણવાળી હજાર યોજન જેટલી ઉંડાઇ ( અલ્પ ઉંડાઇ ) હોય ત્યા ત્યા ઉત્સેધાગુલના પ્રમાણથી ૧૦૦૦ યોજન ઉંચાઇવાળી કમળ આદિ વનસ્પતિઓ હોઈ શકે છે તેમા જળની અન્દરની ભૂમીથી ( તળથી ) ઉપરની સપાટી સુધીમા કમળની નાળ ૧૦૦૦ યોજન ઉંચી-દીર્ઘ છે અને જળની સપાટીથી કમળનું પુષ્પ જેટલુ ઉચુ રહે છે તેટલી આધકતા તે ૧૦૦૦ યોજનથી ઉપરાંત જાણવી

તથા મનુષ્યોનુ શરીર ૩ ગાઉનુ કહ્યુ તે દેવકુરૂ અને ઉત્તરકુરૂ ક્ષેત્રના યુગલિક મનુષ્યોનુ જાણવુ કે જેઓ ૩ પલ્યોપમના આયુષ્યવાળા પણ છે બીજા મનુષ્યોનુ શરીરપ્રમાણ તેથી ન્યૂન ન્યૂન જાણવુ

તથા ત્રીન્દ્રિયનુ ૩ ગાઉનુ અને દ્વીન્દ્રિયનુ ૧૨ યોજન શરીરપ્રમાણ કહ્યુ તે ૨ા દ્વીપથી બહારના દ્વીપ સમુદ્રોમા ઉત્પન્ન થતા કાનખજૂરા વિગેરે ત્રીન્દ્રિયો ૩ ગાઉ જેવડા અને પ્રાય [૨] અનેક ક્રોડ યોજન વિસ્તારવાળા સમુદ્રમા ઉત્પન્ન થતા શંખ વિગેરે દ્વીન્દ્રિયો ૧૨ યોજન જેવડા શરીરવાળા છે તેમનુ જાણવુ

---

અવતરણ—પૂર્વે ૨૩ દંડકોની અવગાહના કહીને હવે આ ગાથામા બાકી રહેલા ૧ ચતુરિન્દ્રિય દંડકની અવગાહના કહે છે પુન ( એ ૨૪ દંડકમા જે અવગાહના કહી તે મૂળ (જન્મ) શરીર

---

માટેજ ' ૧૦૦૦ યોજનથી અધિક ' વનસ્પતિપ્રમાણ કહ્યુ છે એ ઉત્સેધાગુળથી ૧૦૦૦ યોજન પ્રમાણવાળી ઉંચાઇમા વનસ્પતિકાયિક કમળો વિગેરે છે અને પૃથ્વીકાયિક કમળો વિગેરે પણ સભવે છે અને તેથી અધિક ઉંડાઇમા જે કમળો વિગેરે છે તે કેવળ પૃથ્વીકાયરૂપ જ છે, તે યાવત્ સર્વોત્કૃષ્ટ ઉંચાઇવાળા પણ પૃથ્વીકાયિક વનસ્પતિના આકારે સમુદ્રની સપાટીને શોભા આપતા રહેલા હોય છે

અહિ ઉત્સેધાગુલ અને પ્રમાણાગુલ તથા આત્માગુલ એમ ૩ પ્રકારના અંગુલનુ માપ જૈન સિદ્ધાન્તની શૈલીવાળુ છે તે બીજા ગ્રન્થોથી જાણવા યોગ્ય છે

તથા વનસ્પતિની એ ઉત્કૃષ્ટ અવગાહના જળાશયોમા જ હોય પરન્તુ સ્થળ ઉપર નહિ તેમજ કમળ આદિ (કમળ—કુહણા વિગેરે) વનસ્પતિઓની ઉત્કૃષ્ટ અવગાહના હોય પરન્તુ આમ્રવૃક્ષ આદિકની નહિ, એમ વિશેષત જાણવુ

અન્તર્મુહૂર્ત્ત આયુષ્યવાળા, અને ઉત્પન્ન થતા જ શીઘ્ર ૧૨ યોજન જેવડા શરીરવાળા થઇ તુર્ત મરણ પામતા પૃથ્વીમા તેવડો મોટો ખાડો પડી જવાથી ચક્રવર્તિના સૈન્યને પણ જમીનમા ગરકાવી દેનાર આસાલિક જાતિના સર્પને શાસ્ત્રમા ( ઉર પરિસર્પ તિર્યચપંચેન્દ્રિય અને મતાન્તરે ) દ્વીન્દ્રિય પણ કહ્યા છે તો તે અપેક્ષાએ મહા દેહવાળા દ્વીન્દ્રિયો ૨ા દ્વીપમા પણ સભવે તે અપેક્ષાએ " પ્રાય " કહ્યુ છે

समधि कही छे, अने हुवे आ गाथानी उत्तर वैक्रिय शरीरनी पण अवगाहना जे जे दडकोमा सभवे ते ते दडकोमा कहेवानी छे त्या ) आ गाथामा प्रथम उत्तर वैक्रियनी जघन्य अवगाहना कहेवाय छे

## जोयणमेग चउरिं–दिदेह मुच्चत्तण सुए भणिय
## वेउव्वियदेहं पुण, अगुलसखसमारभे ॥ ८ ॥

सस्कृत अनुवाद

योजनमेक चतुरिन्द्रियदेहोच्चत्व श्रुते भणित
वैक्रियदेह॰ पुनरगुलसख्येयाश आरभे ॥ ८ ॥

अन्वय सहित पदच्छेद

सुए चउरिंदि देह उच्चत्तण एग जोयण भणिय
पुण वेउव्विय देह आरभे अगुल सख अस ॥ ८ ॥

शब्दार्थ —

| | |
|---|---|
| जोयण=योजन | वेउव्विय=वैक्रिय |
| एग=एक | देह=शरीर |
| चउरिंदि=चतुरिन्द्रियना | पुण=वळी |
| देह=शरीरनु | अगुल=अगुलनो |
| उच्चत्तण=उंचपणु | सख=सख्यातमो |
| सुए=सूत्रमा, सिद्धान्तमा | अस=अश, भाग |
| भणिय=कह्यु छे | आरभे=प्रारंभमा |

गाथार्थ—सिद्धान्तमा चतुरिन्द्रियना शरीरनी उंचाई १ योजन कही छे वळी वैक्रिय शरीर प्रारभमा अगुलना सख्यातमा भाग जेटलु होय छे ॥ ८ ॥

विशेषार्थ—चतुरिन्द्रिय जीवोनु शरीर १ योजन प्रमाण कह्युं ते मनुष्यक्षेत्रथी बहार रहेला द्वीप समुद्रोमाना भ्रमर विगेरेनु जाणवु, अने भ्रमरादिकोनी ए अवगाहनाओ सिद्धान्तमा कही छे ए प्रमाणे २४ दडकोमा जन्मशरीर समधि जघन्य अने

ઉત્કૃષ્ટ બન્ને પ્રકારની અવગાહના નહી, અને હવે ઉત્તરદેહ–ઉત્તર વૈક્રિય શરીર સબધિ અવગાહના કહેવાય છે ॥ इति २४ दड-केषु जन्मदेहस्योत्कृष्टावगाहना ॥

## ॥ ૨૪ દડકમા જન્મદેહની અવગાહનાનુ કોષ્ટક ॥

| | જઘન્ય અવગાહના | ઉત્કૃષ્ટ અવગાહના |
|---|---|---|
| ૪ પૃથ્વીકાયાદિની | અ ગુલનો અસ ખ્યાતમો ભાગ | અ ગુલનો અસખ્યાતમો ભાગ |
| ૧ નારક | ,, | ૫૦૦ ધનુષ |
| ૧૩ દેવદડકોમા | ,, | ૭ હાથ |
| ૧ ગ૦ તિર્યંચ | ,, | ૧૦૦૦ યોજન |
| ૧ વનસ્પતિ | ,, | ૧૦૦૦ યોજનથી કિંચિત્ અધિક |
| ૨ મનુષ્ય–ત્રીન્દ્રિય | ,, | ૩ ગાઉ |
| ૧ દ્વીન્દ્રિય | ,, | ૧૨ યોજન |
| ૧ ચતુરિન્દ્રિય | ,, | ૧ યોજન |
| ૨૪ | | |

## ॥ દડકપદોમા ઉત્તરવૈક્રિય શરીરની અવગાહના ॥

જે જે દડકપદોમા વૈક્રિયલબ્ધિ પૂર્વે જણાવી છે તે તે દડકપદોમાના જીવો જ્યારે જ્યારે વૈક્રિય શરીરની રચનાનો પ્રારભ કરે ત્યારે પ્રારભમા અ ગુલના સખ્યાતમા ભાગ જેવડુ ન્હાનુ વૈક્રિય શરીર બને છે, ત્યાર બાદ તે શરીર વધતુ વધતુ યાવત્ (મનુષ્યનુ શરીર) કઇક અધિક ૧ લાખ યોજન સુધીનુ પણ થઇ જાય છે પરન્તુ પ્રારભમા તો તેટલુજ ન્હાનુ બને છે અહિં જાણવાનુ એ છે કે જન્મ શરીરની રચના સમયે પ્રારભમા તે જન્મ શરીર (=મૂળ શરીર) અ ગુલના અસખ્યાતમા ભાગ પ્રમાણ જેટલુ ન્હાનુ બને છે, અને આ ઉત્તર દેહ પ્રારભમા અ ગુલના સખ્યાતમા ભાગ પ્રમાણ ન્હાનો બને છે

अपवाद—ઉપર કહેલા ઉત્તર વૈક્રિયના પ્રારભમા જે અ ગુલના સખ્યાતમા ભાગની અવગાહના કહી તે ગર્ભજ તિર્યંચ અને

મનુષ્ય તથા દેવ નારકની અપેક્ષાએ છે, પરન્તુ વાયુકાય જ્ય વૈક્રિય શરીરની રચના કરે છે ત્યારે તેનુ ઉત્તર વૈક્રિય શરીર પ્રારભમા પણ અગુલના અસખ્યાતમા ભાગ જેટલુજ હોય કારણ કે વાયુકાયનુ કોઇ પણ શરીર ઉત્કૃષ્ટથી પણ અગુલના અ ખ્યાતમા ભાગ જેટલુજ છે

---

अवतरण—પૂર્વે ઉત્તર વૈક્રિય શરીરની જઘન્ય અવગાહ કહી છે, અને હવે આ ૯ મી ગાથામા જે દડકોને ઉત્તર વૈ શરીરની જેટલી ઉત્કૃષ્ટ અવગાહના હોય તેટલી કહે છે

**देव नर अहियलरकं, तिरियाण नव य जोयणसय**
**दुगुण तु नारयाण, भणिय वेउव्वियसरीरं ॥ ९ ।**

સસ્કૃત અનુવા૦

देवनराणामधिकलक्ष, तिरश्चा नव च योजनशतानि
द्विगुण तु नारकाणां भणित वैक्रियशरीरम् ॥ ९ ।'

અન્વય સહિત પદચ્છેદ

देव नर लरकं अहिय, य तिरियाण नव सयाइ जोयण
तु नारयाण वेउव्विय सरीर दुगुणं भणिय ॥ ९ ॥

શબ્દાર્થ —

देव=દેવોનુ
नर=મનુષ્યોનુ
अहिय=કઇક અધિક
लरक=૧ લાખ (યોજન)
तिरियाण=તિર્યંચોનુ
नव=નવ
य=વળી
जोयण=યોજન
सयाइ=સો
दुगुण=દ્વિગુણ, બમણુ
तु=વળી અને, તો
नारयाण=નારકોનુ
भणिय=કહ્યુ છે
वेउव्विय=વૈક્રિય (ઉત્તર વૈક્રિ
सरीर=શરીર

ગાથાર્થ—દેવોનું (ઉત્તર વૈક્રિય શરીર) ૧ લાખ યોજન અને મનુષ્યનું તેથી કંઇક અધિક હોય છે, તિર્યંચોનું (ઉ૦ વૈ૦ શરીર) ૯૦૦ યોજન હોય છે, અને નારકોનું ઉત્તર વૈક્રિય શરીર તો (પોતાના જન્મ શરીરથી) દ્વિગુણ કહ્યું છે (અહિં વાયુકાયના ઉ૦ વૈ૦ની અવગાહના પણ અંગુલનો અસંખ્યાતમો ભાગ જાણવી) ॥૯॥

વિશેષાર્થ—હવે ઉત્તરવૈક્રિય શરીરની ઉત્કૃષ્ટ અવગાહના દેવને સંપૂર્ણ* ૧ લાખ યોજન પ્રમાણ છે, અને મનુષ્યને કિંચિત્ અધિક ૧ લાખ યોજન પ્રમાણ છે. અહિં કિંચિત્ અધિકતા તે ૪ અંગુલ પ્રમાણ જાણવી, કારણ કે દેવનું ઉત્તરવૈક્રિય અને મનુષ્યનું વૈક્રિયશરીર શીર્ષ ભાગે તો સરખું રહે છે (એટલે બન્નેના મસ્તક સરખી સપાટીએ આવી રહે છે) પરન્તુ મનુષ્ય જમીનને સ્પર્શીને ઉભો રહે છે, અને દેવ તો જમીનથી ૪ અંગુલ અધર રહે છે જેથી નીચેના ભાગમાં મનુષ્યનું શરીર ૪ અંગુલ અધિક છે, અને દેવનું શરીર મનુષ્યથી ૪ અંગુલ ન્યૂન પરન્તુ સંપૂર્ણ ૧ લાખ યોજનનું હોય છે એ પ્રમાણે દેવથી મનુષ્યની વૈક્રિયરચના ૪ અંગુલ અધિક જાણવી. આવું મહાન વૈક્રિય શરીર શ્રી વિષ્ણુકુમાર મુનિએ વર્ષાકાળમાં એક સ્થાને સ્થિર રહેલા મુનિ મહાત્માઓને ધર્મદ્વેષથી દેશનિકાલની આજ્ઞા ફરમાવનાર અને કોઇ પણ રીતે સુલેહ નહિ ઇચ્છનાર મહાપાપી નમુચી પ્રધાનને હણવા માટે શ્રી મુનિસુવ્રત સ્વામિના શાસનમાં બનાવ્યું હતું. અહિં ગ્રૈવેયક અને અનુત્તર દેવો ઉત્તર વૈક્રિય શરીર રચતા નથી, શેષ સર્વે દેવો ઉ૦ વૈક્રિયની રચના કરે છે. તથા લબ્ધિવાળા ગર્ભજ તિર્યંચો ઉત્કૃષ્ટથી ૯૦૦ યોજન જેટલું ઉત્તરવૈક્રિય શરીર રચે છે, અને નારકો પોતાના જન્મ શરીરથી (મૂળ શરીરથી) દ્વિગુણ (બમણું) વૈક્રિય શરીર રચે છે, જેથી સાતમી પૃથ્વીના નારકો ૧૦૦૦ ધનુષ્ (એટલે ાા ગાઉ) જેવડું શરીર બનાવે છે, અને રત્નપ્રભાના નારકો ૧૫ાા ધનુષ્ ૧૨ અંગુલ જેટલું રચે છે. ઇત્યાદિ રીતે શેષ પૃથ્વીના નારકોનું જઘન્ય ઉત્કૃષ્ટ શરીર તથા ઉત્કૃષ્ટ ઉત્તરવૈક્રિય શરીર વિચારવું.

* [illegible] કિંચિત્ અધિક ૧ લાખ યોજનની વૈક્રિયરચના દેવોને અને મનુષ્યો બન્નેને કહી છે, પરન્તુ સિદ્ધાન્તોમાં તો ઉપર પ્રમાણે છે

## ॥ ૨૪ દંડકમા ઉત્તરવૈક્રિયની અવગાહના ॥

| | | |
|---|---|---|
| ૧ વાયુકાય | અંગુલનો અસખ્યાતમો ભાગ | અંગુલનો અસખ્યાતનો ભાગ |
| ૧૩ દેવ દંડકમા | અંગુલનો સખ્યાતમો ભાગ | ૧ લાખ યોજન |
| ૧ ગર્ભ મનુષ્યમા | " | ૧ લાખ યોજનથી કિંચિત્ અધિક |
| ૧ ગર્ભ તિર્યંચમા | " | ૯૦૦ યોજન |
| ૧ નારકમા | " | જન્મદેહથી દ્વિગુણ (૧૦૦૦ ધનુષ્ય) |
| બીજા ૭ મા | " | ૬૦ વૈ૦ નથી |

॥ इति २४ दण्डकेषूत्तरदेहस्य उत्कृष्टावगाहना ॥

---

અવતરણ—પૂર્વે ઉત્તરવૈક્રિય શરીરની અવગાહના ૧૬ (૧૭) દંડકમા જે રીતે સભવે છે તે રીતે કહી બતાવી હવે આ ગાથામા તે ઉત્તરવૈક્રિય શરીરની રચના કેટલા કાળ સુધી ટકી રહે તે કહે છે

**अतमुहुत्त निरए, मुहुत्त चत्तारि तिरिय-मणुएसु**
**देवेसु अद्धमासो, उक्कोस विउव्वणा-कालो ॥१०॥**

સસ્કૃત અનુવાદ

अन्तर्मुहूर्त्तं नैरयिके, मुहूर्त्ताश्चत्वारि तिर्यग्मनुजेषु
देवेष्वर्धमास, उत्कृष्टो विकुर्वणाकाल. ॥ १० ॥

અન્વય સહિત પદચ્છેદ

निरए अतमुहुत्त तिरिय मणुएसु चत्तारि मुहुत्त
देवेसु अद्धमासो, उक्कोस विउव्वणा कालो ॥१०॥

શબ્દાર્થ —

अतमुहुत्त=અન્તર્મુહૂર્ત
निरए=નારક જીવોમા
मुहुत्त=મુહૂર્ત (૨ ઘડી)
चत्तारि=ચાર
तिरिय=તિર્યંચ
मणुएसु=મનુષ્યોમા
देवेसु=દેવોમા
अद्धमासो=અર્ધમાસ, ૧૫ દિવસ
उक्कोस=ઉત્કૃષ્ટ
विउव्वणा=વિકુર્વણાનો
कालो=કાળ

ગાથાર્થઃ—નારક જીવોમા (વિકુર્વણા કાળ) અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ, તિર્યંચો તથા મનુષ્યોમા *૪ મુહૂર્ત્તનો, અને દેવોમા અર્ધમાસનો એ પ્રમાણે ઉત્કૃષ્ટ વિકુર્વણાનો કાળ છે (વાયુમા અન્તર્મુ૦) ઇતિ અવગાહના દ્વાર ॥ ૧૦ ॥

વિશેષાર્થઃ—ભાવાર્થ સુગમ છે વિશેષમા એજ કે એ કહેલો કાળ વ્યતીત થયે તે શરીર સ્વત વિલય પામી જાય છે, અને તે પહેલા જો તે શરીરની જરૂર ન હોય તો બુદ્ધિપૂર્વક સહરણ પણ કરવુ પડે છે વાયુકાયમા તો રચના અને વિલય બન્ને સ્વત પ્રવર્ત્તે છે

॥ [1]ઉત્તરશરીર અવગાહના તથા કાળ ॥

દંડકપદોમા ઔદારિકની, મૂળ વૈક્રિયની અને ઉત્તર વૈક્રિયની અવગાહના તથા ઉત્તર વૈક્રિયનો કાળ કહ્યો છે, અને આહારક શરીરની અવગાહના તથા કાળ અને તૈ૦ કા૦ શરીરની અવગાહના કહી નથી તે આ પ્રમાણે છે

આહારક શરીરની જઘન્ય અવગાહના પ્રારભ સમયે પણ ઉત્તરવૈક્રિયવત્ અગુલનો સખ્યાતમો ભાગ નહિ પરન્તુ કિંચિત્ ન્યૂન ૧ હસ્ત પ્રમાણ કહી છે અને ઉત્કૃષ્ટ અવગાહના સપૂર્ણ ૧ હસ્ત પ્રમાણ છે, તથા કાળ જઘન્યથી અને ઉત્કૃષ્ટથી પણ અન્તર્મુ૦ પ્રમાણ છે, ત્યાર બાદ આહા૦ શરીર વિલય પામી જાય છે, અને આત્મપ્રદેશો ઔદા૦મા પ્રવેશે છે તથા તૈ૦કા૦ની અવગાહના જઘન્યથી અગુલનો અસખ્યાતમો ભાગ એટલે સૂક્ષ્મવનસ્પતિના ઔદા૦ શરીર જેટલી છે, તથા ઉત્કૃષ્ટ અવગાહના સાધિક ૧ લાખ યોજન પ્રમાણ ઉત્તરવૈ૦ દેહની અપેક્ષાએ છે. અને કેવલિ સમુદ્‌ઘાતની અપેક્ષાએ સપૂર્ણ લોકાકાશ પ્રમાણ છે

---

* દંડક પ્રકરણની અવચૂરિમા (આ પ્રકરણનાજ કર્તાએ) 'લબ્ધિથી કરેલા વૈક્રિય શરીરનો (ગ૦ તિર્યંચ મનુષ્યનો) અવસ્થાન કાળ અન્તર્મુહૂર્ત્તથી અધિક ન હોય" એમ સ્પષ્ટ નિર્દેશ કર્યો છે, અને આ મૂળ ગાથામા તો ૪ મુહૂર્ત્ત કહ્યો છે દિગબર આમ્નાયમા પણ અન્તર્મુ૦ કહ્યો છે, ઉપરની ગાથા શ્રી જીવાભિગમજી સૂત્રની છે અને શ્રી ભગવ૦મા અન્તર્મુ૦કાળ કહ્યો છે

૧ કહેલા શરીરથી બાકી રહેલ શરીરની

અવતરણ—પૂર્વે ૨૪ દડકપદામા પ્હેલુ શરીર દ્વાર તથા બીજુ અવગાહના દ્વાર કહીને હવે આ ૧૧ મી ગાથામા ૨૪ દડકપદાને વિષે ત્રીજુ સઘયણ દ્વાર કહે છે

**थावर सुर नेरइया, अस्सघयणा य विगल छेवट्ठा**
**सघयण छगं गब्भय-नर-तिरिएसु वि मुणेयव्व ॥११॥**

સસ્કૃત અનુવાદ

स्थावरसुरनैरयिका, असहननाश्च विकला' सेवार्त्ता.
सहननषट्क गर्भजनरतिर्यक्ष्वपि ज्ञातव्य ॥ ११ ॥

અન્વય સહિત પદચ્છેદ

थावर सुर नेरइया, अस्सघयणा य विगल छेवट्ठा
गब्भय नर तिरिएसु अवि छग सघयण मुणेयव्व ॥११॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| थावर=સ્થાવર, એકેન્દ્રિય | सघयण=સઘયણ, સહનન |
| सुर=દેવ | छग=છ |
| नेरइया=નારક જીવો | गब्भय=ગર્ભજ |
| अस्सघयणा=સઘયણ રહિત | नर=મનુષ્ય |
| य=વળી, અને | तिरिएसु=તિર્યંચોમા |
| विगल-વિકલેન્દ્રિયો | अवि=પણ |
| छेवट्ठा=સેવાર્ત્ત સઘયણવાળા | मुणेयव्व=જાણવુ, જાણવા |

ગાથાર્થ—અથ સઘયણ—સર્વે સ્થાવરો (સર્વે એકેન્દ્રિયો), સર્વે દેવો, અને સર્વે નારકો સઘયણ રહિત હોય છે, વળી વિકલેન્દ્રિયો છેવટ્ઠા સેવાર્ત્ત સઘયણવાળા હોય છે, અને ગર્ભજ મનુષ્ય તથા ગર્ભજ તિર્યંચોમા પણ છએ સઘયણ જાણવા ॥ इति सघयण ॥ ११ ॥

विशेषार्थ—સ્થાવરના ૫ દડક, અને સાત નારકનો ૧ દડક એ ૧૯ દડકોમા સઘયણ છે નહિ* કારણ કે એ જીવોના શરીરમા

* શ્રી જીવાભિગમજીમા હાડની અપેક્ષાએ તો નહિ પરન્તુ બળની અપેક્ષાએ દેવોને પ્હેલા સઘયણવાળા કહ્યા છે અને એકેન્દ્રિયોને (સ્થાવરોને) છેલ્લા સઘયણવાળા કહ્યા છે અને નારકોને સઘયણ રહિત કહ્યા છે

હાડનો અભાવ છે અને સઘયણ તો હાડકાના બંધારણને કહેવામા આવે છે તથા ગાખ છીપ કોડી ઇત્યાદિ દ્વીન્દ્રિય જીવો તથા કીડી આદિ ત્રીન્દ્રિય જીવો અને ભ્રમર આદિ ચતુરિન્દ્રિય જીવો કોઈ સ્પષ્ટ કઠિન હાડવાળા છે તો કોઇ અસ્પષ્ટ બારિક હાડવાળા છે માટે એ ત્રણ [1]વિકલેન્દ્રિયોને સઘયણ છે, અને તે પણ ૬ઠ્ઠું છેદપૃષ્ઠ સઘયણ[1] છે, અને ગર્ભજ તિર્યંચો તથા મનુષ્યોને તો છએ સઘયણ હોય છે, પરન્તુ એક જીવને સમકાળે તો ૧જ સઘયણ હોય ॥ इति २४ दडकेषु सहननानि ॥

॥ ૨૪ દડકમા ૬ સઘયણ ॥

| | | | |
|---|---|---|---|
| ૫ સ્થાવર | સઘયણ રહિત | ૩ વિકલેન્દ્રિય | ૧ છેવટ્ઠું |
| ૧૩ દેવ દડક | ,, | ૧ ગ૦ મનુષ્ય | ૬ |
| ૧ નારક | ,, | ૧ ગ૦ તિર્યંચ | ૬ |

अवतरण—આ ગાથામા સર્વ દડકને વિષે ૪ થુ સજ્ઞાદ્વાર કહીને ત્યારબાદ ૫ મુ સસ્થાનદ્વાર ૧૯ દડકમા કહે છે

**सव्वेसिं चउ दह वा, सन्ना सव्वे सुरा य चउरंसा**
**नर तिरि छस्संठाणा, हुंडा विगलिंदि-नेरइया ॥१२॥**

સસ્કૃત અનુવાદ

सर्वेषा चतस्रो दश वा, सज्ञा सर्वे सुराश्च चतुरश्रा ( स्रा )
नरतिर्यचः षट्सस्थाना, हुडका विकलेन्द्रियनैरयिकाः ॥१२॥

અન્વય સહિત પદચ્છેદ

सव्वेसिं चउ वा दह सन्ना, य सव्वे सुरा चउरसा
नर तिरि छ सठाणा, विगलिंदि नेरइया हुडा ॥ १२ ॥

---

[1] વિકલેન્દ્રિયોમા અળસિયા વિગેરે જીવો હાડ રહિત જેવા દેખાય છે, તો પણ ઉપસ્થાન- વિચારતા તે જીવો અસ્પષ્ટ પણ સઘયણવાળા મનાને છે

શબ્દાર્થ —

| | |
|---|---|
| सव्वेसिं=સર્વે દંડકોને (મા) | चउरसा=સમચતુરસ્ર સંસ્થાન વાળા |
| चउ=ચાર | नर=ગર્ભજ મનુષ્યો |
| दह=દશ | तिरि=ગર્ભજ તિર્યંચો |
| वा=અથવા | छ=છ |
| सन्ना=સંજ્ઞા | स्संठाणा=સંસ્થાનવાળા |
| सव्वे=સર્વે | हुंडा=હુંડક સંસ્થાનવાળા |
| सुरा=દેવો | विगलिंदि=વિકલેન્દ્રિયો |
| य=અને વળી | नरइया=નારકો |

गाथार्थ—અથ સંજ્ઞા—સર્વે (ચોવીશે) દંડકોમાં ૪ અથવા ૧૦ સંજ્ઞા છે ઇતિ સંજ્ઞા ॥ અથ સંસ્થાન—વળી (૫ મા સંસ્થાન દ્વારમાં) સર્વે દેવો સમચતુરસ્ર સંસ્થાનવાળા છે, ગર્ભજ મનુષ્ય અને તિર્યંચો ૬ સંસ્થાનવાળા છે, તથા વિકલેન્દ્રિયો અને નારકો હુંડક સંસ્થાનવાળા છે ॥ ૧૨ ॥

विशेषार्थ—સર્વે દંડકોમાં ૪ અથવા ૧૦ સંજ્ઞા છે અને કેટલાક મનુષ્યોને ૧૬ સંજ્ઞાઓ હોય છે તે સંજ્ઞાઓ સંજ્ઞિ પંચેન્દ્રિયોમાં તો સ્પષ્ટ ઉપલબ્ધ થાય છે, અને એકેન્દ્રિયોમાં અવ્યક્ત અસ્પષ્ટ હોય છે, તો પણ કેટલાક બાહ્ય વર્તનથી અમુક અમુક સંજ્ઞા એકેન્દ્રિયોમાં અનુમાનથી સ્પષ્ટ સમજી શકાય એવી હોય છે તે આ પ્રમાણે

૧ જળનો આહાર હોવાથી, તથા છાણ વિગેરે ખાતરથી પોષણ થતું હોવાથી આહાર સંજ્ઞા છે

૨ લજ્જાળુ વનસ્પતિને હાથ અડતાં તુર્ત સંકોચાય છે માટે ભય સંજ્ઞા છે

૩ વેલડીઓ વૃક્ષને વીંટાય છે અને શ્વેત ખાખર નિધાન ઉપર મૂળ ફેલાવે છે માટે પરિગ્રહ સંજ્ઞા છે

૪ કુરૂબક નામનું વૃક્ષ સ્ત્રીના આલિંગનથી ફળરૂપ થાય છે માટે મૈથુન સંજ્ઞા છે

૫ કોકનદ નામનો કંદ હુંકાર-હુંકારા કરે છે માટે ક્રોધ સંજ્ઞા છે

૬ રૂદન્તી વેલડીમાંથી રસના ટપકાં ઝરતાં રહે છે, માટે માન સંજ્ઞા છે (આ વેલડીના રસથી સુવર્ણસિદ્ધિ થાય છે, તેથી હું હોવા

છતા લોકમા નિર્ધનતા કેમ? એવી અભિમાન સજ્ઞાથી રૂદન કરવાનુ અનુમાન છે )

૭ વેલડી પોતાના ફળોને પોતાના પાદડાવી ઢાંકેલ રાખે છે માટે માયા સજ્ઞા છે

૮ બીલીનુ વૃક્ષ તથા શ્વેત ખાખર પોતાના મૂળ નિધાન ઉપર ફેલાવે છે (અર્થાત્ નિધાન ઉપર પ્રાય ઉગે છે) માટે લોભ સજ્ઞા છે

૯ કમળો રાત્રે સકોચ પામે છે માટે લોક સજ્ઞા છે

૧૦ વેલડીઓ સર્વ માર્ગ છોડીને ભીંત ઉપર અથવા વૃક્ષ ઉપર ચઢે છે માટે ઓઘસજ્ઞા છે

એ પ્રમાણે એકેન્દ્રિય જીવોમા અનુમાનથી સ્પષ્ટ સજ્ઞાઓ સમજાય છે તેમજ દ્વીન્દ્રિયાદિ જીવોમા (સર્વ દડકપદોમા) હીનાધિક પ્રમાણમા સજ્ઞાઓ અવશ્ય હોય છે તેમા પણ ચાર ગતિ આશ્રયિ વિચારતા દેવગતિમા પરિગ્રહ તથા લોભ સજ્ઞા અધિક-મુખ્ય છે, મનુષ્યગતિમા માન સજ્ઞા તથા મૈથુન સજ્ઞા અધિક છે, નરક ગતિમા ભય તથા ક્રોધ સજ્ઞા અધિક છે અને તિર્યંચગતિમા માયા તથા આહાર સજ્ઞા અધિક [1] છે ॥ इति २४ दडकेषु सज्ञाः ( आहारादिकाः) ॥

---

૧ ચાર ગતિમા આહારાદિ ૪ સંજ્ઞાઓનુ એકત્ર અલ્પબહુત્વ શાસ્ત્રમા આ પ્રમાણે કહ્યુ છે-

કોઇ પણ સમયે વિચારતા નારક ગતિમા મૈથુન સંજ્ઞાવાળા જીવો અલ્પ, તેથી આહાર સંજ્ઞાવાળા સખ્યાતગુણ, તેથી ભય સજ્ઞાવાળા સંખ્યાતગુણ તેથી પરિગ્રહ સજ્ઞાવાળા સખ્યાત ગુણ, એ પ્રમાણે દેવોમા આહાર-ભય-મૈથુન-પરિગ્રહ, તથા મનુષ્યોમા ભય-આહાર-પરિગ્રહ-મૈથુન, અને પચે૦ તિર્યંચોમા પરિગ્રહ-મૈથુન-ભય-અને આહાર સજ્ઞાઓ અનુક્રમે સખ્યાતગુણ કહેવી

તથા એક જીવને એક સમયમા ૧ જ સજ્ઞા સ્પષ્ટ અનુભવમા હોય છે, બાકી અન્તર્મુહૂર્તે દરેક જીવોની સજ્ઞા બદલાતી રહે છે ઉપર કહેલી સજ્ઞાઓની ( તે તે ગતિમા ) અધિકતા કહી તે તેવા પ્રકારના સયોગોના કારણથી ( પૂર્વોક્ત અલ્પબહુત્વ ) હોય છે અપચેન્દ્રિયોમા સજ્ઞાનું અલ્પ બહુત્વ કહેલુ દેખાતુ નથી માટે અનિયમિતપણુ હશે એમ સભવ છે

હવે સસ્થાનદ્વારમા સર્વે દેવોને ( એટલે દેવના ૧૩ દંડકોમા ) ૧ સમચતુરસ્ર સસ્થાન હોય છે ,અર્થાત્ કોઇ પણ દેવ કે દેવીને સમચતુરસ્ર સિવાય બીજુ સસ્થાન નથી, પરન્તુ તે ભવધારણીય ( મૂળ ) શરીરની અપેક્ષાએ જાણવુ, કારણ કે દેવોનુ ઉત્તર વૈક્રિય સસ્થાન તો સિદ્ધાન્તમા અનેક પ્રકારનુ કહ્યુ છે

તથા ગર્ભજ મનુષ્ય અને ગર્ભજ તિર્યંચોને તો છએ સસ્થાન હોય છે તેમા પણ જે યુગલિક મનુષ્ય અને યુગલિક તિર્યંચો છે તેઓને તો દેવોની માફક ૧ સમચતુરસ્ર સસ્થાનજ જાણવુ, અને શેષ સખ્યાત આયુષ્યવાળા મનુષ્ય તિર્યંચોને યથાસભવ* ૬ સસ્થાન હોય છે, પરન્તુ એક જીવને સમકાળે કોઈ પણ એકજ સસ્થાન હોય છે

તથા વિકલેન્દ્રિયોને અને નારકોને સર્વ લક્ષણહીન છઠ્ઠું હુડક સસ્થાન હોય છે તેમા પણ નારકોનુ હુંડક સસ્થાન તો પાખ ઉખેડી નાખેલા પક્ષી સરખુ અતિ બિભત્સ અને ભયાનક હોય છે

---

अवतरण—૧૨ મી ગાથામા ૫ સ્થાવર સિવાયના ૧૯ દંડકમા સસ્થાનદ્વાર કહેવાયુ છે, અને ૫ સ્થાવરના ૫ દડકમા સસ્થાનદ્વાર કહેવાનુ બાકી છે તે આ ૧૩ મી ગાથામા કહે છે—

**नाणाविह धय सूई, बुब्बुय वण वाउ तेउ अपकाया**
**पुढवी मसूर चदा–कारा संठाणओ भणिया ॥१३॥**

સસ્કૃત અનુવાદ

नानाविधध्वजसूचीबुद्बुदा-वनवायुतैजसप्कायिका'
पृथ्वी मसूरचन्द्राकारा सस्थानतो भणिता ॥ १३ ॥

અન્વય સહિત પદચ્છેદ

वण नाणाविह, वाउ धय, तेउ सूई, अपकाया बुब्बुय
पुढवी मसूर चद आकारा सठाणओ भणिया ॥ १३ ॥

---

* સખ્યાત વર્ષના આયુષ્યવાળા મનુષ્યોમા પણ સર્વે તીર્થંકર–ચક્રવર્તી વાસુદેવ-બળદેવ-પ્રતિવાસુદેવ આદિ સમચતુરસ્ર સસ્થાની હોય છે

શબ્દાર્થ —

नाणाविह=નાના પ્રકારના (અનેક પ્રકારના આકારવાળી )
धय=ધ્વજ ( ના આકારવાળો )
सूई=સોયો ( ના આકારવાળો)
बुब्बुय=પરપોટા ( ના આકારવાળો )
वण=વનસ્પતિ
वाउ=વાયુ-કાય
तेउ=અગ્નિકાય
अपकाया=અપ્કાય (જળ)
पुढवी=પૃથ્વીકાય
मसूर=મસૂરની દાળ ( ના આકારવાળી )
चदाकारा=અર્ધ ચન્દ્રના આકારવાળી
सठाणओ=સસ્થાનથી, આકારથી
भणिया=કહી છે, કહ્યા છે

गाथार्थः—વનસ્પતિ અનેક પ્રકારના આકારવાળી, વાયુકાય ધ્વજના આકારવાળો, અગ્નિકાય સોયોના સમૂહ સરખા આકાર વાળો, અપ્કાય પાણીના પરપોટાના આકારવાળો, પૃથ્વીકાય મસૂરની દાળના દાણાના આકારવાળી અથવા અર્ધચન્દ્ર સરખા આકારવાળી કહી છે ॥ ૧૩ ॥

विशेषार्थः—વનસ્પતિ આદિ એકેન્દ્રિય જીવોની અપેક્ષાએ આ હુંડક સંસ્થાન ૫ પ્રકારનુ કહ્યુ છે ત્યા પ્રત્યેક વનસ્પતિનુ સસ્થાન હુંડક (સસ્થાન) છે પરન્તુ વિવિધ પ્રકારની આકૃતિવાળુ સ્પષ્ટ દેખાય છે તથા વાયુકાયનુ હુંડક સસ્થાન ધ્વજાના આકારે છે, તે અસ્પષ્ટ છે અગ્નિકાયનુ સસ્થાન સૂઇના આકારનુ, પાણીનુ સસ્થાન પરપોટા આકારનુ, અને પૃથ્વીનુ સસ્થાન મસૂરની દાળ અથવા અર્ધચન્દ્રના આકારનુ છે તે સર્વે અસ્પષ્ટ છે, કારણ કે કેવળ પ્રત્યેક વનસ્પતિ સિવાયના સ્થાવરોમા એક જીવ ચક્ષુદ્વારા દેખી શકાતો નથી, કેવળ પ્રત્યેક વનસ્પતિજ મોટી અવગાહનાવાળી હોવાથી દેખી શકાય છે, અને ઉપર કહેલા સસ્થાનો દરેક કાયના એકેક જીવનો આકાર [૧]છે ॥ इति २४ दडकेषु सस्थानम्॥

૧ અહિં સૂક્ષ્મ પૃથ્વીઆદિનું અને બાદર પૃથ્વીઆદિનુ પણ હુંડક સસ્થાન ઉપર પ્રમાણેજ છે, પરન્તુ વિશેષ એજ કે સૂક્ષ્મ અને બાદર સાધારણ વનસ્પતિનું પણ વિવિધાકૃતિ સંસ્થાન છે, એમ શ્રી જીવાભિગમાદિકમા કહ્યુ છે અને સંગ્રહણીવૃત્તિમા તો નિગોદનું ઔદારિક શરીર સ્તિબુ-

॥ २४ દંડકમાં ६ સંસ્થાન ॥

| | | | |
|---|---|---|---|
| १३ દેવ-દંડ | १ (સમચતુરસ્ર) | ३ વિકલેન્દ્રિય | १ (હુંડક) |
| १ ગર્ભમનુષ્ય | ६ | १ નારક | १ ( ,, ) |
| १ ગર્ભતિર્યંચ | ६ | ५ સ્થાવર | १ ( ,, ) |

अवतरण—આ ગાથાના પ્હેલા ચરણમા સર્વ દંડકપદોમાં ६ હું કષાયદ્વાર કહે છે, અને ७ મુ લેશ્યાદ્વાર ૯ દંડકમા કહે છે

सव्वेवि चउकसाया, लेस–छग गब्भतिरियमणुएसु
नारय तेऊ वाऊ, विगला वेमाणि य तिलेसा ॥१४॥

સંસ્કૃત અનુવાદ

सर्वेऽपि चतुष्कषाया, लेश्यापट्क गर्भजतिर्यग्मनुजयोः (जेपु)
नारकतेजोवायुविकला वैमानिकाश्च त्रिलेश्या· ॥ १४ ॥

અન્વય સહિત પદચ્છેદ

सव्वे अवि चउ कसाया, गब्भय तिरिय मणुएसु छग लेस
नारय तेऊ वाऊ विगला य वेमाणि ति लेसा ॥ १४ ॥

શબ્દાર્થ—

| | |
|---|---|
| सव्वे=સર્વે ( ચોવીશે ) દંડકો | मणुएसु-મનુષ્યોમાં |
| अवि=પણ | नारय-નારક જીવો |
| चउ=ચાર | तेऊ-તૈજસકાય, અગ્નિકાય |
| कसाया=કષાયવાળા | वाऊ-વાયુકાય |
| लेस=લેશ્યા | विगला-વિકલેન્દ્રિયો |
| छग-૭ | वेमाणि-વૈમાનિક દેવો |
| गम-ગર્ભજ | य-અને |
| तिरिय-તિર્યંચોમાં | ति-ત્રણ |
| | लेसा-લેશ્યાવાળા |

( પરપોટા ) આકારવાળુ ( એટલે નક્કર ગોળા સરખુ ) કહ્યુ છે શ્રી તત્ત્વાર્થવૃત્તિમાં अनित्थत्थ ( અનિયત ) સંસ્થાન કહ્યુ છે તથા વાયુકાય વૈક્રિય શરીર રચે તોપણ ધ્વજાના આકારેજ રચે છે

**ગાથાર્થઃ**—अथ कषाया —ચોવીશે દંડકો ૪ કષાયવાળા છે ॥ इति कषायद्वारम् ॥ अथ लेश्या —તથા ગર્ભજ તિર્યંચોમાં અને ગર્ભજ મનુષ્યોમાં ૬ લેશ્યા હોય છે તેમજ નારકજીવો, અગ્નિકાય, વાયુકાય, વિકલેન્દ્રિય, અને વૈમાનિક દેવો એ સર્વે યથાસંભવ ત્રણ ત્રણ લેશ્યાવાળા હોય છે ॥ ૧૪ ॥

**વિશેષાર્થઃ**—સર્વ દંડકપદોમાં ક્રોધ-માન-માયા-અને લોભ એ ચાર પ્રકારના કષાય હોય છે ત્યાં એકેન્દ્રિયોમાં અસ્પષ્ટ હોય છે અને દ્વીન્દ્રિયાદિકમાં કઇંક અધિક અધિક સ્પષ્ટ હોય છે કષાય રહિત તો કેવળ વીતરાગ ભગવંતો અને સિદ્ધ પરમાત્માઓજ છે

॥ इति २४ दंडकेषु कषायाः ॥

હવે લેશ્યાદ્વારમાં ગર્ભજતિર્યંચ અને ગર્ભજ મનુષ્યોને છએ પ્રકારની લેશ્યાઓ હોય છે, તે એક સમયે એકજ લેશ્યા અન્તર્મુહૂર્ત્ત સુધી રહી પુનઃ બદલાઇને બીજી લેશ્યા પ્રગટ થાય છે એ પ્રમાણે સંપૂર્ણ ભવપર્યન્ત પરાવૃત્તિથી છએ લેશ્યા દ્રવ્યથી અને ભાવથી પણ હોય છે તે દ્રવ્ય ભાવનું સ્વરૂપ દ્વારવર્ણનમાં કહેલું છે

તથા નારકનો ૧ દંડક, અગ્નિકાય, વાયુકાય, વિકલેન્દ્રિયના ૩ દંડક અને વૈમાનિક દેવને સામાન્યથી ૩-૩ લેશ્યાઓ હોય છે. તેમાં વિશેષ એ છે કે—નારકોને કૃષ્ણ-નીલ-કાપોત એ ૩ * અશુભ લેશ્યા છે, વાયુકાયને અગ્નિકાયને અને વિકલેન્દ્રિયને પણ એજ ૩ અશુભ લેશ્યા છે, તથા વૈમાનિક દેવોને તેજો-પદ્મ-શુક્લ એ ૩* શુભ લેશ્યા છે ત્યાં કયા નારકને કઇ અશુભ લેશ્યા તથા કયા વૈમાનિક દેવને કઇ શુભ લેશ્યા હોય તેનો વિસ્તાર અન્ય ગ્રંથોથી જાણવો

---

* રત્નપ્રભા અને શર્કરાપ્રભામાં સર્વ નારકોને કાપોતલેશ્યા, વાલુકાપ્રભામાં સાધિક ૩ પલ્યોપમસુધીના આયુષ્યવાળાને કાપોત અને તેથી અધિક આયુષ્યવાળાને નીલ લેશ્યા છે પંકપ્રભામાં સર્વને નીલ લેશ્યા છે ધૂમપ્રભામાં સાધિક ૧૦ સાગરોપમ આયુષ્ય સુધીના આયુષ્યવાળાને નીલ અને તેથી અધિક આયુષ્યવાળાને કૃષ્ણલેશ્યા છે તથા છઠ્ઠી અને સાતમી નરકમાં સર્વને કૃષ્ણલેશ્યા છે અહિં પૃથ્વીઓના અનુક્રમ પ્રમાણે અધિક અધિક મલિન લેશ્યાઓ જાણવી તથા વૈમાનિક દેવોમાં આ પ્રમાણે—

**अवतरण**—ચોદમી ગાથામા લેશ્યાદ્વાર ૯ દંડકમા કહેવાયુ છે, અને શેષ ૧૫ દંડકમા કહેવુ બાકી રહ્યુ છે તે આ ૧૫ મી ગાથામા કહેવાય છે, તેમજ આ ગાથાને વિષે સર્વ દંડકપદોમા ૮ મુ इन्द्रियद्वार અને ૧ દંડકમા ૯ મુ समुद्घातद्वार પણ કહેવાશે

## जोइसिय तेउलेसा, सेसा सव्वेवि हुंति चउलेसा
## इंदियदारं सुगम, मणुआण सत्त समुग्घाया ॥ १५ ॥

સંસ્કૃત અનુવાદ

ज्योतिष्कास्तेजोलेश्याकाः शेषा¹ सर्वेऽपि भवन्ति चतुर्लेश्याः
इन्द्रियद्वारं सुगमं, मनुजानां सप्त समुद्घाता² ॥ १५ ॥

અન્વય સહિત પદચ્છેદ

जोइसिय तेउ लेसा सेसा सव्वे अवि चउलेसा हुंति
इंदिय दार सुगम मणुआण सत्त समुग्घाया ॥ १५ ॥

શબ્દાર્થ—

| | |
|---|---|
| जोइसिय=જ્યોતિષી દેવો | चउलेसा=ચાર લેશ્યાવાળા |
| तेउलेसा=તેજો લેશ્યાવાળા | इंदियदार=ઇન્દ્રિય દ્વાર |
| सेसा=શેષ-બાકીના | सुगम=સુગમ-સહેલુ |
| सव्वे=સર્વે | मणुआण=મનુષ્યોને |
| अवि=પણ | सत्त=સાત |
| हुंति=છે | समुग्घाया=સમુદ્ઘાત |

**गाथार्थ**¹—જ્યોતિષી દેવો તેજોલેશ્યાવાળા છે અને શેષ સર્વે ૧૮ દંડકપદો ચાર ચાર લેશ્યાવાળા છે इति लेश्या ॥ अथ इन्द्रियाणि-ઇન્દ્રિયદ્વાર ( જાણવુ ) સુગમ છે इति इन्द्रियाणि ॥ अथ समुद्घाता-તથા મનુષ્યોને ૭ સમુદ્ઘાત છે ॥ ૧૫ ॥

---

૧-૨ દેવલોકમા તેજોલેશ્યા ૩-૪-૫ કલ્પમા પદ્મલેશ્યા, ૬ ઠ્ઠા કલ્પથી સર્વાર્થ સુધીમા સર્વ દેવોને શુક્લલેશ્યા કલ્પના અનુક્રમ પ્રમાણે એ લેશ્યાઓ અધિક અધિક વિશુદ્ધ જાણવી

विशेपार्थः—सर्वे જ્યોતિષી દેવોને ૧ તેજો લેશ્યાજ હોય છે, અને બાકીના ૧૦ ભવનપતિ તથા ૧ વ્યન્તર એ ૧૧ દંડકમા કેટલાક દેવો સંપૂર્ણ ભવપર્યન્ત કૃષ્ણ લેશ્યાવાળા, કેટલાક નીલ લેશ્યાવાળા, કેટલાક કાપોત લેશ્યાવાળા અને કેટલાક દેવો સંપૂર્ણ ભવપર્યન્ત તેજો લેશ્યાવાળા હોય છે

તથા પૃથ્વીકાય અપ્કાય અને વનસ્પતિકાય એ ત્રણ દંડકમા પ્રત્યેક જીવને કૃષ્ણ-નીલ-અને કાપોત એ ૩ લેશ્યા પરાવૃત્તિથી (બદલાઈ બદલાઇને) પ્રાપ્ત થાય છે, અને ચોથી તેજો લેશ્યા તો ત્યારેજ હોય કે જ્યારે ઈશાનકલ્પ સુધીમાના તેજો લેશ્યાવાળા કોઈ દેવો બાદર લબ્ધિપર્યાપ્ત પૃથ્વીમા અથવા બાદરપર્યાપ્ત અપ્મા તથા બા૦ પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિમા ઉત્પન્ન થાય ત્યારે એ પૃથ્વી આ દિક ૩ દંડકના જીવોને ભવના પ્હેલા અન્તર્મુહૂર્તમા તેજો લેશ્યા પણ અપર્યાપ્ત અવસ્થામા હોય છે, અને પર્યાપ્ત અવસ્થામા તો એ ત્રણે દંડકને પહેલી ૩ લેશ્યાજ હોય છે ॥ इति २४ दण्डकेषु लेश्याः ॥

## ॥ ૨૪ દંડકમા ૬ લેશ્યા ॥

| | | | |
|---|---|---|---|
| ૧ ગ૦ તિર્યંચને | ૬ | ૩ વિકલેન્દ્રિયને | ૩ (અશુભ) |
| ૧ ગ૦ મનુષ્યને | ૬ | ૧ વૈમાનિકને | ૩ (શુભ) |
| ૧ નારકને | ૩ (અશુભ) | ૧ જ્યોતિષીને | ૧ (તેજોલે૦) |
| ૧ અગ્નિકાયને | ૩ ( ,, ) | ૧૪ શેષદંડક | ૪ (પ્હેલી) |
| ૧ વાયુકાયને | ૩ ( ,, ) | | |

## ॥ ૨૪ દંડકમાં ઇન્દ્રિય દ્વાર ॥

હવે इन्द्रियद्वारમા પૃથ્વીકાય વિગેરે ૫ સ્થાવરના દંડકોમા એક સ્પર્શેન્દ્રિય હોવાથી ૧ ઇન્દ્રિય છે દ્વીન્દ્રિયના ૧ દંડકમા સ્પર્શ અને રસના એ બે ઇન્દ્રિય છે ત્રીન્દ્રિયના ૧ દંડકમા સ્પર્શેન્દ્રિય રસનેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિય સહિત ૩ ઇન્દ્રિય છે ચતુરિન્દ્રિયના ૧ દંડકમા સ્પર્શ-રસના-ઘ્રાણ-અને ચક્ષુ એ ૪ ઇન્દ્રિય છે, અને બાકીના ૧૩ દેવદંડકમા ૧ નારકમા ૧ ગર્ભજતિર્યંચમા અને ૧ ગર્ભજ મનુષ્યના દંડકમા એ સર્વ મળી ૧૬ દંડકમા સ્પર્શ-રસના

–ઘ્રાણ–ચક્ષુ અને શ્રોત્ર એ ૫ ઇન્દ્રિયો છે એ પ્રમાણે આ ઇન્દ્રિયદ્વાર સમજવામા અત્યત સુગમ છે ॥ इति २४ दडकपु इन्द्रियाणि ॥

॥ ૨૪ દડકમા ૭ સમુદ્ઘાત ॥

હવે ૯ મા સમુદ્ઘાત દ્વારમા ગર્ભજ મનુષ્યોને સાતે સમુદ્ઘાત હોય છે તથા સખ્યાત વર્ષના આયુષ્યવાળા કર્મભૂમિના જે ગર્ભજ મનુષ્યો છે તેઓને જ યથાસભવ ૭ સમુદ્ઘાત છે, અને યુગલિકોને તો આહારક–વૈક્રિય–તૈજસ–અને કેવલિ સમુદ્ઘાત હોય નહિં તેથી કેવળ વેદના કષાય અને મરણ એ ૩ સમુદ્ઘાત છે પુન અયુગલિક ગર્ભજ મનુષ્યોમા પણ લબ્ધિ રહિત મનુષ્યને પ્હેલી ૩ સમુદ્ઘાત, લબ્ધિવત છદ્મસ્થને (અસર્વજ્ઞને) યથાસભવ કેવલિ સમુદ્ઘાત વિના *૩–૪–૫–૬ સમુદ્ઘાત અને શ્રી સર્વજ્ઞ ભગવતને તો ૧ [1]કેવલિ સમુદ્ઘાતજ હોય છે પુન સર્વત્ર સામાન્ય નિયમ એ છે કે અપર્યાપ્ત અવસ્થામા પણ કોઇ જીવને ૩ સમુદ્ઘાત પ્રથમના હોઈ શકે છે

---

* વૈક્રિય લબ્ધિ–તૈજસ લબ્ધિ–અને આહારક લબ્ધિ એ ત્રણ લબ્ધિ માની કોઇ પણ એક લબ્ધિવતને ૪ બે લબ્ધિવતને ૫, અને ત્રણે લબ્ધિવતને ૬

૧ પ્રશ્ન–કેવલિ ભગવત અનન્ત લબ્ધિવાળા છે તો તેમને વૈક્રિય આહા૦ અને તૈજસ સમુદ્ઘાત ( કે જે લબ્ધિવતને હોય છે તે ) કેમ નહિં ? અને નિર્વાણ પામતા હોવાથી મરણ સમુદ્ઘાત કેમ નહિ ?

ઉત્તર–લબ્ધિ ફોરવવી (પ્રગટ કરવી) તે પ્રમાદઅવસ્થા ગણાય છે અને કેવલિ ભગવત અપ્રમાદી છે તથા તે તે લબ્ધિ ફોરવવાના પ્રયોજન નો અભાવ છે માટે વૈ૦ તૈ૦ આહા૦ સમુદ્ઘાત કેવલિ ભગવતને ન હોય. તથા મરણ સમુ૦ પરભવમા ઉત્પન્ન થનારને આત્મપ્રદેશોનો દીર્ઘ દડ કરવાથી કેટલાક જીવોને હોય છે અને કેવલિ ભગવતને પરભવમા ઉત્પન્ન થવુ નથી તેમજ નિર્વાણ સમયે આત્મપ્રદેશો કદુક (દડા)ની માફક પિંડિત થઇને જાય છે માટે મરણ સમુ૦ નથી તેમજ વેદનીયનો ઉદય છે પણ વ્યાકુળતા તથા ઉદીરણા ન હોવાથી વેદનીય સમુ૦ નથી

अवतरण—પૂર્વ ગાથામા મનુષ્યોને જે સાત સમુદ્ઘાત કહી તે ૭ સમુદ્ઘાતના નામ હવે આ ગાથામા કહે છે

वेयण कसाय मरणे, वेउव्विय तेयए य आहारे
केवलि य समुग्घाया, सत्त इमे हुति सन्नीणं ॥१६॥

સસ્કૃત અનુવાદ

वेदना कषायो मरण, वैक्रियस्तैजसश्चाहारकः
केवलिकश्च समुद्घाताः, सप्तैते भवन्ति सज्ञिनाम् ॥ १६ ॥

અન્વય સહિત પદચ્છેદ

वेयण कसाय मरणे, वेउविय तेयए य आहारे
य केवलि इमे सत्त समुग्घाया सन्नीण हुति ॥ १६ ॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| वेयण=વેદના સમુદ્ઘાત | केवलि=કેવલિ સમુદ્ઘાત |
| कसाय=કષાય સમુદ્ઘાત | य=વળી, અને, તથા |
| मरणे=મરણ સમુદ્ઘાત | समुग्घाया=સમુદ્ઘાત |
| वेउव्विय=વૈક્રિય સમુદ્ઘાત | सत्त=સાત |
| तेयए=તૈજસ સમુદ્ઘાત | इमे=એ |
| य=અને, તથા, વળી | हुति=હોય છે |
| आहारे=આહારક સમુદ્ઘાત | सन्नीण=સજ્ઞિ જીવોને |

गाथार्थ—વેદના સમુદ્ઘાત, કષાય સમુદ્ઘાત, મરણ સમુદ્ઘાત, વૈક્રિય સમુદ્ઘાત, તૈજસ સમુદ્ઘાત, અને કેવલિ સમુદ્ઘાત એ સાત સમુદ્ઘાત સજ્ઞિ જીવોને હોય છે ॥ ૧૬ ॥

विशेषार्थः—પૂર્વે દ્વારવર્ણનમા સજ્ઞાત્રિકના (૩ સજ્ઞાના) દ્વારમા જે દીર્ઘકાલિકી સજ્ઞા કહી છે તે સજ્ઞા જે જીવોને હોય તે સજ્ઞિ જીવ કહેવાય, અને તે [1]સજ્ઞિ જીવને આ ગાથામા કહેલી

[1] પ્રશ્ન—પૂર્વ ગાથામા ૭ સમુદ્ઘાત ગર્ભજ મનુષ્યોમા કહ્યા અને અહિં સજ્ઞિ જીવોને ૭ સમુદ્ઘાત નામ પૂર્વક દર્શાવ્યા તે કેમ? વાસ્તવિક રીતે તો મંઝિમા કહેલા આ સાત સમુદ્ઘાતના નામવાળી ગાથા પ્રથમ

વેદનાદિક સાતે સમુદ્ઘાત યથાસભર (જેને જે સભવે તે સમુદ્ઘાત) હોય છે એ વેદના-કષાય-મરણ-વૈક્રિય-તૈજસ-આહારક-અને કેવલિ સમુદ્ઘાતનુ સ્વરૂપ દ્વારવર્ણનમા કહ્યુ છે તે પ્રમાણે જાણવુ

अवतरण—હવે કયા દંડકમા કેટલી સમુદ્ઘાત હોય, તે કહેવાના પ્રસંગમા આ ૧૭ મી ગાથાને વિષે પ્રથમ ૮ દંડકમા સમુદ્ઘાત કહેવાય છે

**एगिंदियाण केवल–तेउ आहारगविणा उ चत्तारि**
**ते वेउव्वियवज्जा, विगला सन्नीण ते चेव ॥ १७* ॥**

સસ્કૃત અનુવાદ

एकेन्द्रियाणा केवलतैजसाहारकान् विना तु चत्वार.
ते वैक्रियवर्ज्जा विकलाना सञ्ज्ञिनां ते चैव ॥१७॥

અન્વય સહિત પદચ્છેદ

उ एगिंदियाण केवल तेउ आहारग विणा चत्तारि
विगला वेउव्वियवज्जा सन्नीण चेव ते ॥ १७ ॥

---

હોવી જોઇએ અને ત્યારબાદ સંજ્ઞિના વિશેષણે રૂપે ગર્ભજ મનુષ્યમા સમુદ્ઘાત કહેવા યોગ્ય છે તો આ વિપર્યાસ કેમ?

ઉત્તર-પૂર્વની ૧૫મી ગાથા દંડકમા દ્વાર ઉતારવાની પરિપાટીથી ક્રમશ આવેલી છે અને આ ૧૬ મી ગાથા તથા આગળની ૧૭ મી ગાથા કોઈ સિદ્ધાન્તની ઉધ્ધૃત (ઉદ્ધરેલી) ગાથાઓ હશે તેમા પણ ૧૬ મી ગાથા અહિં દાખલ કરી છે તે સંજ્ઞિમા સમુદ્ઘાત કહેવાના ઉદ્દેશથી નથી કહી પરન્તુ સમુદ્ઘાતના નામો દર્શાવવાના ઉદ્દેશથી કહી છે અને ૧૭ મી ગાથા અહિં એકેન્દ્રિયમા અને વિકલેન્દ્રિયમા સમુદ્ઘાત કહેવાના ઉદ્દેશથી કહી છે પરન્તુ સંજ્ઞિમા સમુદ્ઘાત કહેવાના ઉદ્દેશથી નથી કહી તે કારણથી એ બન્ને ગાથામા જે સંજ્ઞિ શબ્દ આવેલો છે તે તે ગ્રંથના અનુરોધથી સંભવે છે એમ અનુમાન થાય છે

* દંડક પ્રકરણમા આ ગાથાની જરૂર સમજાતી નથી, તોપણ ચાલી આવતી પરિપાટી ન તૂટવાના કારણથી અહિં લખવી યોગ્ય છે

શબ્દાર્થ —

| | |
|---|---|
| एगिंदियाण-એકેન્દ્રિય જીવોને | ते=તે (૪સમુદ્ઘાત એકેન્દ્રિયોના) |
| केवल-કેવલિ સમુદ્ઘાત | वेउव्विय=વૈક્રિય સમુદ્ઘાત |
| तेउ=તૈજસ સમુદ્ઘાત | वज्जा=વર્જિત, રહિત, વિના સિવાયના |
| आहारग=આહારક સમુદ્ઘાત | विगला=વિકલેન્દ્રિયો |
| विणा=વિના, સિવાય | सन्नीण=સંજ્ઞિ જીવોને |
| उ=વળી | ते=તે (સાતે) સમુદ્ઘાત |
| चत्तारि=ચાર સમુદ્ઘાત | चेव=નિશ્ચય |

**ગાથાર્થ**—એકેન્દ્રિય જીવોને કેવલિ સમુદ્ઘાત, તૈજસ સમુદ્ઘાત, અને આહારક સમુદ્ઘાત વિના શેષ ૪ સમુદ્ઘાત હોય છે તથા વિકલેન્દ્રિયોને વૈક્રિય સમુદ્ઘાત રહિત તે ( એકેન્દ્રિય સબધિ સમુદ્ઘાત એટલે ) ૩ સમુદ્ઘાત હોય છે, અને સજ્ઞિ પચેન્દ્રિયોને તો નિશ્ચય તે સાતે સમુદ્ઘાત હોય છે ॥ ૧૭ ॥

**વિશેષાર્થ**:—એકેન્દ્રિયોને કેવલિ તેજસ અને આહારક એ ૩ સમુદ્ઘાત વિના શેષ ૪ સમુદ્ઘાત કહ્યા તે વાયુકાયની અપેક્ષાએ જાણવા, અને વાયુકાય સિવાયના પૃથ્વીકાય વિગેરે ૪ દડકોમા ( ૪ એકેન્દ્રિયોમા ) તો વૈક્રિય સમુદ્ઘાત વિના ૩ સમુદ્ઘાતજ હોય છે, એમ જાણવુ તથા એ ૪ સમુદ્ઘાતમાથી ૧ વૈક્રિય સમુદ્ઘાત બાદ કરતા શેષ ૩ સમુદ્ઘાત વિકલેન્દ્રિયોને હોય છે, અને સજ્ઞિ પચેન્દ્રિયોને તો તે પૂર્વોક્ત ( ૧૬ મી ગાથામા કહેલા નામવાળા) સાતે સમુદ્ઘાત છે

પુન લોકના પર્યન્ત ભાગે નિરાબાધસ્થાને રહેલા સૂક્ષ્માદિ એકેન્દ્રિયોને તથાપ્રકારના ઉપઘાતનો અભાવ હોવાથી વેદના સમુ-

* આ ૧૭ મી ગાથા દડક પ્રકરણની પરિપાટીને અનુસરતી નથી તેનુ કારણ કે કોઈ ગ્રન્થમા એકેન્દ્રિય વિકલેન્દ્રિય અને સજ્ઞિ પચેન્દ્રિય એ પ્રમાણે ઈન્દ્રિય ભેદ વડે પાચ જાતિના જીવોમા સમુદ્ઘાત કહેવાના પ્રસંગની આ ગાથા ત્યાથી ઉદ્ધરીને અહિં પ્રક્ષિપ્ત કરી હોય એમ સમજાય છે, કારણ કે આ ગાથા ન હોય તો પણ ૨૪ દડકમા બરાબર પરિપાટી પ્રમાણે ૭ સમુદ્ઘાત કહી શકાય છે, માટે એ ગાથા અધિક જેવી સંભવે છે

ઘાત રહિત ૨ સમુદ્ઘાત પણ હોય છે, અને શેષ સર્વ સૂક્ષ્મ તથા બાદર એકેન્દ્રિયોને ત્રણ સમુદ્ઘાત હોય છે

---

अवतरण'—પૂર્વ ગાથામા ગ૦મનુષ્યના ૧ દંડકપદને વિષે સમુદ્ઘાત કહ્યા, અને શેષ ૨૩ દંડકપદમા સમુદ્ઘાત કહેવાના બાકી રહ્યા છે, તે હવે આ ૧૯ મી ગાથાના પૂર્વાર્ધમા કહેશે, અને ગાથાના ઉત્તરાર્ધમા ૧૦ મુ દૃષ્ટિ દ્વાર સર્વ દંડકોમા કહેશે

**पण गब्भतिरि सुरेसु, नारय वाउसु चउर तिय सेसे**
**विगल दु दिट्ठी थावर, मिच्छत्ति सेस तिय दिट्ठी ॥१८॥**

સંસ્કૃત અનુવાદ

पच गर्भजतिर्यक्सुरयो–र्नारकवाय्वोश्चत्वारस्त्रय. शेषेषु
विकले द्वे दृष्टी स्थावर मिथ्येति शेषेषु तिस्रो दृष्टयः ॥१८॥

અન્વય સહિત પદચ્છેદ

गब्भ तिरि सुरेसु पण, नारय वाउसु चउर सेसे तिय
विगल दु दिट्ठी थावर, मिच्छ त्ति सेस तिय दिट्ठी ॥१८॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| पण–પાચ સમુદ્ઘાત | विगल=વિકલેન્દ્રિયોને |
| गब्भ तिरि=ગર્ભજ તિર્યંચ(ને વિષે) | दु=બે |
| सुरेसु=દેવોને વિષે | दिट्ठी=દૃષ્ટિ |
| नारय=નારકો (ને વિષે) | थावर=સ્થાવર જીવોમા |
| वाउसु=વાયુ-વાયુને વિષે | मिच्छ=મિથ્યા દૃષ્ટિ |
| चउर=ચાર સમુદ્ઘાત | त्ति-ઇતિ (એ નામની) |
| तिय=ત્રણ સમુદ્ઘાત | सेस=બાકીના દંડકોમા |
| सेस=શેષ, બાકીના (સાત) દંડકોમા | तिय दिट्ठी=ત્રણ દૃષ્ટિ |

गाथार्थ.—ગર્ભજ તિર્યંચ અને દેવોને વિષે ૫ સમુદ્ઘાત છે, અને શેષ (સાત) દંડકોને વિષે ૩ સમુદ્ઘાત છે ॥इति समुद्घाता॥ अथ (१०) दृष्टिद्वारम्-વિકલેન્દ્રિયોને ૨ દૃષ્ટિ સ્થાવર જીવોને મિથ્યા-

ત્વ એ નામની દૃષ્ટિ, અને શેષ (૧૬) દંડકોને વિષે ત્રણે દૃષ્ટિ હોય છે ( इति दृष्टि ) ॥ ૧૮ ॥

**વિશેષાર્થઃ**—ગર્ભજ તિર્યંચને આહારક સમુદ્‌ઘાત અને કેવલિ સમુદ્‌ઘાત સિવાયના પાંચ સમુદ્‌ઘાત હોય છે, કારણ કે તિર્યંચોને ચારિત્ર તથા પૂર્વલબ્ધિ ( પૂર્વધરપણું ) હોતું નથી, તેથી આહારક લબ્ધિ નથી, અને કેવળજ્ઞાન ન હોવાથી કેવલી સમુદ્‌ઘાત પણ નથી પરન્તુ કેટલાક તિર્યંચપંચેન્દ્રિયો દેશવિરતિ ચારિત્રને અનુસરતા વ્રત નિયમ તથા તપશ્ચર્યા ગુણવાળા હોવાથી તેવા ગર્ભજ તિર્યંચોને વૈક્રિય લબ્ધિ અને તેજસ લબ્ધિ હોવાથી વૈક્રિય સમુદ્‌ઘાત અને તેજસ સમુદ્‌ઘાત હોઇ શકે છે

એ પ્રમાણે ગર્ભજતિર્યંચની પેઠે દેવોને વૈક્રિય લબ્ધિ તથા તેજસ લબ્ધિ વ્રત તપશ્ચર્યાદિ ગુણોથી નહિં પણ તથાપ્રકારના ભવસ્વભાવથીજ ઉત્પન્ન થયેલી હોય છે

તથા નારક અને વાયુકાયને વેદના-કષાય-મરણ-અને વૈક્રિય એ ૪ સમુદ્‌ઘાત છે ત્યાં વૈક્રિય લબ્ધિ એ બન્ને દંડકોમાં ભવ સ્વભાવથીજ હોય છે પુન વૈક્રિય લબ્ધિવાળા કેટલાક પર્યાપ્ત વાયુકાય જીવો છે, અને તે દેવોથી અસખ્ય ગુણ છે

એ પ્રમાણે ૧ મનુષ્ય, ૧ ગર્ભજતિર્યંચ, ૧૩ દેવ, અને ૧ વાયુકાય મળી ૧૬ દંડકમા સમુદ્‌ઘાત દ્વાર કહ્યું અને બાકી રહેલા પૃથ્વીકાયાદિક ૪, અને વિકલેન્દ્રિયના ૩, એ ૭ દંડકમા વેદના કષાય અને મરણ એ ૩-૩ સમુદ્‌ઘાત જાણવા, કારણ કે એ ૭ દંડકોમા વૈક્રિય લબ્ધિનો પણ અભાવ છે

॥ इति २४ दण्डकेषु समुद्‌घाताः ॥

॥ ૨૪ દંડકમા ૭ સમુદ્‌ઘાત ॥

| | | | |
|---|---|---|---|
| ૧ ગ૦ મનુષ્યને | ૭ | ૧ નારકને | ૪ |
| ૧ ગ૦ તિર્યંચને | ૫ | ૧ વાયુને | ૪ |
| ૧૩ દેવ દંડકમા | ૫ | ૭ શેષ દંડકમા | ૩ |

હવે ૧૦ મા દૃષ્ટિદ્વારમા વિકલેન્દ્રિયના ૩ દંડકને વિષે મિથ્યાત્વ અને સમ્યક્‌ત્વ એ ૨ દૃષ્ટિ હોય છે, ત્યાં મિથ્યાત્વ દૃષ્ટિ તો સર્વ વિકલેન્દ્રિયોને સર્વ અવસ્થામા છે, પરંતુ સમ્યક્‌ત્વ દૃષ્ટિ

તો કેટલાક વિકલેન્દ્રિયોમાજ ( સાસ્વાદન સમ્યક્ત્વવાળો કોઇ જીવ અન્ય સ્થાનેથી આવી વિકલેન્દ્રિયપણે ઉત્પન્ન થયો હોય તે વખતે ) અપર્યાપ્ત અવસ્થામા હોય છે, અને પર્યાપ્ત અવસ્થામા તો અવશ્ય મિથ્યાદૃષ્ટિજ થાય છે

તથા સ્થાવરના [1]પાચે દડકોમા ૧ મિથ્યાત્વદૃષ્ટિજ હોય છે, અને શેષ ૧૬ દડકના જીવો મિથ્યાત્વ-સમ્યક્ત્વ-અને મિશ્ર એ ત્રણે દૃષ્ટિવાળા છે, ત્યા દરેક દડકમા કોણ કોણ જીવો કઇ કઇ દૃષ્ટિવાળા હોય તેનો વિચાર અન્ય ગ્રથોથી જાણવો

॥ इति २४ दंडकेषु दृष्टिः ॥

॥ ૨૪ દડકમા ૩ દૃષ્ટિ ॥

| | | | |
|---|---|---|---|
| ૩ વિકલેન્દ્રિયને | ૨ ( મિ૦ સાસ્વા૦ ) | ૫ સ્થાવરને | ૧ (મિથ્યા૦) |
| | | ૧૬ શેષ દડકમા | ૩ |

अवतरण—આ ગાથામા સર્વ દડકપદોમા ૧૧ મુ દર્શનદ્વાર કહેવાય છે

**थावर बि तिसु अचक्खू, चउरिंदिसु तदुग सुए भणियं**
**मणुआ चउदंसणिणो, सेसेसु तिग तिग भणिया॥१९॥**

સસ્કૃત અનુવાદ

स्थावरद्वित्रिष्वचक्षुश्चतुरिन्द्रियेषु तद्द्विक श्रुते भणित
मनुजाश्चतुर्दर्शनिन शेषेषु त्रिक त्रिक भणित ॥ १९ ॥

અ ન્વય સહિત પદચ્છેદ

सुए थावर बि तिसु अचक्खू, चउरिंदिसु तद्दुग भणिय
मणुआ चउ दसणिणो, सेसेसु तिग तिग भणिय ॥ १९ ॥

---

[1] કર્મગ્રથના અભિપ્રાય પ્રમાણે તો બાદર પૃથ્વી-અપ્-અને પ્રત્યેક વનસ્પતિમા પણ સાસ્વાદન સમ્યક્ત્વ કહ્યુ છે, માટે તે અપેક્ષાએ સ્થાવર ના ૩ દડકમા ૨ દૃષ્ટિ અને ૨ દડકમા ૧ દૃષ્ટિ કહી શકાય પરન્તુ સિદ્ધાન્તમા સર્વ એકેન્દ્રિયને સાસ્વાદન સમ્યક્ત્વનો અભાવ કહ્યો છે તેથી સિદ્ધાન્તની અપેક્ષાએ એકેન્દ્રિયના પાચે દડકમાં ૧ મિથ્યાત્વ દૃષ્ટિજ હોય છે

શબ્દાર્થ—

| | |
|---|---|
| थावर=સ્થાવર જીવોને (મા) | मणुआ=મનુષ્યો |
| वि=દ્વીન્દ્રિયને (માં) | चउ=ચાર |
| तिसु=ત્રીન્દ્રિયોને વિષે | दसणिणो=દર્શનવાળા |
| अचक्खु=અચક્ષુ દર્શન | सेसेसु=શેષ (૧૫) દંડકોમા |
| चउरिंदिसु=ચતુરિન્દ્રિયોમા | तिग=ત્રણ દર્શન |
| तदु=તે (દર્શન) | तिग=ત્રણ દર્શન |
| दुग=બે | भणिय=કહ્યા છે |
| सुए=સિદ્ધાન્તમા, શ્રુતમા | |
| भणिय=કહ્યા છે | |

गाथार्थ—(अथ दर्शनानि—) સિદ્ધાન્તમા ૫ સ્થાવરમા તથા દ્વીન્દ્રિય, અને ત્રીન્દ્રિયોમા એક અચક્ષુ દર્શન કહ્યુ છે, ચતુરિન્દ્રિય જીવોમા તે બે દર્શન કહ્યા છે, મનુષ્યો ચાર દર્શનવાળા છે અને શેષ (૧૫) દંડકોમા ત્રણ ત્રણ દર્શન કહ્યા છે ( इति दर्शनद्वारम् ) ॥ १९ ॥

विशेषार्थः—હવે ૧૧ મુ દર્શન દ્વાર કહેવાય છે, ત્યા સ્થાવરના ૫ દંડક, ૧ દ્વીન્દ્રિય, અને ૧ ત્રીન્દ્રિય એ ૭ દંડકમા ૧ અચક્ષુ દર્શનજ હોય છે તે અચક્ષુ દર્શન સ્પર્શ રસના ઘ્રાણ શ્રોત્ર અને મનના ભેદથી ૫ પ્રકારનુ છે તેમા સ્થાવરના ૫ દંડકને વિષે સ્પર્શેન્દ્રિયનો સામાન્ય ઉપયોગ એજ અચક્ષુ દર્શન, દ્વીન્દ્રિયમાં સ્પર્શ અને રસના એ બે ઇન્દ્રિયોદ્વારા સામાન્ય ઉપયોગ રૂપ અચક્ષુ દર્શન, ત્રીન્દ્રિયને સ્પર્શ રસના અને ઘ્રાણ એ ૩ ઇન્દ્રિયો દ્વારા સામાન્ય ઉપયોગરૂપ અચક્ષુ દર્શન છે

પ્રશ્ન—ઇન્દ્રિયોના સામાન્ય ઉપયોગરૂપ અચક્ષુ દર્શન તો ઇન્દ્રિય પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ હોઇ શકે, પરન્તુ તે પહેલાની અપર્યાપ્ત અવસ્થામા અને માર્ગમા વહેતો જીવ દર્શન રહિત હોય કે દર્શન સહિત હોય? કારણ કે ત્યા ઇન્દ્રિયોનો અભાવ છે, અને એકેન્દ્રિયાદિકને મન છે નહિ

ઉત્તર.—કોઇ પણ જીવ કોઇપણ સમયે દર્શન ગુણ રહિત

( તેમજ જ્ઞાનગુણ રહિત પણ ) હોય નહિ ( કારણ કે જીવના તો એ બે મુખ્ય ગુણ છે ), માટે મતિજ્ઞાનના ક્ષયોપશમરૂપ સૂક્ષ્મ સામાન્ય ઉપયોગ તે અહિં સૂક્ષ્મ ભાવમનરૂપ અચક્ષુ દર્શન જાણવું, કારણ કે એકેન્દ્રિયાદિક અસંજ્ઞિઓને જો કે દ્રવ્ય મનનો અભાવ છે, તો પણ મતિજ્ઞાનના ક્ષયોપશમરૂપ ભાવ મન તો અવશ્ય છે

તથા ચતુરિન્દ્રિય જીવોમાં ચક્ષુદર્શન અને અચક્ષુદર્શન બન્ને છે, કારણ કે ચતુરિન્દ્રિય જીવોને ચક્ષુ ઇન્દ્રિય પણ છે, તેથી સ્પર્શ રસના-અને ઘ્રાણેન્દ્રિયનો સામાન્ય ઉપયોગ તે અચક્ષુદર્શન અને ચક્ષુ દ્વારા સામાન્ય ઉપયોગ તે ચક્ષુ દર્શન છે, એ પ્રમાણે સિદ્ધાન્તમાં (શાસ્ત્રમાં) કહ્યું છે

તથા ગર્ભજ મનુષ્યો યથાસંભવ ચારે દર્શનવાળા છે, ત્યાં અચક્ષુ દર્શન પૂર્વોક્ત રીતે પાંચ પ્રકારનું છે ચક્ષુ ઇન્દ્રિય હોવાથી ચક્ષુ દર્શન છે, અને ચારિત્રાદિક ગુણથી પ્રાપ્ત કરેલ લબ્ધિ પ્રત્યયિક અવધિજ્ઞાનવંતને (અને વિભંગજ્ઞાનીને) અવધિ દર્શન છે, અને કેવલિ ભગવંતને કેવળ દર્શન છે એ પ્રમાણે ૯ દંડકમાં દર્શનદ્વાર કહ્યું અને બાકીના ( દેવના ૧૩, નારકનો ૧, અને ગર્ભજતિર્યંચનો ૧ એ ) ૧૫ દંડકમાં ચક્ષુદર્શન અચક્ષુ દર્શન અને અવધિ દર્શન એ ૩ દર્શન છે ત્યાં ગર્ભજ તિર્યંચોને વ્રત તપશ્ચર્યાદિ ગુણથી લબ્ધિ પ્રત્યયિક છે, અને ૧૪ દંડકમાં ભવસ્વભાવે હોવાથી ભવ પ્રત્યયિક અવધિ દર્શન છે અહિં એક જીવ આશ્રયિ સમકાળે કોઇને ૧ અચક્ષુ દર્શન અથવા કેવળ દર્શન, કોઇને અચક્ષુ-ચક્ષુ ૨ દર્શન, અને કોઇને અવધિ સહિત ૩ દર્શન હોય પરન્તુ સમકાળે ૪ દર્શન કોઇ પણ જીવને ન હોય ॥ इति २४ दंडकेषु दर्शनानि ॥

॥ ૨૪ દંડકમાં ૪ દર્શન ॥

| | |
|---|---|
| ૫ સ્થાવરને ૧ (અચક્ષુ૦) | ૧ ચતુરિન્દ્રિયને ૨ (ચ૦-અચ૦) |
| ૧ દ્વીન્દ્રિયને ૧ ,, | ૧ ગ૦ મનુષ્ય ૪ |
| ૧ ત્રીન્દ્રિયને ૧ ,, | ૧૫ શેષમાં ૩ (કેવલ૦ વિના) |

अवतरण —આ ગાથામાં સર્વ દંડકપદોને વિષે ૧૨-૧૩ મુ જ્ઞાન-અજ્ઞાન દ્વાર કહેવાય છે

## अन्नाण नाण तिय तिय, सुरतिरिनिरए थिरे अनाणदुगं नाणन्नाण दु विगले, मणुए पण नाण ति अनाणा॥२०॥

સસ્કૃત અનુવાદ

अज्ञानज्ञान (यो) त्रिकं त्रिकं, सुरतिर्यग्नैरयिकेषु स्थिरे अज्ञानद्विकं ज्ञानाज्ञानद्विकं विकले, मनुजे पञ्च ज्ञानानि त्रीण्यज्ञानानि॥२०॥

અન્વય સહિત પદચ્છેદ

सुर तिरि निरए तिय अनाण तिय नाण थिरे दुग अनाण विगले दु नाण अन्नाण, मणुए पण नाण ति अनाणा ॥२०॥

શબ્દાર્થ —

अन्नाण=અજ્ઞાન
नाण=જ્ઞાન
तिय=ત્રણ
तिय=ત્રણ
सुर=દેવોને
तिरि=તિર્યંચોને
निरए=નારકોને
थिरे=સ્થાવરને વિષે
अनाण=અજ્ઞાન
दुग=બે
नाण=જ્ઞાન
अन्नाण=અજ્ઞાન
दु=બે
विगले=વિ-લેન્દ્રિયોને
मणुए=મનુષ્યને વિષે
पण=પાચ
नाण=જ્ઞાન
ति=ત્રણ
अनाणा=અજ્ઞાન

**गाथार्थ.**—(अथ ज्ञानद्वार—) દેવ તિર્યંચ અને નારકોને વિષે ત્રણ જ્ઞાન તથા ત્રણ અજ્ઞાન હોય છે સ્થાવરને વિષે બે અજ્ઞાન હોય છે વિકલેન્દ્રિયોને વિષ ૨ જ્ઞાન તથા ૨ અજ્ઞાન હોય છે, અને મનુષ્યને વિષે ૫ જ્ઞાન તથા ૩ અજ્ઞાન હોય છે ॥૨૦॥

**विशेषार्थ**—હવે ૧૨ મા જ્ઞાનદ્વારમા તથા ૧૩ મા અજ્ઞાનદ્વારમા દેવના ૧૩ દંડક, ગર્ભજ તિર્યંચનો ૧ દંડક અને નારકનો ૧ દંડક એ ૧૫ દંડકમા મતિઅજ્ઞાન-શ્રુત અજ્ઞાન-અને વિભંગજ્ઞાન એ ૩ અજ્ઞાન છે,

તથા મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન-અવધિજ્ઞાન એ ૩ જ્ઞાન છે ત્યા સમ્યક્દૃષ્ટિ જીવોને ૩ જ્ઞાન અને મિથ્યાદૃષ્ટિ જીવોને ૩ અજ્ઞાન જાણવા તેમા પણ પ્રત્યેક જીવ આશ્રયિ વિચારતા એક જીવને સમકાળે કોઇને અવધિજ્ઞાન રહિત ૨ જ્ઞાન હોય તો કોઇને અવધિજ્ઞાન સહિત ૩ જ્ઞાન હોય છે, પરન્તુ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એ બે જ્ઞાન તો દરેક સમ્યક્દૃષ્ટિ છદ્મસ્થ જીવને સમકાળે અવશ્ય હોય છે તે પ્રમાણે મિથ્યાદૃષ્ટિને મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન પણ સમકાળે અવશ્ય હોય છે, અને જો અવધિજ્ઞાનની લબ્ધિવાળો હોય તો તેના મિથ્યાદૃષ્ટિને વિભંગજ્ઞાન સહિત ૩ અજ્ઞાન સમકાળે હોય છે

તથા સ્થાવરના ૫ દંડકમા દરેક જીવને સમકાળે મતિ અજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન એ બે *અજ્ઞાન હોય છે

વિકલેન્દ્રિયના ૩ દંડકમા ૨ જ્ઞાન અને ૨ અજ્ઞાન હોય છે ત્યા પૂર્વ ભવમા મરણથી અન્તર્મુ૦ પ્હેલા ઉપશમ સમ્યગ્દૃષ્ટિ થઇને પુન સમ્યક્ત્વથી પતિત થઇ, સાસ્વાદન સમ્યક્ત્વ સહિત મરણ પામી વિકલેન્દ્રિયપણે ઉત્પન્ન થાય ત્યારે અપર્યાપ્ત અવસ્થામા કિંચિત્ કાળ સાસ્વાદન સમ્યક્ત્વ વર્ત્તતુ હોય છે, તેથી તે સાસ્વાદન સમ્યક્ત્વની અપેક્ષાએ અપર્યાપ્ત અવસ્થામા વિકલેન્દ્રિયો ૨ જ્ઞાનવાળા કહેવાય છે, અને ત્યારબાદ સપૂર્ણ ભવ પર્યન્ત મિથ્યાદૃષ્ટિ હોવાથી ૨ અજ્ઞાનવાળા કહેવાય છે

ગર્ભજ મનુષ્યના ૧ દંડકમા ૫ જ્ઞાન અને ત્રણે અજ્ઞાન હોય છે, તે સમજવુ સુગમ છે તેમા પણ ૧ મનુષ્યને સમકાળે તો યથાસંભવ ૨ અજ્ઞાન, ૩ અજ્ઞાન, ૧ જ્ઞાન (કેવળજ્ઞાન[1]), ૨ જ્ઞાન ૩ જ્ઞાન (મન૦ વા અવ૦ સહિત), અથવા ૪ જ્ઞાન હોય છે

---

* આ સિદ્ધાન્તનો અભિપ્રાય છે અને કર્મગ્રથમા તો બા૦પર્યાપ્ત પૃથ્વી, અપ્કાય, અને પ્રત્યેક વનસ્પતિ એ ૩ દંડકમા અને વિકલેન્દ્રિયોમા પણ અપર્યાપ્ત અવસ્થામા સાસ્વાદન સમ્યક્ત્વ કહ્યુ છે પરન્તુ સાસ્વાદન સમ્ય૦ને અજ્ઞાન રૂપે ગણી એ આઠે દંડકમાં ૨ અજ્ઞાન કહ્યાં છે

1 શ્રી તત્ત્વાર્થ સૂત્રમા આચારાંગાદિ શાસ્ત્રના જ્ઞાનીઓને શ્રુતજ્ઞાન કહ્યુ છે તેથી તેવા શાસ્ત્રજ્ઞાન રહિત જીવોને મતિજ્ઞાન રૂપ ૧ જ્ઞાન હોય એમ પણ કહ્યુ છે

પરંતુ સમકાળે ૫ જ્ઞાન હોય નહિ, તેમજ જ્ઞાન અને અજ્ઞાન એ બે પણ સમકાળે હોય નહિ ॥ इति २४ दण्डकेषु ज्ञानाज्ञाने ॥

॥ ૨૪ દંડકમાં ૫ જ્ઞાન ૩ અજ્ઞાન ॥

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩ દેવ દંડકમાં | ૩-૩ | | ૫ સ્થાવરને | ૨ અજ્ઞાન |
| ૧ ગ૦ તિર્યંચને | ૩-૩ | | ૩ વિકલેન્દ્રિયને | ૨-૨ |
| ૧ નારકને | ૩-૩ | | ૧ ગ૦ મનુષ્યને | ૫-૩ |

अवतरण—હવે ચોવીસે દંડકપદમાં ૧૪ મું યોગદ્વાર કહેવાનું છે તેથી પ્રથમ આ ગાથાવડે ૧૫ યોગના નામ કહે છે—

सच्चेअर मीस असच्चमोस मण वय विउव्वि आहारे
उरलं मीसा कम्मण, इय जोगा देसिया समए॥२१॥

સંસ્કૃત અનુવાદ

सत्येतरमिश्रासत्यमृषा, मनोवचसी वैक्रिय आहारकः
औदारिको मिश्राः कार्मण, एते योगा देशिताः समये ॥ २१ ॥

અન્વય સહિત પદચ્છેદ

सच्च इअर मीस असच्च अमोस मण वय विउव्वि आहारे
उरल मीसा कम्मण, इय जोगा समए देसिया ॥२१॥

શબ્દાર્થ —

सच्च=સત્ય
इअर=ઇતર (અસત્ય)
मीस=મિશ્ર
असच्चमोस=અસત્યામૃષા (વ્યવહાર)
मण=મનો યોગ
वय=વચન યોગ
विउव्वि=વૈક્રિય કાયયોગ
आहारे=આહારક કાયયોગ
उरल=ઔદારિક કાયયોગ
मीसा=(એ ત્રણે કાયના) મિશ્ર-યોગ
कम्मण=કાર્મણ યોગ (તૈજસ કાર્મણ યોગ)
इय=એ
जोगा=૧૫ યોગ
देसिया=દર્શાવ્યા છે, કહ્યા છે
समए=સિદ્ધાન્તમાં

**गाथार्थः**—( अथ योगा ) સત્ય-અસત્ય-મિશ્ર-અને અસત્યા મૃષા એ ચાર પ્રકારના મનોયોગ તથા ૪ પ્રકારના વચનયોગ છે પુન વૈક્રિય કાયયોગ, આહારક કાયયોગ અને ઔદારિક કાયયોગ, તેમજ એ ત્રણ કાયના ૩ મિશ્ર યોગ, તથા કાર્મણ ( તૈજસ કાર્મણ) કાયયોગ એ પ્રમાણે ૧૫ યોગ શ્રી સિદ્ધાન્તમા કહ્યા છે ॥ ૨૧ ॥

**विशेपार्थ**—એ ૧૫ યોગનુ સ્વરૂપ દ્વારવર્ણનમા કહ્યા પ્રમાણે જાણવુ

---

**अवतरण**—પૂર્વ ગાથામા ૧૫ યોગના નામ કહીને હવે આ ગાથામા સર્વ દંડકપદને વિષે તે ૧૫ યોગ જે રીતે સભવે તે રીતે કહે છે

**इक्कारस सुर निरए, तिरिएसु तेर पनर मणुएसु**
**विगले चउ पण वाए, जोगतिग थावरे होइ ॥२२॥**

સસ્કૃત અનુવાદ

एकादश सुरनैरयिकयोस्तिर्यक्षु त्रयोदश पचदश मनुजेषु
विकले चत्वार' पच वाते (यो), योगत्रिक स्थावरे भवति ॥२२॥

અન્વય સહિત પદચ્છેદ

सुर निरए इक्कारस, तिरिएसु तेर मणुएसु पनर
विगले चउ वाए पण थावरे तिग जोग होइ ॥ २२ ॥

શબ્દાર્થ —

इक्कारस=અગિઆર યોગ
सुर=દેવને વિષે
निरए=નારકને વિષે
तिरिएसु=તિર્યંચોમા
तेर=તેર યોગ
पनर=પદર યોગ
मणुएसु=મનુષ્યોમા
विगले=વિકલેન્દ્રિયમા
चउ=ચાર યોગ
पण=પાચ યોગ
वाए=વાયુકાયમા
जोग=યોગ
तिग=ત્રણ
थावरे=સ્થાવરને વિષે
होइ=હોય છે

**ગાથાર્થ**—દેવ અને નારકને વિષે ૧૧ યોગ, ગર્ભજ તિર્યંચોમા ૧૩ યોગ, ગર્ભજ મનુષ્યોમા ૧૫ યોગ, વિકલેન્દ્રિયમા ૪ યોગ, વાયુકાયમા ૫ યોગ અને સ્થાવરમા ૩ યોગ હોય છે (इति योग द्वारम्) ॥ ૨૨ ॥

**વિશેષાર્થ**—હવે ૨૪ દંડકમા ૧૫ યોગ કહેવાય છે તે આ પ્રમાણે—દેવના ૧૩ અને નારકને ૧ મળી ૧૪ દંડકમા મનના ૪ વચનના ૪ મળી ૮ યોગ તથા વૈક્રિય-વૈક્રિયમિશ્ર અને કાર્મણ યોગ એ ૩ કાયયોગ સહિત ૧૧ યોગ છે એ યોગ ક્યા ક્યા વખતે હોય તેનુ * સ્વરૂપ ગ્રન્થાન્તરથી જાણવુ

તથા ગર્ભજ તિર્યંચના ૧ દંડકમા ઔદારિક અને ઔદારિક મિશ્ર એ બે કાય યોગ સહિત (પૂર્વોક્ત ૧૧ યોગ મળી) ૧૩ યોગ છે, અને ગર્ભજ મનુષ્યમા સર્વે ૧૫ યોગ છે

વિકલેન્દ્રિયોના ૩ દંડકમા ઔદારિક-ઔદારિક મિશ્ર-તૈજસકા-

---

* અહિં ૧૫ યોગ ક્યારે ક્યાર હોય તેની સક્ષિપ્ત વિગત—૪ મનો યોગ મનપર્યાપ્તિ પૂર્ણ થયા બાદ પર્યાપ્ત અવસ્થામા હોય, ૪ વચન યોગ પણ પર્યાપ્ત અવસ્થામા હોય, ઔદારિક વૈક્રિય અને આહારક એ ત્રણ પોત પોતાની પર્યાપ્ત અવસ્થામા હોય ઔદારિક મિશ્ર ઉત્પત્તિના બીજા સમયથી અપર્યાપ્ત અવસ્થા સુધી (અને કેટલાક આચાર્યોના મતે શરીર પર્યાપ્તિ પૂર્ણ થતા સુધી) અને કેવલિ સમુદ્ઘાતમા ૨-૬-૭ મા સમયે એ પ્રમાણે ઔ૦ મિશ્ર યોગ કર્મગ્રથના અભિપ્રાયથી ૨ પ્રકારે છે અને સિદ્ધાન્તના અભિપ્રાયે ઉત્તર વૈક્રિયના તથા આહારકના પ્રારભમા પણ હોવાથી ૪ પ્રકારે છે) વૈક્રિયમિશ્રયોગ મૂળ વૈ૦ ની અપેક્ષાએ ઉત્પત્તિના બીજા સમયથી અપર્યાપ્ત અવસ્થા સુધી, અને તિર્યંચ મનુષ્યના ઉત્તર વૈક્રિયના પ્રારભે અને સહરણમા પ્રથ (એમ કર્મના અભિપ્રાયે ૩ પ્રકારે અને સિદ્ધાન્તના અભિપ્રાયે ઉત્તર વૈક્રિયના પ્રારભમા વૈક્રિય મિશ્ર નહિ તેથી ૨ પ્રકારે છે) આહારકમિશ્ર આહારકદેહના પ્રારભે અને સહરણમા (ઇતિ કર્મ૦, અભિપ્રાય અને સિદ્ધાન્તમા પ્રારભરહિત ૧ પ્રકાર) તથા તૈજસકાર્મણ યોગ વક્ર ગતિએ પરભવમા જતા ૧-૨-૩ સમય સુધી કેવલિ સમુદ્ઘાતમા ૩ જો ૪ થો ૫ મો એ ત્રણ સમય સુધી, અને ઉત્પત્તિના પ્રથમ સમયે પણ

મણ એ ત્રણ કાયયોગ અને અસત્યામૃષા ( વ્યવહાર ) નામનો ૧ વચન યોગ મળી ૪ યોગ છે

વાયુકાયના ૧ દંડકમા ઔદારિક-ઔદારિક મિશ્ર, વૈક્રિય-વૈક્રિય મિશ્ર અને કાર્મણ એ ૫ પ્રકારના કાયયોગ છે, કારણ કે કેટલાક બાદર પર્યાપ્ત વાયુ જીવો વૈક્રિય લબ્ધિવાળા હોય છે

સ્થાવરના ૫ દંડકમા ઔદા૦-ઔદા૦ મિશ્ર અને કાર્મણ એ ૩ કાયયોગજ હોય છે ॥ इति २४ दडकेषु योगाः ॥

॥ ૨૪ દંડકમા ૧૫ યોગ ॥

| | | | |
|---|---|---|---|
| ૧૩ દેવ દંડકમા | ૧૧ | ૩ વિકલે૦ ને | ૪ |
| ૧ નારકને | ૧૧ | ૧ વાયુને | ૫ |
| ૧ ગ૦ તિર્યંચને | ૧૩ | ૪ સ્થાવરને | ૩ |
| ૧ ગ૦ મનુષ્યને | ૧૫ | | |

---

अवतरण—હવે ચોવીશ દંડકપદોમા ૧૫ મું ઉપયોગ દ્વાર કહે વાનું છે તેથી આ ગાથામા પ્રથમ ૧૨ પ્રકારના ઉપયોગ કયા કયા ? તે કહે છે

**ति अनाण नाण पण चउ, दसण वार जिअलरक-णुवओगा**
**इय वारस उवओगा, भणिया तेलुक्कदसीहि ॥२३॥**

સસ્કૃત અનુવા૦

त्रीणयज्ञानानि ज्ञानानि पच चत्वारि दर्शनानि द्वादश जीवलक्षणोपयोगा एते द्वादश उपयोगा भणिता त्रिलोकदर्शिभि ॥२३॥

અન્વય સહિત પદચ્છેદ

ति अनाण पण नाण चउ दसण वार जिअ लरकण उवओगा इय वारस उवओगा तेलुक्कदसीहिं भणिया ॥ २३ ॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| ति=ત્રણ | लक्खण=લક્ષણ રૂપ |
| अनाण=અજ્ઞાન | उवओगा=ઉપયોગ |
| नाण=જ્ઞાન | इय=એ, પૂર્વોક્ત |
| पण=પાંચ | बारस=બાર |
| चउ=ચાર | उवओगा=ઉપયોગ |
| दसण=દર્શન | भणिया=કહ્યા છે |
| बार=બાર | तेलुक=ત્રણ લોક, (ત્રણ જગતના) |
| जिअ=જીવના | दसीहिं=દર્શિઓએ, દેખનારાઓએ |

गाथार्थः— (अथ उपयोगा -) ૩ અજ્ઞાન, ૫ જ્ઞાન, અને ૪ દર્શન એ ૧૨ જીવના લક્ષણ રૂપ ઉપયોગ છે, અને તે ૧૨ ઉપયોગ ત્રણ જગતના પદાર્થો દેખનાર શ્રી જિનેશ્વર ભગવંતોએ કહ્યા છે ॥ ૨૩ ॥

विशेषार्थ—સુગમ છે, અને ૧૨ ઉપયોગનુ સ્વરૂપ દ્વારવર્ણનમા કહેલ ૮ જ્ઞાન અને ૪ દર્શન પ્રમાણે જાણવુ

---

अवतरणः—પૂર્વ ગાથામા ૧૨ પ્રકારના ઉપયોગ કયા કયા ? તે દર્શાવીને હવે આ ગાથામા તે ૧૨ પ્રકારના ઉપયોગ ૨૪ દંડકપદોને વિષે જે રીતે સભવે તે રીતે કહે છે

**उवओगा मणुएसु, बारस नव निरय तिरिय देवेसु**
**विगलदुगे पण छक्कं, चउरिंदिसु थावरे तियगं ॥२४॥**

સસ્કૃત અનુવાદ

उपयोगा मनुजेषु, द्वादश नव नैरयिकतिर्यग्देवेषु
विकलद्विके पच षट्कं चतुरिन्द्रियेषु स्थावरे त्रयः ॥२४॥

અન્વય સહિત પદચ્છેદ

मणुएसु बारस उवओगा, निरय तिरिय देवेसु नव
विगल दुगे पण, चउरिंदिसु छक्कं, थावरे तियग ॥२४॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| उवओगा=ઉપયોગ | विगल=વિકલેન્દ્રિયના |
| मणुएसु=મનુષ્યોમા | दुगे=દ્વિકમા, ૨ ભેદમા |
| वारस=બાર | पण-પાચ ઉપયોગ |
| नव=નવ ઉપયોગ | छक्क=છ ઉપયોગ |
| निरय=નારક જીવોમા | चउरिंदिसु=ચતુરિન્દ્રિયોમા |
| तिरिय=તિર્યંચોમા | थावरे=સ્થાવરને વિષે, એકેન્દ્રિયોમા |
| देवेसु=દેવોમા | तियग=ત્રણ ઉપયોગ |

**ગાથાર્થ**—મનુષ્યોને વિષે ૧૨ ઉપયોગ છે, નારકજીવોમા ૯ ઉપયોગ, દેવોમા ૧૨ ઉપયોગ, ( ચતુરિન્દ્રિય વિના શેષ દ્વીન્દ્રિય તથા ત્રીન્દ્રિય રૂપ ) વિકલેન્દ્રિયના બે ભેદમા ૫ ઉપયોગ, ચતુરિન્દ્રિયમા ૬ ઉપયોગ, અને સ્થાવર (એકેન્દ્રિય) ને વિષે ૩ ઉપયોગ છે ( इति उपयोग द्वारम् ) ॥૨૪॥

**વિશેષાર્થ**:—એ પૂર્વ ગાથામા ૧૨ પ્રકારના ઉપયોગમાથી ગર્ભજ મનુષ્યોને યથાસભવ ૧૨ ઉપયોગ હોય છે, નારકના ૧ દડકમા મનઃપર્યવજ્ઞાન, કેવળજ્ઞાન અને કેવળદર્શન રહિત ૯ ઉપયોગ હોય છે, તેમજ ગર્ભજ તિર્યંચમા અને દેવના ૧૩ દડકમા પણ એજ ૯ ઉપયોગ હોય છે દ્વીન્દ્રિય અને ત્રીન્દ્રિય એ બે વિકલેન્દ્રિયોમા ૨ જ્ઞાન, ૨ અજ્ઞાન અને ૧ અચક્ષુ દર્શન એ ૫ ઉપયોગ છે, ચતુરિન્દ્રિયમા એજ ૫ ઉપયોગ અને ૧ ચક્ષુદર્શન સહિત ૬ ઉપયોગ છે, અને સ્થાવરના પાચે દડકમા ૨ અજ્ઞાન અને ૧ અચક્ષુ દર્શન સહિત ૩ ઉપયોગ છે અહિં કયુ જ્ઞાન તથા કયુ અજ્ઞાન હોય તે જ્ઞાન અજ્ઞાનદ્વાર પ્રસગે ૨૦ મી ગાથામાં કહેવાઇ ગયુ છે તથા એક જીવને સમકાળે કેટલા ઉપયોગ હોય? તે પણ ૧૯ મી તથા ૨૦ મી ગાથાના અર્થમાથી સમજવા યોગ્ય છે ॥ इति २४ दडकेषु उपयोगा ॥

॥ ૨૪ દડકમા ૧૨ ઉપયોગ ॥

| | | | |
|---|---|---|---|
| ૧ ગ૦ મનુષ્યને | ૧૨ | ૧ દ્વીન્દ્રિયને | ૫ |
| ૧ નારકને | ૯ | ૧ ત્રીન્દ્રિયને | ૫ |
| ૧ ગ૦ તિર્યંચને | ૯ | ૧ ચતુરિન્દ્રિયને | ૬ |
| ૧૩ દેવ૦ દડકમા | ૯ | ૫ સ્થાવરને | ૩ |

अवतरणः—હવે ૨૪ દંડકપદોમા ૧૬ મુ उपपात द्वार तथा ૧૭ મુ च्यवन द्वार એ બે દ્વાર સાથે કહે છે ( અથવા આ ગાથામા उपपात द्वार કહે છે, અને હવે પછીની ગાથામા च्यवन द्वार કહેશે એમ પણ જાણવુ )

**संखमसखा समए, गब्भतिरि विगल नारय सुरा य**
**मणुआ नियमा संखा, वणणंता थावर असंखा ॥२५॥**

સંસ્કૃત અનુવાદ

सख्येया असख्येयाः समये,गर्भजतिर्यग्विकलनारकसुराश्च
मनुजा नियमात्सख्येया, वना अनन्ताः स्थावरा असंख्येयाः॥२५॥

અન્વય સહિત પદચ્છેદ

गब्भ तिरि विगल नारय य सुरा समए सख असखा
मणुआ नियमा सखा, वण अणता थावर असखा ॥२५॥

શબ્દાર્થ —

सख=સખ્યાત
असखा=અસખ્યાત, અસખ્ય
समए=એક સમયમા
गब्भ तिरि=ગર્ભજ તિર્યંચ
विगल=વિકલેન્દ્રિયો
नारय=નારકો
सुरा=દેવો
य=અને,અથવા છદપૂર્તિ માટે
मणुआ=મનુષ્યો
नियमा=નિયમથી, નિશ્ચય
सखा=સખ્યાતજ
वण=વનસ્પતિ જીવો
अणता=અનન્ત
थावर=સ્થાવર જીવો (એકેન્દ્રિયો)
असंखा=અસખ્યાત, અસખ્ય

गाथार्थ—(अथ उपपात –) ગર્ભજ તિર્યંચ, વિકલેન્દ્રિયો, નારકો, અને દેવો એક સમયમા સખ્યાત અથવા અસખ્યાત ઉત્પન્ન થાય છે (જન્મે છે) મનુષ્યો નિશ્ચય સખ્યાતજ ઉત્પન્ન થાય છે, વનસ્પતિ જીવો (એક સમયમા) અનન્ત ઉત્પન્ન થાય છે, અને સ્થાવરો એક સમયમા અસખ્યાત ઉત્પન્ન થાય છે ॥૨૫॥

विशेषार्थ—હવે ૧૬ મા उववात द्वारमा ગર્ભજ તિર્યંચનો ૧, વિકલેન્દ્રિયના ૩, સાત નારકનો ૧ અને દેવના ૧૩ દડક મળીને ૧૮

દંડકના જીવો એક સમયમાં સમકાળે ૧-૨-૩ ઇત્યાદિ સંખ્યા વડે સંખ્યાત[1] ઉત્પન્ન થાય તેમજ અસંખ્યાત[2] પણ ઉત્પન્ન થાય, કારણ કે એ પ્રત્યેક દંડકના જીવો ઉત્કૃષ્ટથી *અસંખ્ય અસંખ્ય છે, માટે એક સમયમાં ઉત્કૃષ્ટથી અસંખ્ય પણ ઉત્પન્ન થાય છે

ગર્ભજ મનુષ્યો ૧ સમયમાં નિશ્ચયનં ૧-૨-૩ ઇત્યાદિ સંખ્યા વડે અનશ્ય સંખ્યાતજ ઉત્પન્ન થાય છે, પરન્તુ અસંખ્ય કે [3]અનન્ત ઉત્પન્ન ન થાય, કારણ કે ગર્ભજ મનુષ્યોની આ જગતમાં સર્વ સંખ્યા [4]૨૯ અંક જેટલી સંખ્યાતજ છે

તથા સ્થાનરના પાંચ દંડકમાં ૧ વનસ્પતિકાય એક સમયમાં અનન્ત ઉત્પન્ન થાય છે કારણ કે સૂક્ષ્મ નિગોદ અને બાદર નિગોદ રૂપ વનસ્પતિ જીવો આ જગતમાં જઘન્યથી પણ અનન્ત છે, પરન્તુ અસંખ્યાત કે સંખ્યાત નથી અહિં વિશેષ એ છે કે પ્રત્યેક વનસ્પતિ જીવો અનન્ત નથી પરન્તુ અસંખ્યજ છે માટે પ્રત્યેક વનસ્પતિ તો એક સમયમાં અસંખ્યજ ઉત્પન્ન થાય, અને શેષ ૪ સ્થાવરોના સૂક્ષ્મ અથવા બાદર જીવો પણ જગતમાં અસંખ્ય અસંખ્યજ છે, પરન્તુ અનન્ત કે સંખ્યાત નથી તેથી એ ૪ દંડકના જીવ ૧ સમયમાં સમકાળે (૧-૨-૩ ઇત્યાદિ સંખ્યાત નહિં પરન્તુ) અસંખ્યાત ઉત્પન્ન થાય છે

**અવતરણ**—આ ગાથાના પૂર્વાર્ધમાં ઉપપાતદ્વાર વત્ ૧૭ મુ ચ્યવનદ્વાર કહી ઉપસંહાર કરી (એ બે દ્વાર સંપૂર્ણ કરીને) ગાથાના ઉત્તરાર્ધથી ૧૮ મુ સ્થિતિદ્વાર કહેવાના પ્રસંગમાં પ્રથમ એકેન્દ્રિયના ચાર દંડકપદને વિષે ઉત્કૃષ્ટ સ્થિતિ-આયુષ્ય કહે છે

---

૧-૨-૩ સંખ્યાત, અસંખ્યાત અને અનન્ત એ અનુક્રમે અધિક અધિક સંખ્યાગણિતના ૩ ભેદનું સ્વરૂપ ચતુર્થ કર્મગ્રંથ આદિ ગ્રંથોથી જાણવું

* દેવના વૈમાનિક દંડકમાં એટલું વિશેષ છે કે ૯મા કલ્પથી અનુત્તર સુધીના વૈમાનિક દેવોમાં ઉત્પત્તિ અને ચ્યવન એક સમયમાં સંખ્યાત સંખ્યાતનુંજ છે કારણ કે એ દેવોની ગતિ આગતિ કેવળ ગર્ભજ મનુષ્યમાં છે તથા સર્વાર્થમાં દેવસંખ્યા પણ સંખ્યાતજ છે

૪ ૭૯૨૨૮૧૬૨ ૫૧૪૨૬૪૨, ૩૭૫૯૩૫૪ ૩૯૫૦૩૩૬ આ સંખ્યાએ ગર્ભજ મનુષ્યો હોય છે

**असन्नि नर असखा, जह उववाए तहेव चवणेवि**
**वावीस सग ति दसवास-सहस्स उक्किट्ठ पुढवाई ॥२६॥**

સંસ્કૃત અનુવાદ

असञ्ज्ञिनरा असंख्येया, यथोपपातस्तथैव च्यवनमपि
द्वाविंशतिसप्तत्रिदशवर्ष-सहस्रा उत्कृष्ट पृथ्व्यादयः ॥ २६ ॥

અન્વય સહિત પદચ્છેદ

असन्नि नर असखा, जह उववाए तह एव चवणे अवि
पुढवि आइ उक्किट्ठ वावीस सग ति दस सहस्स वास ॥२६॥

શબ્દાર્થ —

असन्नि=અસંજ્ઞિ સમ્મૂર્ચ્છિમ
नर=મનુષ્ય
असखा=અસંખ્ય
जह=જેમ, જેવી રીતે, જે રીતે
उववाए=ઉપપાત દ્વાર
तह=તેવી રીતે, તેમ
एव=જ
चवणे=ચ્યવન દ્વાર
अवि=પણ
वावीस=બાવીસ (હજાર વર્ષ)
सग=સાત (હજાર વર્ષ)
ति=ત્રણ (હજાર વર્ષ)
दस=દશ (હજાર વર્ષ)
वास=વર્ષ
सहस्स=હજાર
उक्किट्ठ=ઉત્કૃષ્ટથી
पुढवाई=પૃથ્વીકાય વગેરે(પૃ૦-અપ્૦-વાયુ-વન૦)

**गाथार्थः**—અસંજ્ઞિ (સમ્મૂર્ચ્છિમ) મનુષ્યો એક સમયમા અસંખ્યાત ઉત્પન્ન થાય છે इति उपपात ॥ अथ च्यवन-જે રીતે ઉપપાત દ્વાર કહ્યુ તે રીતેજ ચ્યવનદ્વાર પણ કહેવુ ( इति च्यवन द्वारम् ) अथ स्थिति द्वारम्—પૃથ્વીકાયની સ્થિતિ-આયુષ્ય ૨૨૦૦૦ વર્ષનુ છે અપ્કાયનુ ૭૦૦૦ વર્ષનુ છે વાયુકાયનુ આયુષ્ય ૩૦૦૦ વર્ષનુ છે, અને વનસ્પતિકાયનુ ૧૦૦૦૦ વર્ષનુ છે ॥૨૬॥

**विशेषार्थः**—[1]અસંજ્ઞિ મનુષ્યો ( સમ્મૂર્ચ્છિમ મનુષ્યો ) જેઓ

---

૧ આ ગ્રન્થને વિષે દંડકના ભેદમા અસંજ્ઞિ મનુષ્ય ગણ્યા નથી, તોપણ અહિં ઉત્પત્તિ-ચ્યવનના દ્વારમા અસંજ્ઞિ મનુષ્ય ગણવાનુ કારણ કે આ ગાથા પણ અન્ય ગ્રન્થમાથી ઉદ્ધરેલી હશે માટે

मनुष्यना अपवित्र (१४) स्थानोमा (विष्ठा-मूत्र-प्रस्वेद विगेरेमा) उत्पन्न थाय छे ते आ जगतमा सर्व सख्याए असख्याता ज होय छे तेथी एक समयमा तेओनी उत्पत्ति पण समकाळे असख्य जेटली छे वळी आ सम्मुर्छिम मनुष्यो केटलीक वार २४ मुहूर्त सुधी बिल्कुल नथी होता एम पण बने छे
॥ इति २४ दडकेषु उपपातद्वारम् ॥

हवे १७ मा च्यवन द्वार मा सर्वे दडकोना च्यवननी-मरणनी समकाळ सख्या पण १६ मा उपपातद्वारवत् सर्वोरो तुल्य जाणवी
॥इति २४ दडकेषु च्यवनद्वारम् ॥

॥ २४ दडकमा समकाळे उपपात च्यवन सख्या ॥

| | | | |
|---|---|---|---|
| १ ग० तिर्यच | असख्य | १ ग० मनुष्य | सख्यात |
| ३ विकलेन्द्रिय | ” | १ वनस्पति | अनन्त |
| १ नारक | ” | ४ स्थावर | असख्य |
| १३ देव | ” | | |

## प्रसंगत विरहद्वार

### हवे प्रसगथी प्राप्त थयेल विरहद्वार कहेवाय छे ते आ प्रमाणे—

७ नारकना १ दडकमा ओघथी १२ मुहूर्त अने प्रत्येक नरक पृथ्वीमा विचारीए तो पहेली पृथ्वीमा २४ मुहूर्त, २ जीमा ७ दिवस ३ जीमा १५ दिवस ४ थीमा १ मास, ५ मीमा २ मास, ६ ठ्ठीमा ४ मास, ७ मीमा ६ मास, उत्कृष्ट [१]विरहकाळ छे, अने जघन्यथी १ समय छे

चारे निकायना देवोमा ओघथी १२ मुहूर्त, अने भिन्न भिन्न विचारीए तो १० भवनपतिमा, व्यन्तरमा, ज्योतिषीमा,

१ अर्थात् ज्या जेटलो विरह कह्यो छे त्या तेटला काळ सुधी कोइ नवो जीव उत्पन्न थाय नहि ते उपपात्त विरह अने तेटला काळ सुधी ते दडकमाथी कोइ पण जीव मरण न पामे ते च्यवन विरह

(એ ૧૨ દંડકમા) પ્રત્યેકમા ૨૪ મુહૂર્તનો વિરહ છે તથા વૈમાનિક દેવોમાં સામાન્યથી ૨૪ મુહૂર્તનો છે, અને ભિન્ન ભિન્ન વિચારતા ૧-૨ કલ્પમા ૨૪ મુહૂર્ત, ૩ જા કલ્પે ૯ દિવસ ૨૦ મુહૂર્ત, ૪ થા કલ્પે ૧૨ દિવસ ૧૦ મુહૂર્ત, ૫ મા કલ્પે ૨૨॥ દિવસ, છઠ્ઠે ૪૫ દિવસ, ૭ મે ૮૦ દિવસ, ૮ મે ૧૦૦ દિવસ, નવમે ૧૦ માસ, ૧૦ મે ૧૧ માસ, ૧૧-૧૨ મે ૧૦૦ વર્ષ (લગભગ), પહેલા ૩ ગ્રૈવેયકે ૧૦૦૦ વર્ષની અદર, બીજા ૩ ગ્રૈવેયકે ૧ લાખ વર્ષની અદર, ત્રીજા ગ્રૈવેયકે ૧ ક્રોડ વર્ષની અદર ૪ અનુત્તરમા પલ્યોપમનો અસખ્યાતમો ભાગ, તથા સર્વાર્થ પલ્યોપમનો સખ્યાતમો ભાગ ઉત્કૃષ્ટ વિરહ છે, અને સર્વત્ર જઘન્ય વિરહ ૧ સમય છે

ગર્ભજ તિર્યચમા ૧૨ મુહૂર્ત, ગર્ભજ મનુષ્યમા ૧૨ મુહૂર્ત, ૫ એકેન્દ્રિયોમા વિરહકાળ નથી, અ ૩ વિકલેન્દ્રિયોમા પ્રત્યેકમા એકેક મુહૂર્ત વિરહકાળ છે સર્વત્ર જઘન્ય વિરહ ( ૫ એકેન્દ્રિય વિના ) ૧ સમય છે ॥ इति प्रसंगतः २४ दडकेषु विरहः ॥

## ॥ ૨૪ દંડકોમા સ્થિતિદ્વાર ॥

હવે ૧૮ મા સ્થિતિદ્વારને વિષે પ્રથમ પૃથ્વીકાયનુ ૨૨૦૦૦ વર્ષનુ આયુષ્ય કહ્યુ તે બાદર પર્યાપ્ત ખર પૃથ્વીકાયનુ (રત્ન મણિ વિગેરેનુ) જાણવુ એ મણિ રત્ન વિગેરે નક્કર પૃથ્વીઓ તેવા પ્રકારના નિરાબાધ સ્થાનમા રહેલી હોય તો એટલા વર્ષ સુધી જીવે છે, અને શેષ પૃથ્વીઓનુ એથી ન્યૂન [1]અનેક પ્રકારનુ જાણવુ એ પ્રમાણેજ બાદર પર્યાપ્ત અપ્કાય, બાદર પર્યાપ્ત વાયુકાય, અને પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિકાયનુ અનુક્રમે ૭૦૦૦-૩૦૦૦-૧૦૦૦૦ વર્ષનુ આયુષ્ય તે પણ તેવા પ્રકારના નિરાબાધ સ્થાનમા રહેલા સ્થિર અપ્કાયાદિકનુ જાણવુ

**અવતરણ**—પૂર્વ ગાથામા પૃથ્વી-અપ્-વાયુ-અને વનસ્પતિ એ ૪ દંડકપદમા ઉત્કૃષ્ટ આયુષ્યદ્વાર કહીને આ ગાથામા અગ્નિ-મનુષ્ય-તિર્યંચ-વૈમાનિક-નારક-વ્યન્તર અને જ્યોતિષી એ ૭ દંડકપદમા ઉત્કૃષ્ટ આયુષ્ય કહે છે

---

૧ જેમકે-સોનાનું ૧૦૦૦ વર્ષ, ખડીનુ ૧૨૦૦૦ વર્ષ, રેતીનુ ૧૪૦૦૦ વર્ષ, મણસિલનું ૧૬૦૦૦ વર્ષ, કાકરાનુ ૧૮૦૦૦ વર્ષ ઇત્યાદિ આયુષ્ય નિરાબાધ સ્થાનમા રહેલ સુવર્ણઆદિકનુ કહ્યુ છે

**तिदिणग्गि तिपल्लाऊ,नरतिरि सुरनिरय सागर तितीसा**
**वंतर पल्लं जोइस–वरिसलरकाहिय पलियं ॥२७॥**

સંસ્કૃત અનુવાદ

त्रिदिनोऽग्निस्त्रिपल्यायुष्कौ नरतिर्यञ्चौ सुरनैरयिकौ सागरत्रयस्त्रिंशत्कौ
व्यन्तरस्य पल्यं, ज्योतिषो वर्षलक्षाधिकं पल्यं ॥२७॥

અન્વય સહિત પદચ્છેદ

अग्गि ति दिण नर तिरि ति पल्ल आऊ सुर निरय तितीसा सागर
वंतर पल्ल जोइस लरक वरिस अहिय पलिय ॥२७॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| ति दिण=ત્રણ દિવસ | सागर=સાગરોપમ |
| अग्गि=અગ્નિકાયનું | तितीसा=તેત્રીસ |
| ति पल्ल=ત્રણ પલ્યોપમ | वंतर=વ્યન્તરનુ |
| आऊ=આયુષ્ય | पल्ल=એક પલ્યોપમ |
| नर=(ગર્ભજ) મનુષ્યનુ | जोइस=જ્યોતિષીનુ |
| तिरि=(ગર્ભજ) તિર્યંચનુ | वरिस=વર્ષ |
| सुर=દેવનુ | लरक=એક લાખ |
| निरय=નારકનું | अहिय=અધિક |
| | पलिय=પલ્યોપમ |

**गाथार्थः**—અગ્નિકાયનુ આયુષ્ય ૩ દિવસ,ગભજ મનુષ્યનુ તથા ગર્ભજ તિર્યંચનુ આયુષ્ય ૩ પલ્યોપમ, વૈમાનિક દેવ તથા નારકનુ આયુષ્ય ૩૩ સાગરોપમ, વ્યન્તર દેવોનુ આયુષ્ય ૧ પલ્યોપમ અને જ્યોતિષી દેવોનુ આયુષ્ય ૧ લાખ વર્ષ અધિક ૧ પલ્યોપમનુ છે ॥ ૨૭ ॥

**विशेषार्थ.**—નિરાબાધ સ્થાનમા રહેલા બાદર પર્યાપ્ત અગ્નિ કાયનુ આયુષ્ય ૩ દિવસનુ છે

પ્રશ્ન —દ્વારિકા નગરીનો દાહ-અગ્નિ ૬ માસ સુધી રહેલો સભળાય છે તો તે રીતે અગ્નિનુ ૬ માસ જેટલુ અધિક આયુષ્ય કેમ નહિ ?

ઉત્તર —એ રીતે વિચારતા તો પર્વતો અને પૃથ્વીઓ અનેક ક્રોડ વર્ષથી છે, નદીઓ અને સમુદ્રો અનેક ક્રોડ વર્ષોના છે, તો તે પૃથ્વીકાય અને અપ્કાયનુ આયુષ્ય ૨૨૦૦૦ તથા ૭૦૦૦ વર્ષનુ કેમ ગણાય? માટે અહિં તો તે તે કાયના પિંડનુ આયુષ્ય કહેવાતુ નથી પરન્તુ તે પિંડમાના પૃથ્વીકાયાદિ એકેક જીવનુ જ આયુષ્ય કહેવાય છે તે કારણથી તે દ્વારકાનો અગ્નિ ૬ માસ રહ્યો તે અનેક વાર અનેક અગ્નિ જીવોના જન્મ મરણના પ્રવાહથી રહ્યો છે, માટે અગ્નિના ૧ જીવનુ આયુષ્ય શ્રી સર્વજ્ઞોએ ૩ દિવસનુ દેખ્યુ છે, એમ જાણવુ

તથા મનુષ્યોનુ અને તિર્યંચોનુ આયુ ૩ પલ્યોપમ કહ્યું તે દેવકુરુ ઉત્તરકુરુના ઉત્કૃષ્ટ આયુવાળા યુગલિક મનુષ્યો તથા યુગલિક તિર્યંચોનુ અને ભરત ઐરવતમા પ્હેલા આરાને વિષે વર્તતા યુગલિક મનુષ્ય તિર્યંચોનુ જાણવુ શેષ મનુષ્ય તિર્યંચોનુ આયુષ્ય તેથી ન્યૂન અનેક પ્રકારનુ છે

તથા વૈમાનિક દેવનુ આયુષ્ય ૩૩ સાગરોપમ છે, તે ૫ અનુત્તર વિમાનના દેવ તથા સાતમી પૃથ્વીના નારકોના ઉત્કૃષ્ટ આયુષ્યની અપેક્ષાએ છે, અને શેષ વૈમાનિક દેવોનુ તથા શેષ પૃથ્વીના નારકોનુ આયુષ્ય તેથી ન્યૂન અનેક પ્રકારનુ છે

તથા વ્યન્તરોનુ ૧ પલ્યોપમ આયુષ્ય છે, તે વ્યન્તરની ૧૬ નિકાયના પુરુષદેવોનુ છે, પરન્તુ દેવીઓનુ તો ઉત્કૃષ્ટ ૦।। પલ્યોપમ છે તેમજ જ્યોતિષીમા ૧ લાખ વર્ષ અધિક ૧ પલ્યોપમ આયુષ્ય છે તે ચન્દ્રના વિમાનવાસી પુરુષદેવોનુ ઉત્કૃષ્ટ આયુષ્ય છે તથા ચન્દ્રનુ પોતાનુ (ઇન્દ્રનુ) પણ છે એમ જાણવુ

---

अवतरण—આયુષ્ય દ્વાર કહેવાના પ્રસંગમા પૂર્વે ૧૧ દંડકપદોમા ઉત્કૃષ્ટ આયુષ્ય કહ્યુ, અને હવે આ ગાથામા શેષ ૧૦ અસુરકુમાર વગેરે અને ૩ વિકલેન્દ્રિય એ ૧૩ દંડકપદને વિષે ઉત્કૃષ્ટ આયુષ્ય કહેવાય છે

**असुराण अहिय अयरं, देसूण दुपल्लय नव निकाए**
**बारस वासुणपणदिण, छम्मासुक्किट्ठ विगलाऊ ॥२८॥**

સંસ્કૃત અનુવાદ

असुराणामधिकमपर, देशोनद्विपल्यं नवनिकायेषु
द्वादशवर्षोनपचाशद्‌दिनषण्मासा उत्कृष्ट विकलायुः ॥२८॥

અન્વય સહિત પદચ્છેદ

असुराण अयर अहिय, नव निकाए देस ऊण दु पल्लय
विगल उक्किट्ठ आउ, बारस वास ऊणपण दिण छ मास॥२८॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| असुराण=અસુરકુમારોનુ | बारस=બાર |
| अहिय=કંઈક અધિક (પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અધિક) | वास=વર્ષ |
| | उणपण=ઓગણપચાસ |
| अयर=૧ સાગરોપમ | दिण=દિવસ |
| देसूण=કંઈક ન્યૂન (પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન) | छम्मास=૬ માસ |
| | उक्किट्ठ=ઉત્કૃષ્ટ |
| दु पल्लय=બે પલ્યોપમ | विगल=વિકલેન્દ્રિયનુ |
| नव=નવ (નાગકુમાર વગેરે) | आउ=આયુષ્ય |
| निकाए=નિકાયને વિષે | |

**ગાથાર્થ**—અસુરકુમારોનુ આયુષ્ય ૧ સાગરોપમથી કંઈક અધિક (પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અધિક) છે શેષ નાગકુમાર વિગેરે ૯ નિકાયોનુ આયુષ્ય કંઈક ન્યૂન ( પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન) ૨ પલ્યોપમ છે અને વિકલેન્દ્રિયોનુ ઉત્કૃષ્ટ આયુષ્ય ( અનુક્રમે ) ૧૨ વર્ષ, ૪૯ દિવસ, અને ૬ માસનુ છે ॥૨૮॥

**વિશેષાર્થ**—ગાથાર્થવત્ સુગમ છે

## ॥ ૨૪ દંડકમા ઉત્કૃષ્ટ આયુષ્ય-સ્થિતિ ॥

| | | | |
|---|---|---|---|
| ૧ પૃથ્વીકાયનુ | ૨૨૦૦૦ વર્ષ | ૧ વ્યન્તરનુ | ૧ પલ્યોપમ |
| ૧ અપ્કાયનુ | ૭૦૦૦ વર્ષ | ૧ જ્યોતિષીનુ | ૧ પલ્યોપમ અને ૧ લાખ વર્ષ |
| ૧ વાયુકાયનું | ૩૦૦૦ વર્ષ | | |
| ૧ વનસ્પતિનુ | ૧૦૦૦૦ વર્ષ | ૧ અસુર૦નુ | સાધિક ૧ સાગરો૦ |
| ૧ અગ્નિકાયનુ | ૩ દિવસ | ૯ ભવન૦નુ | દેશોન ૨ પલ્યો૦ |

| | | | |
|---|---|---|---|
| ૧ ગ૦ મનુષ્યનુ | ૩ પલ્યોપમ | ૧ દ્વીન્દ્રિયનુ | ૧૨ વર્ષ |
| ૧ ગ૦ તિર્યંચનુ | ,, | ૧ ત્રીન્દ્રિયનુ | ૪૯ દિવસ |
| ૧ વૈમાનિક દેવનુ | ૩૩ સાગરોપમ | ૧ ચતુરિન્દ્રિયનુ | ૬ માસ |
| ૧ નારકનુ | ,, | | |

---

अवतरण—પૂર્વે ૨૪ દંડકપદોમા ઉત્કૃષ્ટ આયુષ્ય કહ્યુ, અને હવે ૨૪ દંડકપદોમા જઘન્ય આયુષ્ય કહેવાના પ્રસગમા પ્રથમ આ ગાથાને વિષે ( પૃથ્વીકાય આદિ ૫ દંડક, વિકલેન્દ્રિયના ૩ દંડક, મનુષ્યનો ૧ દંડક, તિર્યંચનો ૧ દંડક, ભવનપતિના ૧૦ દંડક, નારકનો ૧ દંડક તથા વ્યન્તરનો ૧ દંડક એ ) ૨૨ દંડકપદોમા જઘન્ય આયુષ્ય કહે છે

## पुढवाइ दस पयाणं, अतमुहुत्त जहन्न आउठिई
## दससहसवरिसठिइआ, भवणाहिवनिरयवतरिया॥२९॥

સસ્કૃત અનુવાદ

पृथ्व्यादिदशपदाना-मन्तर्मुहूर्तं जघन्यायुःस्थितिः
दशसहस्रवर्षस्थितिका, भवनाधिपनैरयिकव्यन्तराः ॥२९॥

અન્વય સહિત પદચ્છેદ

पुढवि आइ दस पयाण जहन्न आउठिइ अतमुहुत्त
भवणाहिव निरय वंतरिया, दस सहस वरिस ठिइआ ॥२९॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| पुढवाइ (पुढवि आइ)=પૃથ્વીકાય વિગેરે | दससहस=દશ હજાર |
| दस पयाणं=દશ પદોનુ (૧૦ દંડકપદોનુ) | वरिस=વર્ષ |
| अंतमुहुत्त=અન્તર્મુહૂર્ત | ठिइआ=સ્થિતિવાળા, આયુષ્યવાળા |
| जहन्न=જઘન્ય | भवणाहिव=ભવનાધિપ, ભવનપતિ |
| आउठिई=આયુષ્યસ્થિતિ | निरय=નારકો |
| | वतरिया=વ્યન્તરો |

गाथार्थः—પૃથ્વીકાય વગેરે ૧૦ દંડકપદોની જઘન્ય આયુષ્ય

સ્થિતિ અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે, તથા ભવનપતિ નારક અને વ્યન્તરો જઘન્યથી ૧૦૦૦૦ વર્ષના આયુષ્યવાળા છે ॥ ૨૯ ॥

વિશેષાર્થઃ—ગાથાર્થવત્ સુગમ છે વિશેષ એજ કે અહિં ૧૦ પદ કહ્યા તે પૃથ્વી-અપ્-અગ્નિ-વાયુ-વનસ્પતિ-દ્વીન્દ્રિય-ત્રીન્દ્રિય-ચતુરિન્દ્રિય-ગર્ભજતિર્યંચ અને ગર્ભજ મનુષ્ય એ ૧૦ દડક જાણવા આગળની કહેવાતી ગાથાઓમા જ્યા જ્યા ૧૦ પદ કહેવાય ત્યા ત્યા એ ૧૦ દડક જાણવા

---

अवतरण—પૂર્વે ૨૨ દડકપદોમા જઘન્ય આયુષ્ય કહ્યુ અને હવે આ ગાથાના પૂર્વાર્ધને વિષે શેષ ૨ દડકમા જઘન્ય આયુષ્ય કહેશે, તથા ગાથાના ઉત્તરાર્ધથી દડકોમા ૧૯ મુ પર્યાપ્તિ દ્વાર કહેવાનો પ્રસગ હોવાથી અહિં ૨૧ દડકપદોમા પર્યાપ્તિ કહેશે

**वेमाणिय जोइसिया, पल्लतयट्ठंस आउआ हुंति**
**सुरनरतिरिनिरएसु, छ पज्जत्ती थावरे चउगं ॥३०॥**

સસ્કૃત અનુવાદ

वैमानिकज्योतिष्काः, पल्यतदष्टांशायुष्का भवन्ति
सुरनरतिर्यग्नैरयिकेषु, षट् पर्याप्तय स्थावरे चतुष्कम् ॥३०॥

અન્વય સહિત પદચ્છેદ

वेमाणिय जोइसिया पल्ल तय अट्ठ अंस आउआ हुंति
सुर नर तिरि निरएसु, छ पज्जत्ती थावरे चउग ॥३०॥

શબ્દાર્થ —

वेमाणिय=વૈમાનિક દેવો
जोइसिया=જ્યોતિષી દેવો
पल्ल=એક પલ્યોપમ
तय=તેના (પલ્યોપમના)
अट्ठंस=આઠમો ભાગ
आउआ=આયુષ્યવાળા
हुंति=હોય છે
सुर=દેવ
नर=મનુષ્ય (ગ૦ મનુષ્ય)
तिरि=તિર્યંચ (ગ૦ તિર્યંચ)
निरएसु=નારક જીવોમા
छ पज्जत्ती=૬ પર્યાપ્તિ
थावरे=સ્થાવર જીવોમા
चउगं=૪ પર્યાપ્તિ

ગાથાર્થ—વૈમાનિક દેવો જઘન્યથી ૧ પલ્યોપમ આયુષ્યવાળા, અને જ્યોતિષી દેવો તે પલ્યોપમના આઠમો ભાગ જેટલા ( ૧/૮ પલ્યો૦)જઘન્ય આયુષ્યવાળા હોય છે ॥इति आयुष्यस्थिति द्वारम् ॥ (अथ पर्याप्ति—) દેવ, ગ૦ મનુષ્ય, ગ૦ તિર્યંચ અને નારક જીવોમા ૬ પર્યાપ્તિ હોય છે, અને સ્થાવર જીવોને ( ભાષા પર્યાપ્તિ અને મન પર્યાપ્તિ રહિત) ૪ પર્યાપ્તિ હોય છે ॥૩૦॥

विशेषार्थ—ગાથાર્થવત્ સુગમ છે વિશેષ એજ કે વૈમાનિકોનુ જઘન્ય આયુષ્ય ૧ પલ્યોપમ છે તે સૌધર્મકલ્પના પહેલા પ્રતરના દેવોની અપેક્ષાએ છે, તથા જ્યોતિષીઓનુ જઘન્ય આયુષ્ય ૧/૮ પલ્યોપમ છે તે તારાની દેવીઓનુ છે, પરન્તુ ગ્રથોમા તો સાધિક ૧/૮ પલ્યોપમ એટલે પલ્યોપમના અસખ્યાતમા ભાગ સહિત એક અષ્ટમાશ પલ્યોપમ કહ્યુ છે, અને તે કિંચિત્ અધિકતાની અહિં વિવક્ષા નથી એમ જાણવુ ॥ इति २४ दंडकेषु स्थिति ॥

## ॥ ૨૪ દડકમાં જઘન્ય આયુષ્ય ॥

| | | | |
|---|---|---|---|
| ૧૦ પૃથ્વીકાયાદિ | અન્તર્મુ૦ | ૧ વ્યન્તર | " |
| ૧૦ ભવનપતિ | ૧૦૦૦૦ વર્ષ | ૧ વૈમાનિકનુ | ૧ પલ્ય |
| ૧ નારક | " | ૧ જ્યોતિષી | ૧/૮ પલ્યો૦ |

## ॥ ૨૪ દડકમાં પર્યાપ્તિ દ્વાર ॥

દેવના ૧૩, ગ૦ તિર્યંચનો ૧, ગ૦ મનુષ્યનો ૧ અને સાત નારકનો ૧ એ ૧૬ દડકોમા આહાર-શરીર-ઇન્દ્રિય-શ્વાસોચ્છ્વાસ-ભાષા-અને મન એ છએ પર્યાપ્તિ હોય છે, તથા સ્થાવરના ૫ દડકોમા ભાષા અને મન રહિત ૪ પર્યાપ્તિ છે



अवतरण—પૂર્વે ૨૧ દડકપદોમા પર્યાપ્તિ કહી અને હવે આ ગાથામા શેષ ૩ દડકમા પર્યાપ્તિ કહીને ત્યારબાદ સર્વ દડકપદોમા ૨૦ મુ किमाहार द्वार કહેશે

**विगले पंच पजत्ती, छद्दिसिआहार होइ सव्वेसि**
**पणगाइपए भयणा, अह सन्नितियं भणिस्सामि ॥३१॥**

સંસ્કૃત અનુવાદ

**विकले पच पर्याप्तय' पटदिगाहारो भवति सर्वेषा**
**पनकादिपदे भजना, अथ संज्ञात्रिक भणिष्यामि ॥३१॥**

અન્વય સહિત પદચ્છેદ

**विगले पच पज्जत्ती, सव्वेस छ द्दिसि आहार होइ**
**पणग आइ पए भयणा, अह सन्नितिय भणिस्सामि ॥३१॥**

શબ્દાર્થ

| | |
|---|---|
| विगले=વિકલેન્દ્રિયોમા | पणगाइ=સૂક્ષ્મ વનસ્પતિ આદિ(૫) |
| पंच=પાચ | पए=(દંડક) પદમા |
| पज्जत्ती=પર્યાપ્તિઓ | भयणा=ભજના, હોય ન હોય, અનિયમ |
| छद्दिसि=૬ દિશિનો | अह=હવે |
| आहार=આહાર | सन्नि=સજ્ઞા |
| होइ=હોય છે | तिय=ત્રણ |
| सव्वेसिं=સર્વ દંડકના જીવોને | भणिस्सामि=કહીશ |

गाथार्थ—વિકલેન્દ્રિયોને ૫ પર્યાપ્તિ હોય છે ॥ इति पर्याप्ति ॥ ( अथ किमाहार - ) સર્વે દંડકપદના જીવોને છએ દિશિથી આહાર પ્રાપ્તિ થાય છે, પરન્તુ વનસ્પતિ આદિ ૫ એકેન્દ્રિયના ૬ દંડકોમા ભજના છે ( અર્થાત્ ૬ દિશિથી જ આહાર પ્રાપ્તિ થાય એવો નિયમ નથી ) ॥ इति किमाहार ॥ ( अथ सज्ञा - ) હવે દંડકપદોમા ૩ સજ્ઞાનુ ૨૧ મુ દ્વાર કહીશ ॥ ૩૧ ॥

विशेषार्थ—વિકલેન્દ્રિયોને મન પર્યાપ્તિ સિવાય ૫ પર્યાપ્તિ હોય છે ॥ इति २४ दडकेषु पर्याप्ति ॥

## ॥ ૨૪ દંડકમા ૬ પર્યાપ્તિ ॥

| | | | |
|---|---|---|---|
| ૧૩ દેવને | ૬ | ૧ નારકને | ૬ |
| ૧ ગ૦ મનુષ્યને | ૬ | ૫ સ્થાવરને | ૪ |
| ૧ ગ૦ તિર્યંચને | ૬ | ૩ વિકલે૦ ને | ૫ |

## ॥ ૨૪ દડકમા દિમાહાર દ્વાર ॥

હવે ૨૦ મા क्मिाहार દ્વારમા ચોવીસે દડકના જીવોને છએ દિશિથી આહાર પ્રાપ્ત થાય છે, કારણ કે ૬ દિશિનો આહાર લોકાકાશની અદરના ભાગમા હોય છે, અને લોકાકાશની અદરના ભાગમા ચોવીસે દડકના જીવો રહેલા છે, પરન્તુ (पणगाइ पय सयणा) પનક આદિ એટલે સૂક્ષ્મ વનસ્પતિ આદિ પાચ (પાચમા એટલે) દડકોમા, અર્થાત્ સૂક્ષ્મ વનસ્પતિ સૂક્ષ્મ વાયુ, [1]બાદર વાયુ, સૂક્ષ્મ અગ્નિ, સૂક્ષ્મ અપકાય, અને સૂક્ષ્મ પૃથ્વી એ (૫ સૂક્ષ્મ અને ૧ બાદર મળી ૬ પ્રકારના જીવોમા, પરન્તુ વાયુ બે વાર ગણવાથી દડક તો ૫ જ થાય છે તેથી એ) ૫ દડકોમા છ દિશિના આહારની ભજના એટલે અનિયમ જાણવો, અર્થાત્ એ ૬ દડકોમા ૬ દિશિનો જ આહાર હોય એવો નિયમ નથી, કારણ કે ૬-૫-૪-૩ દિશિનો પણ આહાર હોય છે તે આ પ્રમાણે—

લોકાકાશના પર્યન્ત ભાગે રહેલા એ પાચ દડકોને (દિમાહાર દ્વારના વર્ણનમા કહ્યા પ્રમાણે) ૩-૪-૫ દિશિનો આહાર હોય છે, અને પર્યન્ત ભાગ છોડીને અથવા પર્યન્ત ભાગથી જરાજ પણ ખસીને લોકાકાશની અદરના ભાગમા રહેલા એ પાચે દડકોને ૬ દિશિનો આહાર હોય છે ત્યા પૂર્વાદિ ૪ દિશિ, તથા ઊર્ધ્વ (ઉપર), અને અધ. (નીચે) એ ૬ દિશિ જાણવી ૪ વિદિશાઓમાથી (ખૂણાઓમાથી) પુદ્‍ગલગ્રહણ થતુ નથી માટે ચાર વિદિશિથી આહાર કહ્યો નથી ॥ इति २४ दडकेषु दिमाहार ॥

## ॥ ૨૪ દડકમા ૬ દિશિનો આહાર ॥

| | |
|---|---|
| ૧૯ દડકમા ૬ દિશિનો | ૫ સ્થાવરને ૩-૪-૫-૬ દિશિનો |

अवतरण—હવે ૨૧ મું सज्ञाद्वार કહેવાના પ્રસગમા આ ગાથાને વિષે ગર્ભજ મનુષ્ય સિવાયના ૨૩ દડકપદમા સજ્ઞા કહે છે—

**चउविहसुरतिरिएसु, निरएसु य दीहकालिगी सन्ना**
**विगले हेउवएसा, सन्नारहिया थिरा सव्वे ॥२२॥**

---

૧ લોકના પર્યન્ત ભાગે બાદર વાયુ સિવાય બીજા બાદર એકેન્દ્રિયો ન હોવાથી અહિ કેવળ બાદર વાયુ જ કહ્યો છે, કારણ કે એકેન્દ્રિયના ૨૨ ભે માથી લોક પર્યન્તે ૧૨ જીવભેદ છે, અને ૧૦ ભેદ છે નહિ

સંસ્કૃત અનુવાદ

चतुर्विधसुरतिर्यक्षु, नैरयिकेषु च दीर्घकालिकी सञ्ज्ञा
विकले हेतूपदेशिकी, सञ्ज्ञारहिताः स्थिरा सर्वे ॥३२॥

અન્વય સહિત પદચ્છેદ

चउ विह सुर तिरिएसु य निरएसु दीहकालिगी सन्ना
विगले हेउवएसा, सव्वे थिरा सन्ना रहिया ॥३२॥

શબ્દાર્થ—

| | |
|---|---|
| चउविह=ચાર પ્રકારના | विगले=વિકલેન્દ્રિયોમાં |
| सुर=દેવોમાં (ને) | हेउवएसा=હેતૂપદેશિકી સંજ્ઞા |
| तिरिएसु=તિર્યંચોમાં (ને) | सन्ना=સંજ્ઞા |
| निरएसु=નારકોમાં | रहिया=રહિત |
| दीहकालिगी=દીર્ઘકાલિકી | थिरा=સ્થાવરો |
| सन्ना=સંજ્ઞા | सव्वे=સર્વે |

**ગાથાર્થ.**—ચાર પ્રકારના (ચારે નિકાયના) દેવોને તથા નારકોને દીર્ઘકાલિકી સંજ્ઞા હોય છે વિકલેન્દ્રિયોને હેતૂપદેશિકી સંજ્ઞા હોય છે, અને સર્વે સ્થાવરો સંજ્ઞા રહિત હોય છે ॥૩૨॥

**વિશેષાર્થઃ**—હવે ૨૧ મા સંજ્ઞાદ્વાર મા ચારે નિકાયના દેવના ૧૩ દંડક, ગર્ભજ તિર્યંચનો ૧ દંડક, અને સાત નારકનો ૧ દંડક, એ ૧૫ દંડકના જીવોમાં ૧ દીર્ઘકાલિકી સંજ્ઞા કહી છે, કારણ કે એ જીવોને મન પર્યાપ્તિ હોવાથી વિશિષ્ટ મનોવિજ્ઞાનના બળ વડે ભૂતકાળમાં આ કાર્યનું પરિણામ શું આવ્યું હશે? ભાવીકાળમાં શું આવશે? ઇત્યાદિ દીર્ઘકાળનો વિચાર કરના રૂપ વિશિષ્ટ જ્ઞાનસંજ્ઞા હોય છે, તથા મન પર્યાપ્તિના અભાવે વિકલેન્દ્રિયો તો વર્તમાન સમયનાજ સુખ દુઃખનો વિચાર કરવાની જ્ઞાનસંજ્ઞાવાળા હોવાથી તેઓને હેતુવાદોપદેશિકી સંજ્ઞા હોય છે,અને સ્થાવરો તો અવ્યક્ત ચૈતન્યવાળા હોવાથી તે સર્વેને સંજ્ઞા રહિતજ કહ્યા છે, કારણ કે આ ત્રણ સંજ્ઞાઓ સ્પષ્ટ ચૈતન્ય વાળી છે

પ્રશ્ન—એકેન્દ્રિયોને આહારસંજ્ઞા આદિ ૧૦ સંજ્ઞાઓ પૂર્વે કહી છે, તથા વિકલેન્દ્રિયોને તે ૧૦ ઉપરાંત અલ્પ સ્પષ્ટ ચૈતન્ય

લક્ષણવાળી હેતુવાદોપ૦ સંજ્ઞા પણ છે, તો એકેન્દ્રિયો અને વિકલેન્દ્રિયો તે તે સંજ્ઞાઓવાળા હોવાથી સંજ્ઞિ કેમ ન ગણાય?

ઉત્તર—જો કે એકેન્દ્રિયાદિકોને આહારાદિ સંજ્ઞા છે, તો પણ અસ્પષ્ટ ચૈતન્યવાળી છે, માટે તે સંજ્ઞાથી અહિં સંજ્ઞિપણું ઇષ્ટ નથી, અને વિકલેન્દ્રિયાદિકને જો કે હેતૂપ૦ સંજ્ઞા છે, પરન્તુ અલ્પ સ્પષ્ટ ચેતન્યવાળી હોવાથી ( તેવી સંજ્ઞાવડે ) સંજ્ઞિ ગણાય નહિ, કારણ કે અલ્પ ધન વડે ધનવાન કહેવાય નહિં, અને અલ્પરૂપવડે રૂપવાન પણ ગણાય નહિં, પરન્તુ ઘણા ધનવડે ધનવાન અને ઘણા રૂપવડે રૂપવાન ગણાય એ વ્યવહારને અનુસરીને દ્વીન્દ્રિયાદિ અસંજ્ઞિ ગણાય છે

પ્રશ્ન—ત્રણે કાળની વિચાર સંજ્ઞાવાળા દેવાદિક દંડકોમાં ૧ દીર્ઘકાલિકી સંજ્ઞા કહી તો તેઓને વર્તમાનકાળના વિષયવાળી હેતૂપ૦ સંજ્ઞા પણ પ્રાપ્ત થઈ તો એ સંજ્ઞા કેમ ન કહી

ઉત્તર—જેમ ક્રોડપતિ શાહુકાર પાસે લાખ રૂપિઆ છે, તો પણ લખપતિ ન કહેવાય તેમ દીર્ઘ૦ સંજ્ઞાવાળાને હેતૂપ૦ સંજ્ઞા અંતર્ગત હોવાથી જૂદી ન ગણાય

---

અવતરણ—પૂર્વે ૨૩ દંડકપદોમાં સંજ્ઞા કહીને હવે આ ગાથાના પૂર્વાર્ધમાં બાકી રહેલા મનુષ્યના ૧ દંડકમાં સંજ્ઞાદ્વાર કહીને ત્યાર બાદ ૨૨ મું ગતિદ્વાર અને ૨૩ મું આગતિદ્વાર કહેવાના પ્રસંગમાં આ ગાથાના ઉત્તરાર્ધને વિષે પ્રથમ દેવના ૧૩ દંડકપદે આગતિ કહે છે

**मणुआण दीहकालिय, दिट्ठीवाओवएसिआ केवि**
**पज्जपणतिरिमणुच्चिय, चउविहदेवेसु गच्छंति॥२३॥**

સંસ્કૃત અનુવાદ

मनुजाना दीर्घकालिकी, दृष्टिवादोपदेशिकाः केऽपि
पर्याप्तपचेन्द्रियतिर्यग्मनुजा एव चतुर्विधदेवेषु गच्छन्ति ॥२३॥

અન્વયસહિતપદચ્છેદ

मणुआण दीहकालिय, के दिट्ठीवाओवएसिआ अवि
पज पण तिरि मणुअ च्चिय, चउ विह देवेसु गच्छंति ॥३३॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| मणुआण=મનુષ્યોને | पण=પચે ન્દ્રય |
| दीहकालिय=દીર્ઘકાલિકી | तिरि= તર્યચ |
| दिट्ठीवाओवएसिआ=દ્રષ્ટિવાદોપદે-શિકી સજ્ઞા | मणुअ=મનુષ્યો |
| के=કેટલાએક | च्चिय=નિશ્ચય,જ |
| अवि=પણ | चउविह=ચાર પ્રકારના |
| पज=પર્યાપ્ત | देवेसु=દેવોમા |
| | गच्छंति=જાય છે |

गाथार्थः—મનુષ્યોને દીર્ઘકાલિકી સજ્ઞા હોય છે, અને કેટલાક મનુષ્યો દૃષ્ટિવાદોપદેશિકી સજ્ઞાવાળા પણ હોય છે, इति सज्ञिद्वारम् (अथ आगति गति-) પર્યાપ્ત પચેન્દ્રિય તિર્યચો તથા પર્યા૦પચે૦ મનુષ્યોજ ચારે પ્રકારના દેવોમા ઉત્પન્ન થાય છે इति देवाना *आगतिः ॥ ३३ ॥

विशेषार्थः—મનુષ્યોને વિશિષ્ટ મનોવિજ્ઞાન હોવાથી દીર્ઘ કાલકી સજ્ઞા તો છેજ પર તુ તે ઉપરાન્ત કેટલાક મનુષ્યોને દ્રષ્ટિ વાદોપદેશિકી સજ્ઞા પણ છે, કારણ કે મનુષ્યોમાના કેટલાક સમ્યગ દ્રષ્ટિ હોઇને શ્રુતજ્ઞાનના વિશિષ્ટ ક્ષયોપશમવાળા હોય છે, તેથી દ્વાદશાગીનુ જ્ઞાન પ્રાપ્ત કરે છે, અને દેશવિરતિ તથા સર્વવિરતિ ચારિત્ર ગ્રહણ કરીને યથાયોગ્ય અહિત માર્ગનો ત્યાગ કરી હિત માર્ગ અગીકાર કરે છે વળી કેટલાક [1]તિર્યંચ પચેન્દ્રિયોને પણ

* દ્વારોના અનુક્રમમા પ્રથમ ગતિદ્વાર અને ત્યારબાદ આગતિદ્વાર કહ્યુ છે પરન્તુ અહિ દ્વારાવતારના પ્રસગમા સર્વત્ર દરેક દડકે પ્હેલી આગતિ અને પછી ગતિ કહેશે

૧ દડક પ્રકરણની અવચૂરિમા તથા વૃત્તિમા પણ તિર્યંચ પચેન્દ્રિયોને દ્રષ્ટિવા સજ્ઞા કહી છે પરન્તુ અ ૫પણાથી અવિવક્ષિત ગણી છે

સમ્યગ્દૃષ્ટિપણુ તથા દેશવિરતિ ચારિત્ર ( રૂપ હેયોપાદેય પણ ) હોવાથી દૃષ્ટિવાદો૦ સજ્ઞા છે, પરન્તુ તે અલ્પ હોવાથી શાસ્ત્રમા કહી નથી તથા કેવળ સમ્યગ્દૃષ્ટિપણાની [2]અપેક્ષાએ દેવાદિક ચારે ગતિના દૃષ્ટિવાદોપ૦ સજ્ઞાવાળા છે, પરન્તુ વિશેષ શ્રુતજ્ઞાન તથા હેયોપાદેયના અભાવે તેઓને આ સજ્ઞાની મુખ્યતા ગણી નથી ॥ इति २४ दडकेषु सज्ञात्रिकम् ॥

## ॥ ૨૪ દડકમાં ૩ સજ્ઞા ॥

| | | | |
|---|---|---|---|
| ૧૩ દેવમા | ૧ (દીર્ઘકા૦) | ૩ વિકલે૦ને ૧ | (હેતૂપ૦) |
| ૧ ગ૦તિર્યંચને | ,, | ૫ સ્થાવરને | ૦ |
| ૧ નારકને | ,, | ૧ ગ૦મનુષ્યને | ૨(દીર્ઘ૦-દૃષ્ટિ૦) |

## ૨૪ દડકમા ગતિ આગતિ દ્વાર

હવે ૨૨ મુ ગતિ દ્વાર તથા ૨૩ મુ આગતિ દ્વાર ૨૪ દડકમા કહેવાય છે, ત્યા પ્રથમ દેવનુ આગતિ દ્વાર કહે છે તે આ પ્રમાણે-પર્યાપ્ત ગર્ભજ ૫ચેન્દ્રિય તિર્યંચો તથા પ૦ગ૦ મનુષ્યોજ ૪ પ્રકારના દેવમા (૧૦ ભવનપતિ-૧ વ્યન્તર-૧ જ્યોતિષી-અને ૧ વૈમાનિક રૂપ ૧૩ દડકમા ) ઉત્પન્ન થાય છે, એમ સામાન્ય કહ્યુ છે પરન્તુ વિશેષત ૫૬૩ ભેદની ગત્યાગતિમા કહેવાશે इति देवस्य आगतिः।

---

अवतरण—પૂર્વ ગાથાના ઉત્તરાર્ધમા દેવોને વિષે કયા કયા દડકના જીવો ઉત્પન્ન થાય ? તેરૂપ દેવમા આગતિ દ્વાર કહીને હવે આ ગાથામા देवोनु गतिद्वार એટલે દેવો ચ્યવીને કયા ક્યા દડકમા ઉત્પન્ન થાય ? તે કહે છે

**सखाउ पज्जपणिंदि-तिरियनरेसु तहेव पज्जत्ते**
**भूदगपत्तेयवणे, एएसु च्चिय सुरागमणं ॥२४॥**

સસ્કૃત અનુવાદ

सख्येयायुष्कपर्याप्तपचेन्द्रिय-तिर्यग्नरेषु तथैव पर्याप्तेषु
भूदकप्रत्येकवनेषु एतेष्वेव सुरागमनम् ॥२४॥

---

૨ એ અપેક્ષાથીજ શાસ્ત્રમા સર્વ મિથ્યાદૃષ્ટિને અમતિ કહયા છે

અન્વય સહિત પદચ્છેદ

**सख आउ पज्ज पणिंदि तिरिय नरेसु तह एव पज्जत्ते**
**भू दग पत्तेय वणे एएसु च्चिय सुर आगमण ॥३४॥**

શબ્દાર્થ —

| | |
|---|---|
| सखाउ (सख आउ)=સંખ્યાત વર્ષના આયુષ્યવાળા | भू=પૃથ્વીકાય(મા) |
| पज्ज=પર્યાપ્ત | दग=અપ્કાય(મા) |
| पणिंदि=પંચેન્દ્રિય | पत्तेय=પ્રત્યેક |
| तिरिय=તિર્યંચો (મા) | वणे=વનસ્પતિ કાયમા |
| नरेसु=મનુષ્યોમા | एएसु=એ (પ) દંડકોમા |
| तहेव-તેમજ | च्चिय=નિશ્ચય, જ |
| पज्जत्ते=પર્યાપ્ત | सुर=દેવો(નુ ની) |
| | आगमण=આગમન, ગતિ |

गाथार्थ—સંખ્યાત વર્ષના આયુષ્યવાળા પર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચોમા તથા (એજ વિશેષણોવાળા) મનુષ્યોમા તેમજ પર્યાપ્ત (બાદર) પૃથ્વીકાયમા, પર્યાપ્ત (બાદર) અપ્કાયમા અને પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિમા એ (પાંચ) દંડકોમાજ દેવોની ગતિ-ઉત્પત્તિ હોય છે ॥ इति देवाना गतिः ॥३४॥

विशेषार्थः—ગાથાર્થવત્ સુગમ છે

---

अवतरणः—પૂર્વે દેવોના ૧૩ દંડકની પ્રથમ આગતિ અને ત્યારબાદ ગતિ કહીને હવે આ ગાથામા સાત નરકના ૧ દંડકની પ્રથમ આગતિ અને ત્યારબાદ ગતિ કહે છે

**पज्जत्तसखगब्भय-तिरियनरा निरयसत्तगे जति**
**निरउवट्टा एएसु, उववज्जंति न सेसेसु ॥३५॥**

સંસ્કૃત અનુવાદ

पर्याप्तसख्येयायुर्गर्भजतिर्यग्नरा नरकसप्तके यान्ति
नरकोद्वृत्ता एतेषूपपद्यन्ते न शेषेषु ॥३५॥

અન્વય સહિત પદચ્છેદ

पज्जत्त सख गब्भय तिरिय नरा निरय सत्तगे जंति
निरय उवट्टा एएसु उववज्जंति सेसेसु न ॥३५॥

શબ્દાર્થ –

| | |
|---|---|
| पज्जत्त=પર્યાપ્ત | जंति=જાય છે |
| सख=સખ્યાત વર્ષના આયુષ્યવાળા | निरय=નરકથી |
| गब्भय=ગર્ભજ | उवट्टा=નિકળેલા, ઉદ્વર્તેલા |
| तिरिय=તિર્યંચો | एएसु-એ (બે) દડકોમા |
| नरा=મનુષ્યો | उववज्जंति=ઉત્પન્ન થાય છે |
| निरय=નરક | न=નહિં |
| सत्तगे=સાતમા | सेसेसु=શેષ દડકોમા |

गाथार्थ—પર્યાપ્તા સખ્યાત વર્ષના આયુષ્યવાળા અને ગર્ભજ ( એ ત્રણ વિશેષણવાળા ) તિર્યંચો તથા ( એ ત્રણ વિશેષણવાળા ) મનુષ્યો સાતે નરકમા ઉત્પન્ન થાય છે ॥ इति नारकस्य आगति ॥ તથા નરકમાથી નિકળેલા નારકો એજ બે દડકમા ઉત્પન્ન થાય છે, પણ બીજા કોઇ દડકમા ઉત્પન્ન થતા નથી ॥ इति नारकस्य गति ॥ ૩૫ ॥

विशेषार्थः—ગાથાર્થવત્ સુગમ છે,

---

अवतरण—આ ગાથામા પૃથ્વીકાય અપ્કાય અને વનસ્પતિકાય એ ૩ દડકની આગતિ ( એટલે એ ૩ દડકમા કયા દડકના જીવો ઉત્પન્ન થાય તે ) કહે છે

पुढवी आउ वणस्सइ–मज्झे नारयविवज्जिया जीवा
सव्वे उववज्जंति, निय निय कम्माणुमाणेणं ॥३६॥

સસ્કૃત અનુવાદ

पृथिव्यब्वनस्पतिमध्ये नारकविवर्जिता जीवाः
सर्वे उत्पद्यन्ते, निजनिजकर्मानुमानेन ॥ ३६ ॥

અન્વય સહિત પદ-છેદ

पुढवी आउ वणस्सइ मज्झे नारय विवज्जिया सव्वे जीवा
नियं नियं कम्म अणुमाणेण उववज्जंति ॥ ३६ ॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| पुढवी=પૃથ્વીકાય | जीवा=જીવો |
| आउ=અપ્કાય | सव्वे=સર્વે (૨૩ દંડકના) જીવો |
| वणस्सइ=વનસ્પતિકાય | उववज्जंति=ઉત્પન્ન થાય છે |
| मज्झे=મધ્યે, મા, ને વિષે | नियं नियं=પોતપોતાના |
| नारय=નારક | कम्म=કર્મના |
| विवज्जिया=વિવર્જિત, રહિત, સિવાયના, વિના | अणुमाणेण=અનુમાનથી, અનુસારે, પ્રમાણે |

गाथार्थ.—પૃથ્વીકાય, અપ્કાય, અને વનસ્પતિકાય (એ ૩ દંડક) મા નારક (ના ૧ દંડક) વિના સર્વે (૨૩) દંડકના જીવો પોતપોતાના કર્મને અનુસારે ઉત્પન્ન થાય છે इति पृथ्वीअप् वनस्पतिषु आगतिः ॥ ३६ ॥

विशेषार्थ —ગાથાર્થવત્ સુગમ છે

---

अवतरण—પૂર્વ ગાથામા પૃથ્વી-અપ્-અને વનસ્પતિ એ ૩ દંડકમા આગતિ કહી, અને હવે આ ગાથામાં એજ ૩ દંડકોની ગતિ તથા અગ્નિકાય અને વાયુકાય એ બે દંડકમા આગતિ કહે છે.

पुढवाइ दसपएसु, पुढवी आऊ वणस्सई जन्ति
पुढवाइ दसपएहि य तेऊ वाऊसु उववाओ ॥३७॥

સંસ્કૃત અનુવાદ

पृथिव्यादिदशपदेषु, पृथिव्यब्वनस्पतयो यान्ति
पृथिव्यादिदशपदेभ्यश्च, तेजोवाय्वोरुपपात ॥ ३७ ॥

અન્વય સહિત પદચ્છેદ

पुढवी आऊ वणस्सई पुढवी आइ दस पएसु जन्ति
य तेऊ वाऊसु पुढवी आइ दसपएहि उववाओ ॥ ३७ ॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| पुढवाइ=પૃથ્વીકાય વગેરે | पुढवाइ=પૃથ્વીકાય વગેરે |
| दस=દશ | दस=દશ |
| पएसु=પદોમા ( દડકોમા ) | पएहिं=પદમાથી ( દડકોમાથી નિકળેલા જીવો ) |
| पुढवी=પૃથ્વી | तेऊ=અગ્નિકાયને વિષે |
| आऊ=અપ્કાય | वाऊसु=વાયુકાયને વિષે |
| वणस्सइ=વનસ્પતિ | उववाओ=ઉપપાત, ઉપજવુ |
| जंति=જાય છે, ઉપજે છે | |

गाथार्थः—પૃથ્વીકાય અપ્કાય અને વનસ્પતિકાય એ ત્રણ દડકના જીવો પૃથ્વીકાય વગેરે ૧૦ દડકોમા ઉત્પન્ન થાય છે ( इति पृ० अप्० वन० गतिः ) ॥ તથા અગ્નિકાય અને વાયુકાય એ ૨ દડકમા પૃથ્વીકાય આદિ ૧૦ દડકમાથી નિકળેલા જીવો નુ ઊપજવુ થાય છે ( इति अग्निवाय्वोः आगतिः ) ॥ ३७ ॥

विशेषार्थ—ગાથાર્થવત્ સુગમ છે, પરન્તુ ૧૦ દડક તે ૫ એકેન્દ્રિય, ૩ વિકલેન્દ્રિય, ૧ ગ૦ તિર્યંચ, અને ૧ ગર્ભજ મનુષ્ય એ અનુક્રમે ૧૦ પદ અથવા ૧૦ દડક જાણવા

---

अवतरण—પૂર્વ ગાથામા અગ્નિ અને વાયુ એ બે દડકોમા આગતિ કહી, અને હવે આ ગાથાના પૂર્વાર્ધમા અગ્નિ-વાયુની ગતિ તથા ઉત્તરાર્ધમા વિકલેન્દ્રિયના દડકોની આગતિ તથા ગતિ કહે છે

तेऊवाऊ गमणं, पुढवीपमुहंमि होइ पयनवगे
पुढवाइठाणदसगा, विगलाइतियं तहिं जंति ॥३८॥

સસ્કૃત અનુવાદ

तेजोवायुगमन, पृथ्वीप्रमुखे भवति पदनवके ।
पृथ्व्यादिस्थानदशकाद्, (विकलत्रिके) विकलादित्रिकं तत्र यान्ति ॥

અન્વય સહિત પદચ્છેદ

तेऊ वाऊ गमग पुढवी पमुहमि पय नवगे होइ
पुढवी आइ ठाण दसगा (विगलतिगे) विगलाइ तिय
तहिं जंति ॥३८॥

શબ્દાર્થ

| | |
|---|---|
| तेऊ=અગ્નિકાય ( નુ ની ) | पुढवाइ=પૃથ્વીકાય વગેરે |
| वाऊ=વાયુકાય ( નુ ની ) | ठाण=સ્થાન, દડક (માથી) |
| गमण=ગમન, ગતિ, ઉત્પત્તિ | दसगा=દશમાથી, દશ |
| पुढवी=પૃથ્વિકાય | विगलाइ=વિકલેન્દ્રિય |
| पमुहमि=વગેરે ( મા ) | तियं= ત્રક, ત્રણ |
| होइ=છે | तहिं=ત્યા પૃથ્વી આદિ ૧૦ પદમા |
| पय=પદ, દડક ( ને વિષે ) | जंति=જાય છે |
| नवगे=નવમા, નવ | |

**गाथार्थ**—અગ્નિકાય અને વાયુકાય એ બે દડકની ઉત્પત્તિ પૃથ્વિકાય વિગેરે નવ દડકોમા હોય છે ( इति अग्निवायोर्गतिः ) ॥ પૃથ્વીકાય વગેરે ૧૦ દડકપદોમાથી નિકળેલા જીવો વિકલેન્દ્રિયના ૩ દડકમા ઉત્પન્ન થાય છે ( इति विकलेन्द्रियस्य आगति ) તથા વિકલેન્દ્રિયના ૩ દડકના જીવો પુન ત્યા પૃથ્વીકાય વગેરે ૧૦ દડકમા ઉત્પન્ન થાય છે ( इति विकलेन्द्रियस्य गति ) ॥ ૩૮ ॥

**विशेषार्थ**:—ગાથાર્થવત્ સુગમ છે

---

गमणागमण गब्भय-तिरियाण सयलजीवठाणेसु ॥
सव्वत्थ जंति मणुआ, तेऊवाऊहिं नो जंति ॥ ३९ ॥

સંસ્કૃત અનુવાદ

गमनागमनं गर्भज-तिरश्चां सकलजीवस्थानेषु
सर्वत्र यान्ति मनुजास्तेजोवायुभ्यां नो यान्ति ॥ ३९ ॥

અન્વય સહિત પદચ્છેદ

गब्भय तिरियाण गमण आगमण सयल जीव ठाणेसु
मणुआ सव्वत्थ जंति, तेऊ वाऊहिं नो जंति ॥ ३९ ॥

શબ્દાર્થ —

गमण=ગમન, ગતિ, ઉત્પત્તિ
आगमण=આગમન, આગતિ
गब्भय=ગર્ભજ
तिरियाण=તિર્યંચોનુ (ની)
सयल=સકલ, સર્વ
जीवठाणेसु=જીવસ્થાનોમા, જીવભેદોમા, દંડકોમા
सव्वत्थ=સર્વત્ર,સર્વ દંડકપદોમા
जंति=જાય છે, ઉત્પન્ન થાય છે
मणुआ=(ગર્ભજ) મનુષ્યો
तेऊ=અગ્નિકાય (માંથી)
वाऊहिं=વાયુકાયમાથી
नो-નહિ
जति=જાય છે, ઉત્પન્ન થાય છે

गाथार्थः—ગર્ભજ તિર્યંચોની ગતિ આગતિ સર્વદંડકોમા છે ( इति गर्तिर्यग्गति आगति ) ॥ તથા ગર્ભજ મનુષ્યો સર્વ દંડકોમા ઉત્પન્ન થાય છે ( इति ग०मनुष्यस्य गति ॥ પરન્તુ અગ્નિકાય અને વાયુકાય એ બે દંડકના જીવો મનુષ્યમા આવતા નથી (જેથી ૨૨ દંડકના જીવોજ મનુષ્યમા ઉપજે છે ) ( इति ग० मनुष्यस्य आगति ) ॥ ३९ ॥

विशेषार्थ–ગાથાર્થવત્ સુગમ છે

## ॥ ૫૬૩ જીવભેદની ગતિ આગતિ ॥

| | | નારકના ૧૪ ભેદમા | આગતિ | ગતિ |
|---|---|---|---|---|
| ૧ | પર્યાપ્ત | રત્નપ્રભા | ૨૫ થી | ૨૦ મા |
| ૧ | ,, | શર્કરા૦ | ૨૦ થી | ૨૦ મા |
| ૧ | ,, | વાલુકા૦ | ૧૯ થી | ૨૦ મા |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ,, | પંકપ્રભા | ૧૮ થી | ૨૦ મા |
| ૧ | ,, | ધૂમપ્રભા | ૧૭ થી | ૨૦ મા |
| ૧ | ,, | તમ પ્રભા | ૧૬ થી | ૨૦ મા |
| ૧ | ,, | તમસ્તમ૦ | ૧૬ થી | ૫ મા |
| ૭ | ,, | *અપર્યાપ્ત નારક | પર્યાપ્તવત્ | ૦[1] મા |

## દેવના ૧૯૮ ભેદમા

| | | | |
|---|---|---|---|
| ૫૧ | ભવન૦ ૧૦ પરમા૦ ૧૫, વ્યન્તર ૧૬, તિર્યગ્જૃ ભક ૧૦ એ પર્યાપ્ત | ૧૧૧ થી | ૨૩ મા |
| ૧૦ | પર્યાપ્ત જ્યોતિષી | ૫૦ થી | ૨૩ મા |
| ૧ | ,, સૌધર્મ | ૫૦ થી | ૨૩ મા |
| ૧ | ,, સૌધર્મકિલ્બિ૦ | ૫૦ થી | ૨૩ મા |
| ૧ | , ઇશાન | ૪૦ થી | ૨૩ મા |
| ૬ | સનત્૦થી સહસ્રાર | ૨૦ થી | ૨૦ મા |
| ૯ | ,, લોકાન્તિક | ૨૦ થી | ૨૦ મા |
| ૨ | , સનત્ કિલ્બિ૦, લાતક કિલ્બિ૦ | ૨૦ થી | ૨૦ મા |
| ૧૮ | પર્યાપ્ત આનતથી સર્વાર્થ સુધીના | ૧૫ થી | ૧૫ મા |
| ૯૯ | *અપ૦ દેવ૦ | પર્યાપ્તવત્ | ૦ |

## તિર્યંચના ૪૮ ભેદમા

| | | | |
|---|---|---|---|
| ૩ | બા૦ ૫૦ પૃથ્વી ,, અપ્ ,, પ્રત્યે૦વન૦ | ૨/૩ થી | ૧૭૯ મા |

* નારક અને દેવના ભેદમા અપર્યાપ્ત કહ્યા તે કરણ અપર્યાપ્ત જાણુ વા પરન્તુ લબ્ધિ અપર્યાપ્ત નહિ. શેષ સર્વ અપર્યાપ્ત ભેદમા લબ્ધિ અપર્યાપ્ત જાણવા

૧ નારક અને દેવો અપર્યાપ્ત અવસ્થામા મરણ પામતા નથી માટે ગતિને સ્થાને ૦ શૂન્ય છે

| | | | |
|---|---|---|---|
| ૨ | બા૦ ૫૦ અગ્નિ<br>,, વાયુ | ૧૭૯ થી | ૪૮ મા |
| ૧૧ | પૃથ્વ્યાદિના શેષ[2] (૧૧) ભેદમા | ૧૭૯ થી | ૧૭૯ મા |
| ૬ | અગ્નિ-વાયુના શેષ[3] (૬) ભેદમા | ૪૮ થી | ૪૮ મા |
| ૬ | વિકલેન્દ્રિય | ૧૭૯ થી | ૧૭૯ મા |
| ૧૦ | સમ્મૂ૦ તિ૦ ૫ ચે૦ | ૧૭૯ થી | ૩૯૫ મા |
| ૧ | ૫૦ ગ૦ જલચર | ૨૬૭ થી | ૫૨૭ મા |
| ૧ | ,, સ્થલચર | ૨૬૭ થી | ૫૨૧ મા |
| ૧ | ,, ખેચર | ૨૬૭ થી | ૫૧૯ મા |
| ૧ | ,, ઉરસર્પ | ૨૬૭ થી | ૫૨૩ મા |
| ૧ | ,, ભુજસર્પ | ૨૬૭ થી | ૫૧૭ મા |
| ૫ | અપ૦ ગ૦ તિ૦ પંચે૦ | ૧૭૯ થી | ૧૭૯ મા |

## મનુષ્યના ૩૦૩ ભેદમા

| | | | |
|---|---|---|---|
| ૧૫ | પર્યાપ્ત કર્મભૂમિના | ૨૭૬ થી | ૫૬૩ મા |
| ૧૫ | અપ૦ કર્મ૦ ના | ૧૭૧ થી | ૧૭૯ મા |
| ૫ | પર્યાપ્ત હિમવતના | ૨૦ થી | ૧૨૬ માં |
| ૫ | ,, હિરણ્ય૦ ના | ૨૦ થી | ૧૨૬ મા |
| ૫ | ,, હરિવર્ષના | ૨૦ થી | ૧૨૮ મા |
| ૫ | ,, રમ્યકના | ,, | ,, |
| ૫ | ,, ઉત્તરકુરૂના | ,, | ,, |
| ૫ | ,, દેવકુરૂના | ,, | ,, |
| ૫૬ | ,, અન્તર્દ્વીપના | ૨૫ થી | ૧૦૨ મા |

૨ પૃથ્વીઆદિ ૩ સૂક્ષ્મના પર્યાપ્ત અપર્યાપ્ત ગણવાથી ૬ ભેદ, ૧ બા૦ અપ૦ પૃથ્વી, ૧ બા૦ અપ૦ અપ, ૧ બા૦ અપ૦ સાધારણ વનસ્પતિ ૧ બા૦ પર્યાપ્ત સાધા૦ વનસ્પતિ, ૧ બા૦ અપ૦ પ્રત્યેક વન૦

૩ સૂક્ષ્મ અગ્નિ અને વાયુના પર્યાપ્ત અપર્યાપ્ત ગણતા ૪ તથા ૧ બા૦ અપ૦ અગ્નિ, ૧ બા૦ અપ૦ વાયુ

૮૬ અપ૦ સર્વે યુગલિક ૪૦ અથના તેતેક્ષેત્રવત્) ૫૦
૧૦૧ સમ્મૂ૦ મનુષ્ય ૧૭૧ થી ૧૭૯ મા
યુગલિક ચતુષ્પદ— તે તે ક્ષેત્રના યુગ૦ મનુષ્યવત્
યુગલિક ખેચર (અન્તર્દ્વીપવત્) } — ૨૫ થી ૧૦૨ મા

અહિં યુગલિક ચતુષ્પદોનુ આયુષ્ય ૩૦ અકર્મભૂમિ અને ૫૬ અન્તર્દ્વીપતુલ્ય પણ છે, અને યુગલિક ખેચરોનુ આયુષ્ય તો ૫૬ અન્તર્દ્વીપતુલ્યજ છે, માટે તે તે ક્ષેત્રોના યુગલિક મનુષ્યોવત્ યુગલિક ચતુષ્પદની અને ખેચરની આગતિ ગતિ કહેવી અને જલચર, ઉરસર્પ, અને ભુજસર્પ તો યુગલિક હોયજ નહિં

## ગત્યાગતિના અ કની સમજ

૫ પર્યાપ્ત ગર્ભજ (જલચર, સ્થલચર, ખેચર, ઉરપરિસર્પ અને ભુજપરિસર્પ) તિર્યંચ

૧૫ પર્યાપ્ત ગર્ભજ ૧૫ કર્મભૂમિના મનુષ્ય

૧૬ ૧૫ કર્મ૦ના મનુષ્ય, ૧ પર્યાપ્ત ગર્ભજ જલચર

૧૭ ૧૫ કર્મ૦ના મનુષ્ય, ૧ ૫૦ ગ૦ જલચર ૧ ૫૦ ગ૦ ઉર પરિસર્પ

૧૮ ૧૫ કર્મ૦ મનુષ્ય, ૧ ૫૦ ગ૦ જલ૦, ૧ ૫૦ ગ૦ સ્થલ૦, ૧ ૫૦ ગ૦ ઉર પરિસર્પ

૧૯ ૧૫ કર્મ૦ મનુષ્ય, ૪ જલ૦ સ્થલ૦ ખે૦ ઉર૦ એ ચાર ગર્ભજ પર્યાપ્ત

૨૦ ૧૫ કર્મ૦ મનુષ્ય, ૫ પર્યાપ્ત ગર્ભજ (જલચરાદિ) તિર્યંચ ૫ ચેન્દ્રિય

---

૪—૫ અપર્યાપ્ત યુગલિક મનુષ્યો મરણ પામતા નથી માટે ગતિને સ્થાને ૦ શૂન્ય છે તેમજ યુગલિક મનુષ્યના સંબંધમાં લબ્ધિ અપર્યાપ્તપણું છે નહિં તેથી આગતિ પણ નથી અથવા કરણ અપર્યાપ્તપણું સ્વીકારીએ તો આગતિ તે તે ક્ષેત્રના પર્યાપ્ત યુગલિક વત્ કહેવી

૨૩ ૧૫ કર્મ૦ મનુષ્ય, ૫ પર્યા૦ ગ૦ તિર્યંચ, ૩ પૃથ્વી-અપ્ પ્રત્યેક વનસ્પતિ એ ત્રણે બાદર પર્યાપ્ત,

૨૫ ૧૫ કર્મ૦ મનુષ્ય, ૫ પર્યા૦ ગ૦ તિર્યંચ, ૫ પર્યા૦ સમ્મ૦ તિર્યંચ પંચેન્દ્રિય

૪૦ ૧૫ કર્મ૦ મનુષ્ય, ૫ ગર્ભજ પર્યાપ્ત તિર્યંચ, ૨૦ પર્યાપ્ત અકર્મભૂમિ ( ૫ હિમવંત ૫ હિરણ્યવંત રહિત ) ના ગર્ભજ મનુષ્ય

૪૮ તિર્યંચના સર્વ ભેદ

૫૦ ૧૫ કર્મ૦ મનુષ્ય, ૩૦ અકર્મ૦ ના યુગલિક મનુષ્ય, ૫ ગર્ભજ પર્યાપ્ત તિર્યંચ

૧૦૨ ૧૦ ભવનપતિ, ૧૫ પરમાધામી, ૧૬ વ્યન્તર, ૧૦ તિર્યગ્ જંભકદેવ એ ૫૧ દેવ પર્યાપ્ત અને ૫૧ અપર્યાપ્ત મળી ૧૦૨ એ પાતાલવાસી ૫૧ દેવના ભેદ જાણવા

૧૧૧ ૧૦૧ ગર્ભજ પર્યાપ્ત મનુષ્ય, ૧૦ પર્યાપ્ત તિર્યંચ પંચેન્દ્રિય ( ૫ ગ૦-૫ સમ્મૂ૦ )

૧૨૬ ૧૦૨ પાતાલવાસી દેવ, ૨૦ જ્યોતિષી ભે૦, ૨ સૌધર્મ કિલ્બિષિક પર્યા૦ અપર્યા૦ અને ૨ સૌધર્મદેવ પર્યાપ્ત તથા અપર્યાપ્ત

૧૨૮ ૨ ઇશાન દેવ પર્યાપ્ત તથા અપર્યાપ્ત અને ૧૨૬ ઉપર કહ્યા પ્રમાણે

૧૭૧ ૩૦ કર્મ૦ મનુષ્ય, ૧૦૧ સમ્મૂ૦ મનુષ્ય, ૪૦ તિર્યંચ ( ૪ અગ્નિકાય અને ૪ વાયુકાય રહિત સૂક્ષ્મ, બાદર, પર્યાપ્ત અપર્યાપ્ત )

૧૭૯ ૩૦ કર્મ૦ મનુષ્ય, ૧૦૧ સમ્મૂ૦ મનુષ્ય અને ૪૮ તિર્યંચ

૨૪૩ ૩૦ કર્મ૦ મનુષ્ય, ૧૦૧ સમ્મૂ૦મનુષ્ય, ૪૮ તિર્યંચ, ૫૧ પર્યાપ્ત પાતાલવાસીદેવ, ૧૦ પર્યા૦ જ્યોતિષી, ૨ પર્યા૦ સૌધર્મ ઇશાનદેવ ૧ પર્યાપ્ત સૌધર્મ કિલ્બિષિક

૨૬૭ ૩૦ કર્મ૦ મનુષ્ય, ૧૦૧ સમ્મૂ૦ મનુષ્ય, ૪૮ તિર્યંચ, ૮૧ સહસ્રાર સુધીના પર્યાપ્ત દેવ ( ૯-૧૦-૧૧-૧૨મો કલ્પ અને ૧૪ કલ્પાતીત એ ૧૮ રહિત )

२७६ ३० कर्म० मनुष्य, १०१ सम्मू० मनुष्य ९९ पर्याप्तदेव ६ तमःप्रभा सुधीना ( ६ पृथ्वीना ) पर्याप्त नारक, अने ४० तिर्यंच ( ४ अग्नि-४ वायु रहित )

३९५ ३० कर्म० मनुष्य १०१ सम्मू० मनुष्य, ४८ तिर्यंच, ११२ अन्तर्द्वीप मनुष्य, १०२ पातालवासीदेव २ पहेली पृथ्वी ना नारक

५१७ ३०३ मनुष्य ४ नारक ( पहेली बे पृथ्वीना), ४८ तिर्यंच, १६२ आठमा कल्प सुधीना ( पर्या० अपर्या० ) देव

५१९ ( त्रीजी पृथ्वीना ) २ नारक सहित ५१७

५२१ ( त्रीजी चोथी पृथ्वीना ) ४ नारक सहित ५१७

५२३ ( ३-४-५ पृथ्वीना ) ६ नारक सहित ५१७

५२७ ३०३ मनुष्य, १४ नारक, ४८ तिर्यंच, १६२ आठमा कल्प सुधीना देव

५६३ सर्व जीवभेद

---

अवतरण—आ गाथामा सर्व दंडकपदोने विषे २४मु वेद द्वार कहेवाय छे

**वेयतिय तिरिनरेसु, इत्थी पुरिसो य चउविहसुरेसु**
**थिरविगलनारएसु, नपुसवेओ हवइ एगो ॥ ४० ॥**

संस्कृत अनुवाद

वेदत्रिकं तिर्यग्नरयो', स्त्री पुरुषश्च चतुर्विधसुरेषु
स्थिरविकलनारकेषु, नपुसकवेदो भवत्येकः ॥ ४० ॥

अन्वय सहित पदच्छेद

तिरि नरेसु तिय वेय, चउ विह सुरेसु इत्थी य पुरिसो
थिर विगल नारएसु, एगो नपुस वेओ हवइ ॥ ४० ॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| वेय=વેદ | सुरेसु=દેવોમા |
| तिय=ત્રણ | थिर=સ્થાવર, એકેન્દ્રિય (મા) |
| तिरि=તિર્યંચો (મા) | विगल=વિકલેન્દ્રિયો (મા) |
| नरेसु=મનુષ્યોમા | नारएसु=નારકોમા |
| इत्थी=સ્ત્રી વેદ | नपुसवेओ=નપુસક વેદ |
| पुरिसो=પુરૂષ વેદ | हवइ=છે |
| य=અને | एगो=એક |
| चउविह=ચાર પ્રકારના (૧૩ દંડકના) | |

गाथार्थः—(अथ वेदा -) તિર્યંચોમા અને મનુષ્યોમા ૩ વેદ છે, તથા ચારે પ્રકારના (=૧૩ દંડકના) દેવોમા સ્ત્રીવેદ અને પુરૂષ વેદ (એ ૨ વેદ) છે, તથા સ્થાવર વિકલેન્દ્રિય, અને નારકોમા કેવળ એક નપુંસક વેદ છે ॥ इति वेदाः ॥ ૪૦ ॥

विशेषार्थः—ગાથાર્થવત્ સુગમ છે વિશેષ એ છે કે—યુગલિક તિર્યંચો અને યુગલિક મનુષ્યોમા નપુંસક વેદ નથી, તથા એકેન્દ્રિયોને પણ ૧૨ મી ગાથામા મૈથુન વિગેરે સંજ્ઞા કહી છે, તેથી અસ્પષ્ટ નપુંસક વેદ છે અને સનત્કુમારથી સર્વાર્થ સુધીના દેવોમા ૧ પુરૂષવેદજ છે ॥ इति २४ दंडकेषु वेदाः ॥

॥ ૨૪ દંડકમા ૩ વેદ, ॥

| | | |
|---|---|---|
| ૧ ગ૦ તિર્યંચને | ૩ | ૧૩ દેવમા ૨ (સ્ત્રી૦ પુ૦) |
| ૧ ગ૦ મનુષ્યને | ૩ | ૯ શેષ દંડકમા ૧ (નપુ૦) |

---

એ પ્રમાણે ૨૪ દંડકમા ૨૪ દ્વાર કહ્યાબાદ હવે આ પ્રકરણમા નહિં કહેવાયલા સમ્મૂ૦ તિર્યંચપંચેન્દ્રિયો તથા સમ્મૂ૦ મનુષ્યો એ બે જીવ ભેદમા ૨૪ દ્વાર કહેવાય છે તે આ પ્રમાણે—

---

## ॥ સમ્મૂર્ચ્છિમ તિર્યંચ પચેન્દ્રિય તથા સમ્મૂ૦મનુષ્યમાં ૨૪ દ્વાર ॥

(૧) શરીર ૩—સર્વને ઔદારિક-તૈજસ-કાર્મણ એ ૩ શરીર હોય.

(૨) અવગાહના—સર્વ સમ્મૂર્ચ્છિમોની જઘન્ય અવગાહના અગુલનો અસખ્યાતમો ભાગ છે, અને ઉત્કૃષ્ટ અવગાહના જનચરની ૧૦૦૦ યોજન, ચતુષ્પદની ગાઉ પૃથક્ત્વ ( ૨ થી ૯ ગાઉ ), ખેચરની ધનુ પૃથક્ત્વ ( ૨ થી ૯ ધનુ ), ઉર પરિસર્પની યોજન પૃથક્ત્વ ( ૨ થી × ૯ યોજન ), અને ભુજપરિસર્પની ધનુ પૃથક્ત્વ, તથા સમ્મૂ૦ મનુષ્યોની ઉત્કૃષ્ટ અવગાહના પણ અગુલનો અસખ્યાતમો ભાગ છે

(૩) સઘયણ ૧—સર્વને ૧ છેવટ્ઠુ સઘયણ છે

(૪) સંજ્ઞા ૪-૧૦—સર્વને ૪ અથવા ૧૦ સંજ્ઞા છે

(૫) સસ્થાન ૧—સર્વને ૧ હુડક સસ્થાન છે

(૬) કષાય ૪—સર્વને ક્રોધ-માન-માયા-લોભ એ ચારે કષાય છે.

(૭) લેશ્યા ૩—કૃષ્ણ-નીલ-કાપોત એ ૩ લેશ્યા સર્વને છે

(૮) ઇન્દ્રિય ૫—પાચે ઇન્દ્રિય છે

(૯) સમુદ્ઘાત ૩—વેદના-મરણ-કષાય એ ૩ સમુદ્ઘાત છે

(૧૦) દ્રષ્ટિ ૨—૧ મિથ્યા દ્રષ્ટિ અને ૧ સમ્યગ્ દ્રષ્ટિ એ ૨ દ્રષ્ટિ સમ્મૂ૦ તિ૦ પચે૦ ને છે, ત્યા અપર્યાપ્ત અવસ્થામા વિકલેન્દ્રિયવત્ સાસ્વાદન સમ્યક્ત્વનો સદ્ભાવ હોવાથી સમ્યગ્ દ્રષ્ટિ કેટલાક સમ્મૂ૦ તિ૦ પચે૦ ને હોય છે, અને પર્યાપ્ત અવસ્થામા સર્વે મિથ્યાદ્રષ્ટિવાળા જ

---

× મહોરગ જાતિના સમ્મૂ૦ ઉરપરિસર્પો તો શતપૃથક્ત્વ ( ઉત્કૃષ્ટ ૯૦૦ ) યોજન પ્રમાણના પણ હોય છે, પરન્તુ કોઇપણ અપેક્ષાથી તે અવગાહના શાસ્ત્રમા ગણી નથી પરન્તુ સૂ૦ સંગ્રહણિની વૃત્તિમા લખેલી કોઇ આચાર્યકૃત ગાથામા એ સમ્મૂ૦ મહોરગોની અપેક્ષાએ મચ્છુરગા જો યણ સહસ્સ એ ચોથુ પદ કહ્યુ છે

હોય છે તથા સમ્મૂ૦ મનુષ્યને તો બન્ને અવસ્થામા ૧ મિથ્યા દ્રષ્ટિજ છે

(૧૧) દર્શન ૨—સર્વને ૧ ચક્ષુદર્શન અને ૧ અચક્ષુદર્શન એમ ૨ દર્શન છે

(૧૨) જ્ઞાન ૨—શ્રી સિદ્ધાન્તના અભિપ્રાય પ્રમાણે સાસ્વાદન સમ્યક્ત્વમા જ્ઞાન માનેલુ હોવાથી સિદ્ધાન્તમા સમ્મૂ૦ તિ૦ પચે૦ ને અપર્યાપ્ત અવસ્થામા ૧ મતિજ્ઞાન ૧ શ્રુતજ્ઞાન એ ૨ જ્ઞાન કહ્યા છે, અને કર્મગ્રથના અભિપ્રાય પ્રમાણે સાસ્વાદન સમ્યક્ત્વમા અજ્ઞાન માનેલુ હોવાથી સમ્મૂ૦ તિ૦ પચે૦ને જ્ઞાનનો અભાવ કહો છે તથા સમ્મૂ૦ મનુષ્યોને તો બન્ને અવસ્થામા જ્ઞાનનો અભાવ છે

(૧૩) અજ્ઞાન ૨—મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન એ ૨ અજ્ઞાન સર્વને હોય છે

(૧૪) યોગ ૪—૧ અસત્યામૃષા વચનયોગ, ૧ ઔદારિક કાયયોગ, ૧ ઔદારિક મિશ્ર કાયયોગ, અને ૧ તૈજસકાર્મણ કાયયોગ એ ૪ યોગ સર્વને હોય

(૧૫) ઉપયોગ ૬—જ્ઞાનદ્વારમા કહ્યા પ્રમાણે સિદ્ધાતમતે મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન-મતિઅજ્ઞાન-શ્રુતઅજ્ઞાન-ચક્ષુદર્શન અને અચક્ષુદર્શન એ ૬ ઉપયોગ હોય, અને કર્મગ્રન્થ મતે ૨ જ્ઞાન રહિત ૪ ઉપયોગ હોય ( ત્યા ૬ ઉપયોગ અપર્યા૦ અવસ્થામા જ હોય અને પર્યાપ્ત અવસ્થામા ૪ ઉપયોગ હોય ) તથા સમ્મૂ૦ મનુષ્યોને તો ઉભયમતે ૪ ઉપયોગજ હોય.

(૧૬) ઉપપાત—એક સમયમા જઘન્યથી ૧-૨-૩ અને ઉત્કૃષ્ટથી અસખ્યાત ઉત્પન્ન થાય

(૧૭) ચ્યવન—એક સમયમા જઘન્યથી ૧-૨-૩ અને ઉત્કૃષ્ટથી અસખ્યાત મરણ પામે

विरह—સમ્મૂ૦ તિ૦ પચેન્દ્રિયના ૫ ભેદમાના પ્રત્યેક ભેદમા જઘન્ય વિરહ ૧ સમય, તથા ઉત્કૃષ્ટ વિરહ અન્તર્મુહૂર્ત છે, અને સમ્મૂ૦ મનુષ્યોનો જઘન્ય વિરહ ૧ સમય તથા ઉ૦ વિરહ ૨૪ મુહૂર્ત્ત છે

(૧૮) સ્થિતિ—સમ્મૂ૦ જલચરનુ આયુષ્ય ૧ પૂર્વક્રોડ વર્ષ, ચતુષ્પદનુ ૮૪૦૦૦ વર્ષ, ઉર સર્પનુ ૫૩૦૦૦ વર્ષ, ભુજસપનુ ૪૨૦૦૦ વર્ષ, અને ખેચરનુ ૭૨૦૦૦ વર્ષ ઉત્કૃષ્ટ આયુષ્ય છે તથા એ સર્વેનુ જઘન્ય આયુષ્ય અન્તર્મુહૂર્ત છે, તથા સમ્મૂ૦ મનુષ્યનુ તો જઘન્ય અને ઉત્કૃષ્ટ બન્ને આયુષ્ય અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે

(૧૯) पर्याप्ति ૫—સર્વને મન પર્યાપ્તિ વિના ૫ પર્યાપ્તિઓ છે, પરન્તુ તફાવત એ છે કે સમ્મૂ૦ તિ૦ પચે૦ જીવો પાચે પર્યાપ્તિ પૂર્ણ કરી શકે છે, અને સમ્મૂ૦ મનુષ્યો ૫ પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા વિના ( પ્રાય ૩ પર્યાપ્તિઓ પૂર્ણ કરીને ) મરણ પામે છે

(૨૦) किमाहार ૬—સર્વને ૬ દિશિનો આહાર હોય છે, કારણ કે એ સમ્મૂર્છિમ પચેન્દ્રિયો ત્રસનાડીમાજ રહ્યા છે.

(૨૧) सज्ञा ૧—સર્વને ૧ હેતુપદેશિકી સજ્ઞા છે, શેષ ૨ નથી જો કે આ સમ્મૂર્છિમોને કિંચિત્ દ્રવ્યમન છે તોપણ અલ્પતાની વિવક્ષાએ મનરહિત જાણવા

(૨૨) गति ૨૨—સમ્મૂર્છિમ તિર્યંચ પચેન્દ્રિયો ચારે ગતિમા ઉત્કૃષ્ટથી પલ્યોપમના અસખ્યાતમા ભાગના આયુષ્ય સહિત ઉત્પન્ન થાય છે, ત્યા નરકગતિમા જાય તો પ્હેલી રત્નપ્રભા પૃથ્વીના ૪ થા પ્રતર સુધી જાય, દેવગતિમા જાય તો ભવનપતિ અને વ્યન્તરમા ઉત્પન્ન થાય, તે પણ પલ્યો૦ના અસ૦ મા ભાગના આયુષ્યવાળામાજ તથા મનુષ્યગતિમા જાય તો ઉત્કૃષ્ટ અકર્મભૂમિના યુગલિક થાય, અને કર્મભૂમિમા સખ્યાત વર્ષના આયુષ્યવાળા થાય તથા તિર્યંચગ-

તિમા જાય તોપણ અકર્મભૂમિના યુગલિક તિર્યંચ થાય, તેમજ એકેન્દ્રિયાદિ આઠ પદમા, અસંજ્ઞિ તિર્યંચમા, અને સમ્મૂ૦ મનુષ્યમા પણ ઉત્પન્ન થાય, જેથી ગતિ ૨૨ દડકમા છે

તથા સમ્મૂ૦ મનુષ્યો તો દેવગતિ નરકગતિમા ઉત્પન્ન થતા નથી, અને તિર્યંચ તથા મનુષ્યમા ઉત્પન્ન થાય છે તો યુગલિક મનુષ્ય અને યુગલિક તિર્યંચ સિવાયના સર્વ ભેદમા ઉત્પન્ન થાય છે જેથી ગતિ એકેન્દ્રિયાદિ ૧૦ પદમા—દડકમા છે

(૨૩) આગતિ ૮—પાચે પ્રકારના સમ્મૂ૦ તિ૦ પચેન્દ્રિયમા એકેન્દ્રિયાદિ ૧૦ પદ આવીને ઉત્પન્ન થાય છે, અને સમ્મૂ૦ મનુષ્યમા અગ્નિ તથા વાયુ એ બે પદ રહિત ૮ પદ (૩ એકેન્દ્રિય-૩ વિકલે૦-૧ ગ૦ તિ૦-૧ ગ૦ મનુ૦ એ ૮ દડક ) આવીને ઉત્પન્ન થાયછે

(૨૪) વેદ ૧—સર્વને ૧ નપુસક વેદ હોય છે તથા લિંગથી વિચારીએ તો સમ્મૂ૦ તિ૦ પચેન્દ્રિયો ત્રણે લિંગવાળા હોય છે, અને સમ્મૂ૦ મનુષ્યો નપુસક લિંગવાળા હોય છે

(૨૫) અલ્પબહુત્વ—સમ્મૂર્છિમ મનુષ્યો ગર્ભજ મનુષ્યથી અસખ્ય ગુણા છે, અને બાદર અગ્નિકાયથી અસખ્યાતમા ભાગ જેટલા છે તથા સમ્મૂ૦ તિ૦ પચેન્દ્રિયોનું અલ્પબહુત્વ ગર્ભજ તિર્યંચ પચે૦ તુલ્ય જાણવુ, કારણ કે સમ્મૂ૦ તિ૦ પચે૦ નુ અલ્પબહુત્વ શાસ્ત્રોમા જૂદુ માલૂમ પડતુ નથી

---

અવતરણ—હવે દડકપદોમા ઉતારવા યોગ્ય ૨૪ દ્વારોમા જો કે અલ્પબહુત્વ દ્વાર નથી, તો પણ જાણવામા અતિ ઉપયોગી હોવાથી અહિં અલ્પબહુત્વ દ્વાર પણ ઉતારાય છે ( એટલે કયા દડકના જીવો અલ્પ અને કયા દડકના જીવો તેથી અધિક છે તે કહેવાય છે )

पज्जमणु वायरग्गी, वेमाणिय भवण निरय वंतरिया
जोइस चउ पणतिरिया, वेइंदि तेइंदि भू आऊ॥४१॥

સંસ્કૃત અનુવાદ

पर्याप्तमनुजबादराग्निवैमानिकभवनपतिनैरयिकव्यन्तरका
ज्योतिश्चतुष्पचेंद्रियतिर्यंचो, द्वीद्रियत्रीन्द्रियभ्वापः ॥४१॥

અન્વય સહિત પદચ્છેદ

पज्ज मणु वायर अग्गी, वेमाणिय भवण निरय वंतरिया
जोइस चउ पण तिरिया, वेइंदि तेइंदि भू आऊ ॥४१॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| पज्ज=પર્યાપ્ત | जोइस=જ્યોતિષી દેવો |
| मणु=મનુષ્ય | चउ=ચતુરિન્દ્રિય |
| वायर=બાદર | पण=પંચેન્દ્રિય |
| अग्गी=અગ્નિ | तिरिया=તિર્યંચો |
| वेमाणिय=વૈમાનિક દેવો | वेइंदि=દ્વીન્દ્રિયો |
| भवण=ભવનપતિ દેવો | तेइंदि=ત્રીન્દ્રિયો |
| निरय=નારક | भू=પૃથ્વીકાય |
| वंतरिया=વ્યન્તર દેવો | आऊ-અપકાય |

ગાથાર્થ —પર્યાપ્ત મનુષ્યો સર્વથી અલ્પ છે, તેથી ( પર્યા૦ મનુષ્યથી) બાદર અગ્નિકાયના જીવો અધિક+ છે તેથી વૈમાનિક દેવો +અધિક છે, તેથી નારકો અધિક+ છે, તેથી વ્યંતર દેવો અધિક+ છે, તેથી જ્યોતિષી દેવો +અધિક તેથી ચતુરિન્દ્રિય જીવો +અધિક છે તેથી પંચેન્દ્રિય તિર્યંચો [1]અધિક છે તેથી દ્વીન્દ્રિયો [1]અધિક છે, તેથી ત્રીન્દ્રિયો અધિક[1] છે તેથી પૃથ્વીકાય જીવો અધિક+ છે, તેથી અપકાય જીવો +અધિક છે ॥૪૧॥

---

+ આ નિશાનીને સ્થાને અધિક એટલે પૂર્વ સંખ્યાથી અસંખ્યાત ગુણ જીવો જાણવા

૧ આ નિશાનીને સ્થાને અધિક એટલે પૂર્વસંખ્યાથી વિશેષાધિક (એટલે સંપૂર્ણ દ્વિગુણ નહિ) જીવો જાણવા

अवतरण'—પૂર્વ ગાથામાં ૨૨ દંડકોનું અલ્પબહુત્વ કહીને હવે આ ગાથામાં બાકી રહેલા બે દંડકનું અલ્પબહુત્વ કહે છે, અને ગ્રન્થકર્તા આ ચોવીસ દંડકપદ દ્વારા ચોવીસ ભગવંતની કરેલી સ્તુતિ-વિજ્ઞપ્તિનો સારાંશ અથવા ઉદ્દેશ શું છે તે દર્શાવવા માટે હું (અથવા કોઈ પણ જીવ) એ ચોવીસ દંડકમાં કેટલી વાર ભમ્યો તે કહીને પોતાનું દુઃખ પ્રગટ કરે છે

**वाऊ वणस्सइ च्चिय, अहिया अहिया कमेणिमे हुंति**
**सव्वेवि इमे भावा, जिणा मए णंतसो पत्ता ॥४२॥**

સંસ્કૃત અનુવાદ

वायुर्वनस्पतिश्चैवाधिकाऽधिका क्रमेणेमे भवन्ति
सर्वेऽपीमे भावा हे जिना मयाऽनन्तशः प्राप्ताः ॥४२॥

અન્વય સહિત પદચ્છેદ

वाऊ वणस्सइ इमे कमेण च्चिय अहिया अहिया हुंति
(हे) जिणा इमे सव्वे अवि भावा मए अणंतसो पत्ता ॥४२॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| वाऊ=વાયુકાય | सव्वेऽवि=સર્વે પણ |
| वणस्सइ=વનસ્પતિકાય | इमे=એ (૨૪ દંડકરૂપ) |
| च्चिय=નિશ્ચય | भावा=ભાવો |
| अहिया अहिया=અધિક અધિક | जिणा=હે જિનેશ્વરો ! |
| कमेण=અનુક્રમે | मए=મેં |
| इमे=એ (૨૪ દંડ-પદો) | अणंतसो=અનન્તવાર |
| हुंति=છે | पत्ता=પ્રાપ્ત કર્યા છે |

गाथार्थ—તેથી (અપ્કાયથી) વાયુકાય અધિક– છે, અને તેથી વનસ્પતિકાય +અધિક છે એ પ્રમાણે એ ૨૪ દંડકો અનુક્રમે નિશ્ચય એક બીજાથી અધિક અધિક છે ॥ इति अल्पबहुत्व ॥ હે જિને-

– અસંખ્યગુણ +અનન્તગુણ

થશે ! એ ૨૪ દંડકરૂપ સર્વે ભાવ મે (આ સંસારમાં) અનંત વાર પ્રાપ્ત કર્યા છે ॥૪૨॥

विशेषार्थ—એ પ્રમાણે ૨૪ દંડકનું અલ્પબહુત્વ કહીને હવે ગ્રન્થકર્તા આ દંડક પ્રકરણના ઉદ્દેશ રૂપે પોતાનું દુઃખ પ્રગટ કરે છે કે હે શ્રી જિનેશ્વર ભગવંત ! હું એ ૨૪ દંડકમાં અનન્તવાર ભમ્યો છું અહિં સમજવા યોગ્ય એ છે કે આત્મધર્મ સન્મુખ નહિ થયેલા જીવોએ એ ૨૪ દંડકમાં અનન્તવાર ભ્રમણ કર્યું છે, ભ્રમણ કરે છે, અને હજી પણ અનન્તકાળ સુધી ભ્રમણ કરશે કોઈપણ જીવભેદ પ્રાય એવો નથી કે જેમાં જીવ અનંતવાર ન ભમ્યો હોય ! કહ્યું છે કે—

न सा जाई न सा जोणी, न तं ठाणं न तं कुलं
न जाया न मुआ जत्थ, जीवा वार अणंतसो ॥१॥

અર્થ—એવી કોઇ જાતિ (એકેન્દ્રિયાદિ) નથી, (ચોરાશી લાખ યોનિમાંની) એવી કોઇ યોનિ નથી, એવું કોઇ સ્થાન-ક્ષેત્ર નથી, તેમ એવું કોઇ (ક્રોડાકોડીની સંખ્યામાં ગણાતું) કુલ નથી કે જે જાતિમાં યોનિમાં સ્થાનમાં અને કુલમાં સર્વે જીવો અનંતવાર ન જન્મ્યા હોય કે ન મરણ પામ્યા હોય, અર્થાત્ સર્વ જાતિમાં યોનિમાં સ્થાનમાં અને કુલમાં આ જીવ અથવા સર્વે જીવ અનન્તવાર જન્મ્યા છે, અને મરણ પણ પામ્યા છે

એ પ્રમાણે ૨૪ દંડકમાં ભ્રમણ કરવા સંબંધિ ગ્રંથકર્તા પોતાનું આત્મદુઃખ પ્રગટ કરીને હવે શું કહેવા ઇચ્છે છે, તે આગળની ગાથામાં કહે છે—

---

अवतरण—પૂર્વ ગાથામાં ૨૪ દંડકપદ દ્વારા ૨૪ જિનેશ્વરોની સ્તુતિના ઉદ્દેશમાં ગ્રંથકર્ત્તાએ પોતાનું દુઃખ "હે શ્રી જિનેશ્વર ભગવંત ! આ સર્વે ભાવ હું અનન્તવાર પામ્યો છું" એમ નિવેદન કર્યું, અને હવે આ ગાથામાં તે દુઃખથી છૂટવા માટે ગ્રન્થકર્ત્તા પ્રાર્થના કરે છે

संपइ तुम्ह भत्तस्स, दंडगपयभमणभग्गहिययस्स
दंडतियविरय(इ)सुलहं, लहु मम दितु मुक्खपयं ॥४३॥

સંસ્કૃત અનુવાદ

सम्प्रति तव भक्तस्य, दण्डकपदभ्रमणभग्नहृदयस्य
दण्डत्रिकविरत(ति)सुलभम्, लघु मम ददतु मोक्षपदम् ॥४३॥

અન્વય સહિત પદચ્છેદ

संपइ दंडग पय भमण भग्ग हिययस्स तुम्ह भत्तस्स मम लहु
तिय दंड विरय (इ) सुलह मुक्खपय दिंतु ॥ ४३ ॥

શબ્દાર્થ —

संपइ=સંપ્રતિ, વર્તમાન સમયે, હવે
तुम्ह=તમારા
भत्तस्स=ભક્તને
दंडगपय=દંડકપદ (ને વિષે)
भमण=ભ્રમણ (કરવાથી)
भग्ग=ભગ્ન, ખેદ પામેલ, ખેદયુક્ત
हिययस्स=હૃદયવાળા
दंडतिय=ત્રણ દંડની, ત્રણ યોગની
विरय(इ)=વિરક્ત, નિવૃત્ત થયેલા જીવોને, ( અથવા વિરતિથી, નિવૃત્તિથી )
सुलह=સુલભ, સહજે પ્રાપ્ત થવા યોગ્ય
लहु=શીઘ્ર, જલ્દી
मम=મને
दिंतु=આપો
मुक्खपय=મોક્ષપદ

गाथार्थः—( હે શ્રી ૨૪ જિનેશ્વરો[1] ) હવે ૨૪ દંડકપદોમાં પરિભ્રમણ કરવાથી ખેદયુક્ત થયેલા હૃદયવાળા તમારા ભક્ત (એવા) મને શીઘ્ર ત્રણ દંડથી વિરક્ત થયેલા જીવોને સુલભ (અથવા ત્રણ દંડની એટલે ત્રણ યોગની વિરતિથી સુલભ) એવું મોક્ષપદ આપો

૧ આ ગ્રંથકર્તાએ પોતે विरय પદવડે 'વિરક્ત થયેલા જીવોને" એવો અર્થ સ્વોપજ્ઞ અવચૂરિમાં લખ્યો છે, અને વૃત્તિકર્તાએ विरइ પદ વડે 'વિરતિથી" એવો અર્થ કર્યો છે અને એ બન્ને અર્થ અનુકૂળજ છે

વિશેષાર્થ—પૂર્વ ગાથામા ૨૪ દંડકમા ભ્રમણ કરનારૂપ પોતાનું આત્મદુઃખ શ્રી ૨૪ જિનેશ્વરોની આગળ પ્રગટ કરીને હવે ( આ ગાથામા ) કહે છે કે "હે શ્રી ૨૪ જિનેશ્વરો! હવે તે ૨૪ દંડકમા ભ્રમણ કરવાથી અતિ ખેદ પામેલ હૃદયવાળા આ તમારા ભક્તને ત્રણ દંડની એટલે મનદંડ વચનદંડ અને કાયદંડની નિવૃત્તિથી (ત્યાગથી) સુલભ એવુ મોક્ષપદ શીઘ્ર આપો"

ગ્રન્થકર્ત્તાની આ મોક્ષપદની પ્રાર્થનામા ૧ દંડકભ્રમણથી ઉત્પન્ન થતો ખેદ, ૨ ત્રણ દંડનો ત્યાગ, અને ૩ (ત્રણ દંડના ત્યાગથીજ) મોક્ષપદની (જ) પ્રાપ્તિ, એ ૩ મુખ્ય વિષય છે, તે સબધિ સક્ષિપ્ત સમજ આ પ્રમાણે—

૧ दंडकभ्रमणथी खेद—તિર્યંચગતિના ૯ દંડકમા તથા નારકના ૧ દંડકમા જે દુઃખ છે તે સર્વને જાણીતુ છે તેમજ મનુષ્યના ૧ દંડકમા સુખ અને દુઃખ મિશ્ર છે, અને દેવગતિના ૧૩ દંડકમા જો કે પૌદ્ગલિક સુખ છે તો પણ લોભવૃત્તિની અધિકતાથી ત્યા પણ નાસ્તવિક દુઃખ છે, કારણકે મનુષ્યોની માફક દેવોમા પણ કલેશ—મારામારી—દેવાગનાઓની ચોરી—પરસ્પર ઈર્ષ્યા ઇત્યાદિ હોવાથી દેવોની જીંદગી પણ આત્મસન્મુખ થયેલા જીવને સોનાની બેડીમા નાખેલા કેદીની માફક દુઃખ ઉપજાવનારી લાગે છે એ પ્રમાણે કોઇપણ દંડકમા વાસ્તવિક સુખ નથી, કેવળ મનુષ્યનાજ ૧ દંડકમા જો મન વચન કાયાનો સયમ જાળવે તો આત્મિક સુખમા આગળ વધી અતે મોક્ષપદ પ્રાપ્ત કરે છે માટે ૨૪ દંડકના ભ્રમણનો ખેદ અહિં ગ્રન્થકર્ત્તાએ પ્રગટ કર્યો—કહ્યો છે

૨ त्रण दंडनो त्याग—સસારની સર્વ ઉપાધિઓ અને સસારભ્રમણનુ મુળ કારણ મન વચન કાયાના અશુભ યોગ છે, માટે તે ત્રણે પ્રકારના અશુભ યોગનો ત્યાગ થાય તોજ દંડકભ્રમણ સદાકાળને માટે નષ્ટ થાય, અને આત્મધર્મ પણ પ્રાપ્ત થાય માટે એ નિશ્ચિત વાત છે કે મન વચન કાયાની અશુભ વૃત્તિઓ રોકાય તો જ મોક્ષસુખની પ્રાપ્તિ છે

૩ मोक्षपदनी इच्छा—પૂર્વે કહ્યા પ્રમાણે જીવને સર્વ સ્થાને વાસ્તવિક દુઃખજ છે, અને અનન્ત સુખનુ ધામ (સ્થાન) તો કેવળ

મોક્ષપદજ છે, માટે આત્મિક સુખના અભિલાષી જીવોને તો એ મોક્ષપદ જ ઇચ્છવા યોગ્ય છે

अवतरणः—હવે ગ્રન્થ સમાપ્તિની આ છેલ્લી ગાથામા ગ્રન્થ-કર્તા પોતાનુ નામ પોતાનો સમય અને ગ્રન્થની ઉપાદેયતા અથવા શ્રેષ્ઠતા દર્શાવે છે

सिरि-जिणहसमुणीसर–रज्जे सिरि-धवलचंदसीसेण
गजसारेण लिहिया, एसा विन्नत्ति अप्पहिया ॥४४॥

સસ્કૃત અનુવાદ

श्रीजिनहसमुनीश्वरराज्ये श्रीधवलचन्द्रशिष्येण
गजसारेण लिखिता, एषा विज्ञप्तिरात्महिता ॥ ४४ ॥

અન્વય સહિત પદચ્છેદ

सिरि जिणहस मुणीसर (मुणि इसर) रज्जे सिरि धवलचंद सीसेण
गजसारेण अप्प हिया एसा विन्नत्ति लिहिया ॥४४॥

શબ્દાર્થ —

सिरि=શ્રી
जिणहस=જિનહસ નામના
मुणीसर=(મુનિના ઈશ્વર) આ-ચાર્ય(ના)
रज्जे=રાજ્યમા–શાસનમા
सिरि=શ્રી
धवलचद=ધવલચદ્ર મુનિના
सीसेण=શિષ્યે
गजसारेण=ગજસાર મુનિએ
लिहिया=લખી, રચી
एसा=આ
विन्नत्ति=વિજ્ઞપ્તિ
अप्पहिया=આત્મહિતવાળી અથવા પોતાના હિતવાળી

गाथार्थ—શ્રી જિનહસ નામના આચાર્યના રાજ્યમા (શાસનમા) શ્રી ધવલચન્દ્ર મુનિના શિષ્ય શ્રી ગજસાર મુનિએ આત્માને કલ્યાણકારી અથવા પોતાનુ કલ્યાણ કરનારી આ વિજ્ઞપ્તિ (૨૪ દડકપદો દ્વારા ૨૪ જિનેશ્વરોની સ્તુતિ રૂપ વિનતિ) રચી છે ॥૪૪॥

विशेपार्थ —આ પ્રકરણના કર્તા શ્રી ગજસાર મુનિ શ્રી जिनहंससूरि નામના આચાર્યના રાજ્યમા–શાસનમા થયા છે.

શ્રી જિનહર્ષસૂરિ ખરતરગચ્છના આચાર્ય હતા, તથા શ્રી ગજસાર મુનિ શ્રી ધવલચન્દ્રમુનિના શિષ્ય હતા તેઓ સકિનપંડિત શ્રી અમયોદયગણી ની પાસે લાલન પાલન થયેલા (એટલે તેમની પાસે દીર્ઘકાળ રહેલા) હતા તે શ્રી ગજસારમુનિએજ આ દંડક પ્રકરણના સ્વરૂપમા શ્રી ૨૪ જિનેન્દ્રોની સ્તુતિ-વિજ્ઞપ્તિ-વિનતિ કરી છે અને તે વિજ્ઞપ્તિ અવશ્ય આત્મકલ્યાણકારી છે, કારણ કે ગ્રન્થરચનામા પર જીવનું કલ્યાણ ભજનીય-વિકલ્પે (અનિયત) છે અને સ્વકલ્યાણ તો અનન્ય છે, તે માટે કહ્યુ છે કે—

न भवति हि धर्म श्रोतुः, सर्वस्यैकान्ततो हितश्रवणात्
ब्रुवतोऽनुग्रहबुध्ध्या, वक्तुस्त्वेकान्ततो भवति ॥१॥

અર્થ —કલ્યાણવચનો સાભળનારી સર્વે શ્રોતાઓને ધર્મ થાયજ એવો એકાન્ત નિયમ નથી, પરન્તુ અનુગ્રહ (ઉપકાર)-બુદ્ધિવડે કલ્યાણવચનો કહેનાર વક્તાને તો ધર્મ થાયજ એનો એકાન્ત-નિયમ છે ॥૧॥ પુન પણ કહ્યુ છે કે—

अस्तु वा माऽस्तु वा बोध., परेषां कर्मयोगत.
तथापि वक्तुर्महती, निर्ज्जरा गदिता जिनै ॥२॥

અર્થ —કર્મના યોગથી અન્ય જીવોને (શ્રોતાઓને) બોધ (જ્ઞાનપ્રાપ્તિ-ધર્મપ્રાપ્તિ) થાય અથવા ન પણ થાય, પરન્તુ શ્રી જિનેશ્વરોએ બોધવચનો કહેનારને તો અવશ્ય મહા નિર્જરા થાયજ એમ કહ્યુ છે ॥૨॥

ઉપર લખેલા દંડક પ્રકરણના અર્થમા મતિદોષથી જાણે વા અજાણે જે સૂક્ષ્મ અથવા સ્થૂલ ભૂલચૂક રહી ગઇ હોય તે સજ્જનો સુધારીને વાચશો એવી અમારી ભલામણ છે

इति श्री जैनश्रेयस्करमण्डलाख्यसस्थान्तर्गतानेकधार्मिककृत्य वहृतिसचालकस्य महिसानाख्यनगरनिवासिनः श्रेष्ठिवर्यश्रीयुत वेणिचन्द्र-सुरचन्द्रस्य सत्प्रेरणात श्रीयुतानुपचन्द्रमलुकचन्द्रस्य विद्यार्थी-चदुलाल-लिखितो दडकप्रकरणविशेषार्थ.

समाप्त

॥ श्री जिनेन्द्राय नमो नम ॥

# श्रीजंबूद्वीप संग्रहणी.

અથવા

## ॥ श्री लघुसंग्रहणी प्रकरणम् ॥

अवतरण:—આ તિર્યગ્ લોકમા (મધ્ય લોકમા) રહેલા અસંખ્ય[1] દ્વીપ સમુદ્રોમા સર્વથી પહેલો જંબૂદ્વીપ નામનો દ્વીપ[2] છે તે દ્વીપમા રહેલા અનેક શાશ્વત[3] પદાર્થોના સંગ્રહને કહેનાર આ [4]જંબૂદ્વીપ સંગ્રહણી અથવા લઘુ સંગ્રહણી નામનુ પ્રકરણ છે તેના પ્રારંભમા પ્રકરણના કર્તા શ્રી હરિભદ્રસૂરિ[5] આ પહેલી ગાથાને વિષે શ્રી મહાવીર સ્વામિને નમસ્કાર કરવા રૂપ મંગલાચરણ કરીને [6]અનુબન્ધ ચતુષ્ટય કહે છે—

---

૧ અલ્પજ્ઞાનીથી જેની ગણત્રી ન થઇ શકે એટલા અનેક

૨ જેની સર્વ બાજુએ ફરતુ પાણી ફરી વળેલુ હોય એવી જમીન તે દ્વીપ અથવા બેટ કહેવાય

૩ જે પદાર્થોને કોઇએ બનાવ્યા નથી અને કોઈ કાળે વિનાશ પામવાના નથી તેવા અનાદિ કાળથી સ્વત સિદ્ધ (પોતાની મેળે બની રહેલા) એવા અકૃત્રિમ પદાર્થો તે શાશ્વત પદાર્થ કહેવાય

૪ એ નામ વાસ્તવિક નામ છે ૫ વર્તમાન સમયમા આ પ્રકરણ લઘુ સંગ્રહણીના નામથી ઓળખાય છે, અન્યથા (વર્તમાન સમયમા ભણવાના ઉપયોગમા આવતુ) જે બૃહત્સંગ્રહણી પ્રકરણ તેજ લઘુ સંગ્રહણી છે ૫ શાસ્ત્રમા યાકિનીપુત્ર તરીકે ઓળખાતા તે પ્રસિદ્ધ શ્રી હરિભદ્રસૂરિ કે આ હરિભદ્રસૂરિ બીજા છે ? તેનો સમ્યગ્ નિર્ણય જણાતો નથી

૬ અનુબન્ધ ચતુષ્ટયની સમજ વિશેષાર્થમાજ કહેવાશે

नमिय जिण सव्वन्नु जगपुज्ज जगगुरु महावीरं
जंबूदीवपयत्थे, वुच्छं सुत्ता सपरहेऊ ॥१॥

સંસ્કૃત અનુવાદ

नत्वा जिन सर्वज्ञ, जगत्पूज्य जगद्गुरु महावीर
जम्बूद्वीपदार्थान्, वक्ष्ये सूत्रात्स्वपरहेतुम् ॥१॥

અન્વય સહિત પદચ્છેદ

जिण सव्वन्नु जग पुज्ज जग गुरु महावीर नमिय
स पर हेउ जंबुद्दीव पयत्थे सुत्ता वुच्छं ॥१॥

શબ્દાર્થ —

नमिय=નમસ્કાર કરીને
जिण=જિનેશ્વરને રાગદ્વેષ જીતનારને
सव्वन्नु=સર્વજ્ઞ, સંપૂર્ણ જ્ઞાનવાળા
जगपुज्ज=ત્રણ જગતને પૂજનિક
जगगुरु=ત્રણ જગતના ગુરૂ
महावीर=શ્રી મહાવીર પ્રભુને
जंबुद्दीव=જંબૂદ્વીપમાં રહેલા
पयत्थे=પદાર્થોને
वुच्छं= કહીશ
सुत्ता=સૂત્રમાંથી ઉદ્ધરીને અથવા સૂત્રને અનુસારે
स पर=પોતાના તથા પરના (બીજાના)
हेऊ=(કલ્યાણને) અર્થે, માટે

ગાથાર્થ—જેણે સર્વ રાગદ્વેષ જીત્યા છે, એવા અને (તેથી) સંપૂર્ણ જ્ઞાનવાળા, (અને તેથી) ત્રણ જગતમાં અત્યંત પૂજનિક થયેલા અને (તે કારણથીજ) ત્રણ જગતના ગુરૂ-સ્વામી શ્રી મહાવીર પ્રભુને નમસ્કાર કરીને પોતાના ( મારા ગ્રંથકર્તાના ) અને પરના (બીજા જીવોના કલ્યાણ અર્થે અથવા જ્ઞાનપ્રાપ્તિને) અર્થે આ જંબૂદ્વીપમાં રહેલા પદાર્થો (શાશ્વત પદાર્થો) હું સિદ્ધાન્તમાંથી ઉદ્ધરીને અથવા સિદ્ધાંતને અનુસારે કહીશ ॥૧॥

વિશેષાર્થ —આ તીર્છા લોકમાં (મધ્ય લોકમાં) અસંખ્યાત દ્વીપ અને અસંખ્યાત સમુદ્ર છે તે સર્વેમાં પહેલો અને સર્વના મધ્ય ભાગમાં તથા તે અસંખ્ય દ્વીપ સમુદ્રો વડે વીંટાયલો અને થાળી સરખા ગોળ આકારવાળો આ જંબૂદ્વીપ નામનો પહેલો દ્વીપ

છે કે જેમા આપણે રહીએ છીએ જબુદ્વીપની ચારે બાજુએ (સર્વ બાજુએ) ફેરતુ લવણ સમુદ્રનુ પાણી છે, તેથી દ્વીપ કહેવાય છે, અને આ દ્વીપમા જબૂવૃક્ષ નામનુ એક મહાવૃક્ષ અને આ-ગપાસ બીજા અનેક નાના મોટા ( ૧૨૦૫૦૧૨૦ ) જબૂવૃક્ષોનુ બનેલુ એક મોટુ જબૂવન છે, તે વન અને વનમાના સર્વે જબૂવૃક્ષો શાશ્વત છે તેથી, અને દ્વીપનો અધિષ્ઠાતા અનાદૃત નામનો (અધિ-પતિ-નાયક) દેવ તે મુખ્ય મહા જબૂવૃક્ષ ઉપર વસે[1] છે, તેથી આ દ્વીપનુ નામ જબૂદ્વીપ પ્રસિદ્ધ થયેલુ છે તે જબૂદ્વીપમા રહેલા શાશ્વત પદાર્થોનો કઇક (અલ્પ) સગ્રહ અથવા સ્વરૂપ આ પ્રકરણમા કહેવાનુ છે, માટે આ પ્રકરણનુ નામ જબૂદ્વીપ સગ્રહણી છે ત્યા આ પ્રકરણના કર્તા શ્રી હરિભદ્રસૂરિ મહારાજ સદાકાળથી ચાલતી આવેલી આર્ય મહાપુરૂષોની નીતિ ( પદ્ધતિ રીતિ) પ્રમાણે પ્રકરણના પ્રારભમા પ્રથમ ઇષ્ટદેવ શ્રી મહાવીર સ્વામીને નમસ્કાર કરવા રૂપ મગલાચરણ કરે છે તે આ પ્રમાણે—

## ॥ મગલાચરણ ॥

આ ગાથામા नमिय जिण सव्वन्नु, जगपुज्ज जगगुरु महावीर એ વાકયથી શ્રી મહાવીર પ્રભુનુ મગલાચરણ કર્યુ છે ત્યા जिण, सव्वन्नु, जगपुज्ज અને जगगुरु એ ૪ વિશેષણો વડે શ્રી મહાવીર પ્રભુના ૪ અતિશય[2] દર્શાવ્યા છે તે આ પ્રમાણે—

૧ जिण (એટલે રાગ દ્વેષ આદિ અતરગ શત્રુને જીતનાર-જીતેલા હોનાથી શ્રી મહાવીર પ્રભુ જિન-જિનેશ્વર કહેવાય ) એ પદથી પ્રભુનો [3]અપાયાપગમ અતિશય સૂચવ્યો

૨ सव्वन्नु ( એટલે સર્વ ભાવના-પદાર્થના જાણ હોવાથી

૧ આ દ્વીપમા જબૂવૃક્ષના વન સરખુ શાલ્મલીવૃક્ષનુ પણ વન છે પરન્તુ આ દ્વીપના અધિષ્ઠાયક દેવનો નિવાસ તે શાલ્મલીવૃક્ષ ઉપર નથી પરન્તુ જબૂવૃક્ષ ઉપર જ છે માટે જબૂદ્વીપ નામ છે અથવા એ શાશ્વત નામ છે

૨ સર્વોત્કૃષ્ટ આશ્ચર્યકારી આત્મલબ્ધિ તે અતિશય

૩ અતરગ શત્રુઓને જીતવાથી અપાય-ભાવકષ્ટનો અપગમ સર્વથા નાશ તે રૂપ અતિશય=સર્વોત્કૃષ્ટ આશ્ચર્યજનક આત્મશક્તિ

શ્રી મહાવીર પ્રભુ સવત્ર કહેવાય) એ પદથી પ્રભુનો જ્ઞાનાતિશય સૂચવ્યો

૩ જગપુજ્ઞ (ત્રણે જગતના જીવોને પૂજનિક હોવાથી શ્રી મહાવીર પ્રભુ જગત્પૂજ્ય કહેવાય) એ પદથી પ્રભુનો પૂજા અતિશય સૂચવ્યો

૪ જગગુરુ [=જગતના ચરાચર (સ્થાવર[1] અને જગમ) ભાવોને કહેનાર[2] હોવાથી શ્રી મહાવીર પ્રભુ જગદ્ગુરુ કહેવાય] એ પદથી પ્રભુનો વચન અતિશય સૂચવ્યો

એવા ૮ વિશેષણવાળી ૪ અતિશયવાળા શ્રી મહાવીર એટલે મહાવીર પ્રભુ કે જેમનુ શાસન (ધર્મ-આજ્ઞા) ચાલુ કાળમા (વર્ત્તમાન કાળમા) પ્રવર્તી રહ્યુ છે તેમને નમિય એટલે મન વચન કાયાની નમસ્કાર કરીને (જબૂદ્વીપના પદાર્થોનુ સ્વરૂપ કહીશ)

## ॥ અનુબન્ધ ચતુષ્ટય ॥

પુન દરેક ગ્રથમા [3]અભિધેય-અધિકારી-સબધ-અને પ્રયોજન એ ચાર અનુબધ કહેવાની સર્વ ગ્રથકર્ત્તાઓની રીતી (પદ્ધતિ-રીતિ) પ્રમાણે આ ગ્રથમા પણ અભિધેય-સબધ-અને પ્રયોજન તો સ્પષ્ટ રીતે કહેલા છે અને અધિકારી અધ્યાહારથી જાણવા યોગ્ય છે તે આ પ્રમાણે—जबूद्दीव पयत्थे वुच्छ ( એટલે જબૂદ્વીપના પદાર્થો કહીશ) એ વાક્યથી અભિધેય અનુબધ[4] કહ્યો (અર્થાત્ આ ગ્રથમા શુ વિષય કહેવાનો છે તે સૂચવ્યુ) તથા તે જબૂદ્વીપના પદાર્થો પણ મારી પોતાની બુદ્ધિવડે કલ્પના કરીને નહિં પરતુ સુત્તા એટલે શ્રી [5]ગણધરાદિ મહાન્ જ્ઞાની આચાર્યોએ રચેલા—

---

૧ चर એટલે જગમ અર્થાત્ ચૈતન્યવાળા પદાર્થ, અને अचर એટલે સ્થાવર-જડ પદાર્થો

૨ गृणाति=कथयति (કહે) તે ગુરુ એવી વ્યુત્પત્તિ હોવાથી

૩ એ અભિધેય આદિ ચારેના અર્થ ચાલુ વિષયમાજ કહેવાશે

૪ ગ્રથના પ્રારભમા કહેવા યોગ્ય વક્તવ્ય ૫ શ્રી તીર્થંકર પ્રભુના પ્રથમ શિષ્ય કે જેઓ દ્વાદશાગ શ્રુતજ્ઞાનની રચના કરે છે તે ગણધર કહેવાય.

કહેલા મૂત્ર-સિદ્ધાન્તને અનુસારે કહીશ, એ વાકયથી-પદથી ×સબ-ન્ધ અનુબન્ધ સૂચવ્યો [ એટલે આ પ્રકરણનો અર્થ સર્વજ્ઞની અવિચ્છિન્ન (અખંડ) પરપરાથી ચાલ્યો આવે છે એમ દર્શાવ્યુ ] તથા મપરહેઉ (એટલે આ ગ્રંથ મારા પોતાના જ્ઞાનાદિકની પ્રાપ્તિ અર્થે તેમજ બીજા પણ ભવ્ય જીવોને જ્ઞાનાદિકની પ્રાપ્તિ થાય તે અર્થે કહીશ, એ વાકયથી ¹પ્રયોજન અનુબન્ધ સૂચવ્યો ( એટલે ગ્રંથ રચવાનુ કારણ શુ ? તે કહ્યુ) એ ૩ અનુબન્ધ ગાથામાં સ્પષ્ટ કહ્યા છે, અને ગ્રંથ ભણવાના અધિકારી જમ્બૂદ્વીપના પદાર્થો જાણવાની જિજ્ઞાસા (ઈચ્છા) વાળા ભવ્ય જીવો છે, એમ અધિકારી અનુબન્ધ ગાથામા નથી કહ્યા તોપણ અર્થાપત્તિથી જાણવો ॥૧॥

## ॥ જમ્બૂદ્વીપનુ પ્રમાણ ॥

જમ્બૂદ્વીપની લબાઈ તથા પ્હોળાઈ બન્ને (=વ્યાસ) ૧૦૦૦૦૦ (એક લાખ)યોજન છે, ઊચાઈ ²૯૯૦૦૦ યોજન છે, અને ઉંડાઈ ³૧૦૦૦ યોજન છે, જેથી જાડાઈ પણ ૧૦૦૦૦૦ યોજન પ્રમાણ જાણવી

## ☞ દિશાઓ સબધિ સૂચના.

આ પ્રકરણમા (તેમજ શાસ્ત્રોમા પ્રાય ઘણા સ્થાને ક્ષેત્ર સબધિ વર્ણનમા) દિશાઓનો ક્રમ ક્ષેત્ર⁴દિશાની અપેક્ષાએ

× એ ગુરુ પરપરા રૂપ સબધ જાણવો, અને વાચ્ય વાચકાદિ ૩ પ્રકારના સબધ તો આ ગ્રંથ વાચક સાધન અને ઉપાય રૂપ છે અને જમ્બૂદ્વીપના પદાર્થોનુ જ્ઞાન અથવા અન્તિમ લક્ષ્ય મોક્ષ તે વાચ્ય સાધ્ય અને ઉપેય છે એ રીતે ૪ પ્રકારનો સબધ અનુબધ જાણવો

૧ આ પ્રયોજન અનુબન્ધના સ્થાને શ્રી જમ્બૂદ્વીપ સગ્રહણીની વૃત્તિમા સંબંધ અનુબન્ધ કહ્યો છે

૨ મેરૂ પર્વતની ઊચાઈની અપેક્ષાએ ૩ અધોગ્રામની અપેક્ષાએ અથવા મેરૂ પર્વતની ઉંડાઈની અપેક્ષાએ પણ એ ઉંડાઈ જાણવી

૪ કોઇ પણ ક્ષેત્રને અંગે જમ્બૂદ્વીપના *વિજય દરવાજા તરફની દિશા* તે પૂર્વ દિશા વિજયત દ્વાર તરફની દક્ષિણ જયન્તદ્વાર તરફની પશ્ચિમ અને અપરાજિત દ્વાર તરફની દિશા તે ઉત્તર દિશા ગણવી તે ક્ષેત્રદિશિ કહેવાય, કારણ કે મેરૂની મધ્યના આઠ રુચક પ્રદેશોથી દિશાઓ સબંધિ આકાશપ્રદેશની પંક્તિઓ એ ક્રમથીજ નીકળી છે

ગણેલ છે, પરન્તુ દરેક ક્ષેત્રમાં તે તે ક્ષેત્રની પૂર્વાદિ સૂર્ય દિશાઓ પ્રમાણે ગણ્યો નથી, જેથી ઐરાવતની પૂર્વ દિશા તે (ભરતક્ષેત્રની અથવા ક્ષેત્રદિશિની અપેક્ષાએ) પશ્ચિમ દિશા, અને ઐરાવતની પશ્ચિમ દિશા તે ભરતક્ષેત્રની તથા ક્ષેત્રદિશિની અપેક્ષાએ પૂર્વ દિશા તરીકે શાસ્ત્રમાં ગણી છે તેથી આ પ્રકરણમાં પણ તેમજ જાણવો

મેરુથી દક્ષિણના ભરતાદિ ક્ષેત્રની ક્ષેત્રદિશા અને સૂર્યદિશા બન્ને એક સરખી છે, પરન્તુ મેરુથી ઉત્તરના ઐરાવતાદિ ક્ષેત્રોમાં સૂર્યદિશા ક્ષેત્રદિશાથી જૂદી પડે છે, અને તેથી જ દિશાનો ક્રમ ઉપર કહ્યા પ્રમાણે છે

---

अवतरण —હવે જમ્બૂદ્વીપમાં કયા કયા શાશ્વત પદાર્થો કહે વાના છે તે પદાર્થોના નામ આ બીજી ગાથામાં કહેવાય છે—

**खंडा जोयण वासा, पव्वय कूडा य तित्थ सेढीओ,**
**विजय द्दह सलिलाओ, पिंडेसिं होइ संघयणी ॥२॥**

સંસ્કૃત અનુવાદ

खण्डानि योजनवर्षाणि, पर्वतकूटाश्च तीर्थश्रेणयः
विजयद्रहसलिलाः, पिंड एतेषां भवति संग्रहणी ॥२॥

અન્વય સહિત પદચ્છેદ

ગાથાવત્ સુગમ છે—પરંતુ एसिं पिंड संघयणी होइ इति

શબ્દાર્થ —

| | |
|---|---|
| खंडा=ખંડ, વિભાગ | विजय=વિજય, છ ખંડનો દેશ |
| जोयण=યોજન | द्दह=દ્રહ, સરોવર |
| वासा=વર્ષો-ક્ષેત્રો | सलिलाओ=નદીઓ |
| पव्वय=પર્વતો | पिंड=પિંડ, સંગ્રહ, સમૂહ |
| कूडा=કૂટ-શિખરો | एसिं=એ ૧૦ પદાર્થોનો |
| य=અને, તથા | होइ=છે |
| तित्थ=તીર્થ | संघयणी=સંગ્રહણી |
| सेढिओ=શ્રેણિઓ | |

ગાથાર્થ—ખડ, યોજન, ક્ષેત્ર, પર્વતો, કૂટ તથા તીર્થ, શ્રેણિઓ, વિજયો, સરોવરો અને નદીઓ એ ૧૦ પદાર્થોનો સગ્રહ (આ પ્રકરણમા કહેવાનો છે માટે આ ગ્રથનુ નામ) તે સગ્રહણી પ્રકરણ કહેવાય છે ॥૨॥ (એ ૧૦ પદાર્થો તે આ પ્રકરણમા ૧૦ દ્વાર તરીકે જાણવા)

વિશેષાર્થઃ—એ ખડ આદિ ૧૦ પદાર્થોનુ કિંચિત્ સ્વરૂપ આ પ્રમાણે—

૧ खड—ભરતક્ષેત્ર અથવા ઐરાવત ક્ષેત્ર જેવડો વિભાગ તે +ખડ તેવા કેટલા ખડપ્રમાણનો આ જબૂદ્વીપ છે? તે કહેવાશે (સંક્ષિપ્ત ઉત્તર—૧૯૦ ખડપ્રમાણનો)

૨ योजन—૧ યોજન લાબો અને ૧ યોજન પ્હોળો એવો ભૂમિનો સમચોરસ ટુકડો તે યોજન જબૂદ્વીપની ભૂમિ તેવા કેટલા સમચોરસ પ્રમાણની છે? તે આ પ્રકરણમા કહેવાશે (ઉત્તર-૭૯૦૫૬૯૪૧૫૦ યોજનથી અધિક)

૩ वर्ष—વર્ષ એટલે મનુષ્યની વસતિવાળા ક્ષેત્ર જબૂદ્વીપમા તેવા ક્ષેત્ર કેટલા છે? તે કહેવાશે (ઉત્તર-૭)

૪ पर्वत—જબૂદ્વીપમા પર્વતો કેટલા છે? તે કહેવાશે (ઉત્તર-૨૬૯)

૫ कूट—પર્વતના શિખરો તે ગિરિકૂટ, અને ભૂમિ ઉપર રહેલા શિખરની આકૃતિવાળા પર્વત તે ભૂમિકૂટ તે જબૂદ્વીપમા કેટલા છે તે કહેવાશે (ઉત્તર-૪૬૭ અને ૫૮)

૬ तीर्थ—જેને જીતવા માટે ચક્રવર્તિઓને અને વાસુદેવોને જળમાં ઉતરવુ પડે છે, એવા જળમા રહેલા દેવસ્થાનો તે તીર્થ કહેવાય તેવા તીર્થ આ જબૂદ્વીપમા કેટલા છે? તે કહેવાશે (ઉત્તર-૧૦૨)

૭ श्रेणि—વૈતાઢ્ય પર્વતો ઉપર રહેલી વિદ્યાધરોના નગરની પક્તિઓ તથા સૌધર્મેન્દ્ર અને ઈશાનેન્દ્રના લોકપાલના આભિયોગિક (સેવક) દેવોના નગરની પક્તિઓ તે શ્રેણિ કહે-

+ અહિં ભરત જેવડો ખડ તે ભરતક્ષેત્રની પ્હોળાઈ જેવડો જાણવો, પરન્તુ ભરતક્ષેત્રની લબાઈ જેવડો ખડ ન જાણવો

વાય જમ્બૂદ્વીપમા તેવી શ્રેણિઓ કેટલી છે તે કહેવાશે (ઉત્તર-૬૮ અને ૬૮ કુલ ૧૩૬)

૮ विजय—ચક્રવર્તિઓને જીતના યોગ્ય ૬-૬ ખડનાગા ક્ષેત્ર તે વિજય જમ્બૂદ્વીપમા તેના વિજયક્ષેત્ર કેટલા છે તે કહેવાશે (ઉત્તર—૩૪)

૯ द्रह—દ્રહ એટલે સરોવર તે જમ્બૂદ્વીપમા કેટલા છે? તે કહેવાશે (ઉત્તર—૧૬)

૧૦ नदी—જમ્બૂદ્વીપમા સર્વ નદીઓ કેટલી હોય? તે કહેવાશે (ઉત્તર—×૧૪૫૬૦૦૦) ॥ ૨ ॥

---

अवतरण.—પૂર્વગાથામા કહેલા ૧૦ દ્વારોમાથી પ્રથમ खण्डद्वार અહિં ત્રીજી ચોથી અને પાચમી એ ત્રણ ગાથાઓવડે કહેવાશે, ત્યા પ્રથમ જમ્બૂદ્વીપ કેટલા ખડ પ્રમાણનો છે? અને તે કેવી રીતે? તે સબધ આ ત્રીજી ગાથામા કહે છે —

**णउअसय खडाणं, भरहपमाणेण भाइए लरके**
**अह्वा णउअसयगुण, भरह्पमाण हवइ लरक ॥३॥**

સસ્કૃત અનુવાદ

नवति(त्यधिक) शत खडानां, भरतप्रमाणेन भाजिते लक्षे
अथवा नवति (त्यधिक) शतगुण, भरतप्रमाणं भवति लक्षं ॥ ३ ॥

અન્વય સહિત પદચ્છેદ

लरके भरह पमाणेण भाइए, णउअ सय खंडाण
अह्वा भरह पमाण णउय सय गुण लरक हवइ ॥ ३ ॥

---

× એ ૧૪૫૬૦૦૦ નદીઓમા ભરત-ઐરવત ક્ષેત્રમાની કુલ ૫૬૦૦૦ પરિવાર નદીઓ અશાશ્વતી છે અને શેષ સર્વ નદીઓ શાશ્વતી છે ભરત ઐરાવતની બે બે મહાનદી તો શાશ્વતીજ છે ગેઠ ૯ પદાર્થોની કુલ સખ્યા શાશ્વત છે

શબ્દાર્થ —

णउअ=નેવુ અધિક
सय=સો
खंडाण=ખડ
भरह=ભરતના
पमाणेण=પ્રમાણવડે
भाइय=ભાગ્યે છતે, ભાગતા,
लक्खे=એક લાખ (યોજન) ને
अहवा=અથવા
नउअसय= એક સો નેવુ (વડે)
गुण=ગુણેલુ, ગુણતા
भरह=ભરતક્ષેત્રનુ (ના)
पमाण=પ્રમાણ, પ્રમાણને
हवइ=થાય છે
लक्ख=એક લાખ યોજન

गाथार्थ—ભરતના પ્રમાણવડે (=૫૨૬ યોજન ૬ કળાવડે), જબૂદ્વીપના ૧ લાખ યોજન (વિસ્તાર) ને ભાગતા ૧૯૦ ખડ-વિભાગ આવે છે અથવા ભરતના પ્રમાણને ૧૯૦ વડે ગુણતા (પણ) ૧ લાખ યોજન પ્રાપ્ત થાય છે ॥ ૩ ॥

विशेपार्थ—આ જબૂદ્વીપમા સર્વથી ન્હાનામા ન્હાના ક્ષેત્ર ભરતક્ષેત્ર અને ઐરવતક્ષેત્ર એ ૨ છે, અને તે ૫૨૬ યોજન ૬ કળા પ્રમાણના છે ત્યા જબૂદ્વીપ કેવડો મોટો છે? તે એ ન્હાનામા ન્હાના ક્ષેત્રની ઉપમાથી અહિં સમજાવવાનો છે, માટે જબૂદ્વીપને ભરતક્ષેત્ર અથવા ઐરવતક્ષેત્રમાના કોઈપણ એક ક્ષેત્ર સાથે અહિં સરખાવ્યો છે, અને તે સરખામણીમાં જબૂદ્વીપને ૧૯૦ ખડ જેવડો એટલે ૧૯૦ ભરતક્ષેત્ર જેવડો મોટો કહ્યો છે હવે તે કેવી રીતે? તેનુ કારણ ગાથામા કહે છે કે—જબૂદ્વીપનો વિસ્તાર ૧ લાખ યોજન છે, અને ભરતક્ષેત્રનુ પ્રમાણ ૫૨૬ યોજન ૬ [1]કળા છે, તેથી તે ૧ લાખ યોજનને ૫૨૬ યોજન ૬ કળાવડે [2]ભાગીએ તો જબૂદ્વીપ ૧૯૦ ખડ પ્રમાણનો થાય છે અથવા બીજી રીતે વિચાર કરીએ તો ભરતક્ષેત્રના વિસ્તારને (પ્રમાણને) ૧૯૦ થી [3]ગુણીએ તો ૧ લાખ યોજન આવે છે, માટે ખાત્રી થાય છે કે જબૂદ્વીપ ભરતક્ષેત્ર જેવડા ૧૯૦ ખડ પ્રમાણનો છે ॥ ૩ ॥

૧ એક યોજનનો ૧૯મો ભાગ તે કળા કે, માટે એક યોજનના ૧૯ ભાગ કરીએ તેના ૬ ભાગ તે ૬ કળા કહેવાય

૨ અહિં ભાગાકાર કરવાની સુગમતા માટે પ્રથમ ૫૨૬ યોજન ૬

अवतरणः—પૂર્વગાથામા જંબૂદ્વીપ ૧૯૦ ખડ પ્રમાણનો કહ્યો, ત્યા જંબૂદ્વીપમા કયુ સ્થાન કેટલા ખડ પ્રમાણનું છે? તે દર્શાવવા પૂર્વક પણ ૧૯૦ ખડ સપૂર્ણ કહેવાય છે જંબૂદ્વીપના ૧૯૦ ખડ જાણવાની આ ત્રીજી રીતિ

*अहवेगखड भरहे, दो हिमवंते अ हेमवइ चउरो
अट्ठ महाहिमवंते, सोलस खडाइ हरिवासे ॥ ४ ॥

કળાની સર્વ કળા કરવી અને ૧૯૦ યોજનની પણ કળા કરવી અને ત્યાર બાદ ભાગાકાર કરવો ત્યા પ્રથમ પ૨૬ યોજનની કળાઓ કરવાને પ૨૬ને ૧૯ વડે ગુણતા (પ૨૬×૧૯=) ૯૯૯૪ કળા આવી તેમા પ્રથમની ૬ કળા મેળવતા ૧૦૦૦૦ (દશ હજાર) કળા ભરતક્ષેત્રનું પ્રમાણ આવ્યુ ત્યાર બાદ જંબૂદ્વીપ ૧ લાખ યોજનનો છે તેની કળા કરવાને ૧ લાખને ૧૯ વડે ગુણતા (૧૦૦૦૦૦×૧૯=) ૧૯૦૦૦૦૦ (ઓગણીસ લાખ) કળા આવી તેને ભરતક્ષેત્રની ૧૦૦૦૦ કળા વડે ભાગતા ૧૯૦ જવાબ આવ્યો માટે ભરતક્ષેત્રથી જંબૂદ્વીપ ૧૯૦ ગણો મોટો થયો

અક સ્થાપના આ પ્રમાણે—

| | | |
|---|---|---|
| પ૨૬ યોજન | -૬ કળા | ૧૯)૧૧૪૦(૬૦ |
| × ૧૯૦ | -૧૯૦ | ૧૧૪૦ |
| =૯૯૯૪૦ | -૧૧૪૦ | ૦૦૦૦ |
| યોજન | કળા | |

૯૯૯૪૦ યોજન
+૬૦ યોજન

૧૦૦૦૦૦ યોજનનો જંબૂદ્વીપ થયો

—સૂચના—

અહિ × એ ગુણાકારનું ચિન્હ + એ સર્વાળાનું ચિન્હ — એ બાદબાકીનું અથવા અધિકનું ચિન્હ - એ ભાગાકારનું ચિન્હ, = એ જવાબનું ચિન્હ આ પ્રકરણના ગણિતમા ક્રમશે પ્રસંગે આવશે માટે ધ્યાનમા રાખવુ

* વર્તમાનમા अहखिगखंडे भरहे એવો પાઠ પ્રસિદ્ધ છે, પરન્તુ જંબૂ૦ પ્ર૦ વૃત્તિના આધારે अहवेग खड भरहे પાઠ છે

वत्तीस पुण निसढे, मिलिया तेसट्ठि वीयपासेऽवि
चउसट्ठी उ विदेहे, तिरासिपिंडे उ णउअसयं ॥ ५ ॥

संस्कृत અનુવાદ

अथवैकखड भरते, द्वे हिमवति च हैमवते चत्वारः
अष्टौ महाहिमवते, पोडश खडानि हरिवर्षे ॥ ४ ॥

द्वात्रिंशत् पुनर्निषधे, मिलितास्त्रिपष्टिर्द्वितीयपार्श्वेऽपि
चतुःपष्टिस्तु विदेहे, त्रिराशिपिंडे तु नवति (त्यधिक)शत ॥५॥

અન્વય સહિત પદચ્છેદ

अहवा भरहे एग खंड, हिमवते दो अ हेमवइ चउरो
महाहिमवते अट्ठ, हरिवासे सोलस खडाइ ॥ ४ ॥

पुण निसढे वत्तीसं, मिलिया तेसट्ठि वीय पासे अवि
उ विदेहे चउसट्ठी, तिरासि पिंडे उ णउय सय ॥ ५ ॥

શબ્દાર્થ ૪ થી ગાથાનો

अहव=અથવા
एग=એક
खड=ખંડ
भरहे=ભરતક્ષેત્રમાં (ના)
दो=બે ખંડ
हिमवते=હિમવંત પર્વતમાં(ના)
अ=અને
हेमवइ=હિમવંતક્ષેત્રમાં (ના)
चउरो=ચાર ખંડ
अट्ठ=૮ ખંડ
महाहिमवते=મહાહિમવંત પર્વતમાં (ના)
सोलस=સોળ
खडाइ=ખંડ
हरिवासे=હરિવર્ષક્ષેત્રમાં

શબ્દાર્થ ૫ મી ગાથાનો

| | |
|---|---|
| वत्तीस=બત્રીસખ ડ | चउसट्ठी=ચોસઠ ખ ડ |
| पुण=વળી | उ=વળી |
| निसढे=નિષધપર્વતમાના | विदेहे=મહાવિદેહક્ષેત્રમા(ના) |
| मिलिया=સર્વમળીને | ति=ત્રણ |
| तेसट्ठी=ત્રેસઠ ખ ડ | रासि=રાશિ, અ ઃ=સમૂહ |
| बीय=બીજી-સ્હામી | पिंडे=એકઠા કરતા |
| पासे=બાજુએ | उ=વળી (અથવા છદ પૂર્તિ માટે) |
| अवि=પણ | णउअसय=એકસો નેવુ |

**ગાથાર્થઃ**—અથવા ભરતક્ષેત્રમા (ભરતક્ષેત્રનો) ૧ ખડ, ક્ષુલ્લ (લઘુ) હિમવતપર્વતના ૨ ખડ, તથા હિમવત ક્ષેત્રના ૪ ખડ, મહાહિમવત પર્વતના ૮ ખડ, હરિવર્ષ ક્ષેત્રના ૧૬ ખડ ॥૪॥ વળી નિષધપર્વતના ૩૨ ખડ, એ પ્રમાણે સર્વ મળીને ૬૩ ખડ (જેમ એક બાજુના ગણ્યા તેમ) બીજી સ્હામી બાજુએ પણ (૬૩ ખડ છે), તથા મહાવિદેહ ક્ષેત્રના ૬૪ ખડ છે તેથી એ ત્રણે રાશિને (૬૩+૬૩+૬૪ ને) એકત્ર કર્યાથી ૧૯૦ ખડ (પ્રમાણનો જબૂદ્વીપ) થાય છે ॥૫॥ इति १ खड द्वारम ॥

**विशेषार्थ**—ગાથાર્થમા કહ્યા પ્રમાણે ત્રીજી રીતે પણ જબૂદ્વીપ ૧૯૦ ખડ પ્રમાણનો ગણ્યો ત્યા ભરતક્ષેત્ર તરફના ૬૩ ખડ ગાથામા (અથવા ગાથાર્થમા) ગણ્યા છે, અને સ્હામી બાજુના ૬૩ ખડ નામપૂર્વક નથી ગણ્યા તે આ પ્રમાણે— [1]ઐરાવતક્ષેત્ર ૧ ખડપ્રમાણનો શિખરી પર્વત ૨ ખડ પ્રમાણનો, હિરણ્યવત ક્ષેત્ર ૪ ખડ પ્રમાણનુ, રૂક્મિપર્વત ૮ ખડ પ્રમાણનો, રમ્યકક્ષેત્ર

૧ અહિ અનુક્રમે ગણતાં ક્ષેત્ર અને પર્વતો બન્ને બાજુએ જબૂદ્વીપમા જે ક્રમથી રહ્યા છે તે ક્રમ પૂર્વકજ ગણેલા છે, અને એ ક્ષેત્રો તથા પર્વતો એટલા એટલા ખડ પ્રમાણનાજ પ્હોળાઇવાળા છે એમ જાણવુ કારણ કે ખડનુ પ્રમાણ લબાઇના ધોરણપર નથી પરન્તુ પ્હોળાઇના ધોરણપર છે

૧૬ ખડ પ્રમાણનું અને નીલવતપર્વત ૩૨ ખડ પ્રમાણનો, એ પ્રમાણે ઐરવતક્ષેત્ર તરફના અનુક્રમે (૧+૨+૪+૮+૧૬+૩૨=) ૬૩ ખડ થયા, માટે બે બાજુના ૬૩+૬૩ ખડમા મધ્યવર્તી (મધ્યમા રહેલા) મહાવિદેહના ૬૪ ખડ મેળવતા ૧૯૦ ખડ પ્રમાણનો આ જબૂદ્વીપ છે ॥ ૪ ॥ ॥ ૫ ॥ इति १ खडद्वारम ॥

---

अवतरण—પૂર્વે પ્હેલુ ખડદ્વાર કહ્યા બાદ હવે આ ૬-૭-૮-૯-૧૦ એ પાચ ગાથાઓ વડે બીજુ ક્ષેત્રફળ રૂપ योजनद्वार કહેવાય છે ત્યા ક્ષેત્રફળનો યોજન કેવા પ્રકારનો ગણવાનો છે? અને તે ક્ષેત્રફળના યોજન કયા પ્રકારના ગણિતથી ગણી શકાય છે? તે બે વાત આ ૬ ટ્ઠી ગાથામા દર્શાવે છે—

जोयणपरिमाणाइ, समचउरसाइ इत्थ खंडाइं
लरकस्स य परिहीए, तप्पायगुणे य ×हुंतेव ॥६॥

સંસ્કૃત અનુવાદ

योजनप्रमाणानि समचतुरस्राण्यत्र खडानि
लक्षस्य च परिधेस्तत्पादगुणिते च भवन्त्येव ॥ ६ ॥

અન્વય સહિત પદચ્છેદ

इत्थ जोयण परिमाणाइ समचउरसाइ खडाइ
य लक्खस्स परिहीए त प्पाय गुणे हुंति एव ॥ ६ ॥

શબ્દાર્થ

जोयण=એક યોજનના
परिमाणाइ=પ્રમાણવાળા
समचउरसाइ=સમચોરસ
इत्थ=અહિં -જબૂદ્વીપમા
खडाइ=ખડ, જમીનના કકડા
लरकस्स=લાખયોજનના
य=અને
परिहीए=પરિધિને
त=તે (લાખયોજન) ના
प्पाय=ચોથાભાગ વડે
गुणे=ગુણાકાર કર્યે છતે
य=(છદપૂર્તિ માટે)
हुति=થાય
एव=જ

---

× हुतेवને સ્થાને તે हुति પણ પાઠ છે

गाथार्थः—આ જમ્બૂદ્વીપના એકેક યોજનના પ્રમાણવાળા સમચોરસ ખડ (કેટલા થાય? એમ જાણવુ) તે योजनद्वार એટલે क्षेत्रफल द्वार કહેવાય, અને તે (જમ્બૂદ્વીપના निस्ताररूप) ૧ લાખ યોજનના પરિધિને લાખના ચોથા ભાગ વડે ગુણતાજ પ્રાપ્ત થાય છે ॥૬॥

विशेषार्थः—ગાથાર્થવત્ સુગમ છે

---

अवतरणः—પૂર્વ ગાથામા "લાખયોજનના પરિધિને લાખ યોજનના ચોથા ભાગે ગુણતા જમ્બૂદ્વીપના સમચોરસ યોજનનુ ગણિતપદ પ્રમાણ આવે એમ કહ્યુ, ત્યા લાખ યોજનનો અગર ગમે તેટલા વ્યાસવાળી ગોળ વસ્તુનો પરિધિ (=ઘેરાવો) કેવી રીતે કાઢવો? તેની રીત પણ આ ૭ મી ગાથામા દર્શાવે છે—

**विक्खंभवग्गदहगुण—करणी वट्टस्स परिरओ होइ**
**विक्खभपायगुणिओ, परिरओ तस्स गणियपयं ॥ ७॥**

સસ્કૃત અનુવાદ

विष्कुभवर्गदशगुणकरणिवत्तस्य परिरयो भवति
विष्कभपादगुणित' परिरयस्तस्य गणितपदम् ॥ ७ ॥

અન્વય સહિત પદચ્છેદ

विरखभ वग्ग दह गुण करणी वट्टस्स परिरओ होइ
परिरओ विरखभ पाय गुणिओ तस्स गणियपय ॥ ७ ॥

શબ્દાર્થ —

विरकम=વિષ્કભના (વ્યાસના)
वग्ग=વર્ગને
दह=દશવડે
गुण=ગુણાકાર કરી
करणी=વર્ગમૂળ કરતા
वट्टस्स=વૃત્ત (ગોળ) વસ્તુનો
परिरओ=પરિધિ(ઘેરાવો)
होइ=થાય છે
विरकम=વિષ્કભના
पाय=ચોથાભાગવડે
गुणिओ=ગુણેલો, ગુણતા
परिरओ=પરિધિ, પરિધિને
तस्स=તે વૃત્ત પદાર્થનુ
गणियपय=ગણિતપદ, ક્ષેત્રફળ

ગાથાર્થઃ—(વૃત્ત પદાર્થના) વ્યાસનો વર્ગ કરી (તે વર્ગને) ૧૦ વડે ગુણીને તેનું વર્ગમૂળ કાઢે તો તે વૃત્તપદાર્થનો પરિધિ આવે છે, અને તે પરિધિને પુન વિષ્કભના-વ્યાસના ચોથા ભાગ વડે ગુણે તો તે વૃત્ત પદાર્થનું ગણિતપદ (=ક્ષેત્રફળ) આવે છે ॥ ૭ ॥

વિશેષાર્થઃ—ગાથાર્થવત્ સુગમ છે, પરન્તુ વ્યાસ આદિ શબ્દના અર્થ આ પ્રમાણે

સૂચના (ગણિતની પરિભાષા સબધિ)

આ પ્રકરણમા વારવાર ગણિતપરિભાષાના જે શબ્દો આવે છે તે શબ્દોનો ભાવાર્થ અહિં પ્રથમથીજ સમજી લેવો યોગ્ય છે—

विष्कभ—વૃત્ત (ગોળ) પદાર્થની લબાઇ અને પ્હોળાઇ બન્ને સરખીજ હોય છે, તે સરખી લબાઈ પ્હોળાઇને विष्कभ, વ્યાસ અથવા वृत्तविष्कभ કહેવામા આવશે, અને ચોરસ વસ્તુની કેવળ પ્હોળાઈનેજ વિષ્કભ કહેવામા આવે છે પરન્તુ લબાઇને નહિં

वर्ग—બે સરખી સખ્યાનો ગુણાકાર તે વર્ગ કહેવાય જેમ ૪ નો વર્ગ (૪ × ૪ =) ૧૬ અથવા ૨૫ નો વર્ગ (૨૫×૨૫) ૬૨૫

करणि (वर्गमूळ)—કોઈપણ સખ્યા કઇ બે સરખી સખ્યાના ગુણાકાર જેટલી છે ? એવી તેની મૂળસખ્યા ગોધી કાઢવાની રીતિ અથવા તે મૂળ સખ્યા તે વર્ગમૂળ કહેવાય જેમ ૨૫૬ નુ વર્ગમૂળ ૧૬ છે, કારણ કે ૧૬ ને ૧૬ વડે ગુણતા ૨૫૬ આવે છે માટે સિદ્ધાન્તમા વર્ગમૂળનુ નામ करणी કહ્યુ છે

गणितपद (=क्षेत्रफळ)—કોઇપણ માપ કેટલા સમચોરસ પ્રમાણનુ ? છે તે શોધી કાઢવાની રીત અથવા તે જવાબ બન્ને ગણિતપદ અથવા ક્ષેત્રફળ કહેવાય જેમ ૧૦ ફુટ પ્હોળા અને ૧૦ ફુટ લાબા એવા પત્થરમાથી (૧ ફુટ લાબા અને ૧ ફુટ પ્હોળા એવા સમચોરસ ફુટવાળા કેટલા કકડા નીકળે ? ઉત્તર-(૧૦×૧૦ =)૧૦૦ કકડા નીકળે તથા ૧૦ ફુટ વ્યાસવાળા ગોળ પત્થરમાથી સમચોરસ ફુટના કેટલા કકડા નીકળે ? ઉત્તર-(દશનો પરિધિ સાધિક ૩૧॥ × દશનો ચોથો ભાગ ૨॥=)૭૯ લગભગ કકડા નીકળે

परिधि—વૃત્ત (ગોળ) પદાર્થનો ઘેરાવો અથવા છેટલી કિનારી તે परिधि અથવા परिय કહેવાય

त्रिज्या— વ્યાસનો અર્ધભાગ (= વર્તુલના મધ્યબિંદુથી પર્યન્તભાગ સુધીની=પરિધિ સુધીની રેખા )

गणितचिन्ह— × ગુણાકારનું, + સરવાળાનુ,—બાદબાકીનુ અથવા અધિકનુ, - ભાગાકારનુ, અને = આ ચિન્હ જવાબનુ જાણવું

---

अवतरण'—આ જબૂદ્વીપ કેટલા સમચોરસ યોજનનો છે? તે જાણવાને પૂર્વ ગાથામા સર્વ વૃત્ત-વર્તુલ પદાર્થોના પરિધિ ઉપજાવવાની રીત દર્શાવી, હવે તે રીતિ પ્રમાણે ગણિત કરતા આ જબૂદ્વીપ જે ૧ લાખ યોજન વ્યાસવાળો છે તેનો પરિધિ કેટલો થાય? તે સ્પષ્ટ રીતે અક પૂર્વક આ ગાથામા દર્શાવે છે—

**परिही तिलक्ख-सोलस सहस्स दो य सय सत्तवीसहिया**
**कोसतिगट्ठावीसं, धणुसय तेरंगुलद्धहिय ॥ ८ ॥**

સસ્કૃત અનુવાદ

परिधिस्त्रिलक्षाः षोडशसहस्रा द्वे च शते सप्तविंशत्यधिके
क्रोशत्रयमष्टाविंश धनुःशत त्रयोदशांगुलमर्द्धाधिकम् ॥ ८ ॥

અન્વય સહિત પદચ્છેદ

परिही ति लक्ख सोलस सहस्स य दो सय सत्तवीस अहिया
तिग कोस सय अट्ठावीस धणु अद्ध अहिय तेर अगुल ॥ ८ ॥

શબ્દાર્થ —

परिही=પરિધિ
ति लक्ख=ત્રણ લાખ
सोलस=સોળ
सहस्स=હજાર
दो=બે
सय=સો
सत्तवीस=સત્તાવીસ (યોજન)
अहिया=અધિક
कोस=ગાઉ
तिग=ત્રણ
अट्ठावीस=અઠ્ઠાવીસ (એકસો અઠ્ઠાવીસ)
धणुसय=સો ધનુષ્
तेर=તેર
अगुल=આગળ
अद्ध=અર્ધ આગળ
अहिय=અધિક

गाथार्थ—જબૂદ્વીપનો પરિધિ ત્રણ લાખ સોળ હજાર બસો સત્તાવીસ અધિક યોજન ત્રણ ગાઉ એકસો અઠ્ઠાવીસ ધનુષ અને

(અર્ધ અધિક તેર એટલે) સાડાતેર અગુલ છે (= ૩૧૬૨૨૭ યોજન-૩ ગાઉ-૧૨૮ ધનુષ-૧૩ા અગુલ) ॥ ૭ ॥

विशेषार्थः—ગાથાર્થવત્ સુગમ છે, પરન્તુ સાતમી ગાથામા કહેલી રીતિ પ્રમાણે જબૂદ્વીપના પરિધિનુ અકસ્થાપના પૂર્વક અકગણિત આ પ્રમાણે—

૧૦૦૦૦૦ જબૂદ્વીપનો વ્યાસ } વિષ્કભનો વર્ગ કરવા માટે
×૧૦૦૦૦૦ જબૂદ્વીપનો વ્યાસ } (विक्खंभ वग्ग એ વચનથી)

૧૦૦૦૦૦૦૦૦૦૦ યોજન જબૂના વ્યાસનો વર્ગ (દશ અબજ થયો)
×૧૦ (दह गुण)એ વચનથી ૧૦ વડે ગુણતા)

૧૦૦૦૦૦૦૦૦૦૦૦ યોજન વર્ગમૂળ કાઢવા યોગ્ય *ભાજ્ય (સો અબજ) સખ્યા આવી

૧૦૦૦૦૦૦૦૦૦૦૦ વર્ગમૂળ કાઢવા માટે આકડા સમ[1] વિષમ કર્યા. હવે એ ભાજ્ય સખ્યાનુ વર્ગમૂળ નીચે પ્રમાણે કરવુ

૧લો *ભાજક-૩ ) ૧૦૦૦૦૦૦૦૦૦૦૦ ( ૩ યોજન
+૩ -૯
૨ જો ભાજક=૬,૧)૦૧,૦૦(૧ યોજન
+૧ -૬૧
૩ જો ભાજક=૬૨,૬)૩૯,૦૦(૬ યોજન
+ ૬ -૩૭૫૬
૪ થો ભાજક=૬૩૨,૨)૧૪૪,૦૦(૨ યોજન
+૨ -૧૨૬૪૪
૫ મો „ =૬૩૨૪,૨)૧૭૫૬,૦૦(૨ યોજન
+ ૨ -૧૨૬૪૮૪

આ જવાબના સ્થાને આવેલા જુદાજુદા ૬ આકડાને સરખી પક્તિમા ગોઠવતા ૩૧૬૨૨૭ યોજન પરિધિ આવ્યો

* જે રકમનો ભાગાકાર કરવો હોય તે રકમ ભાજ્ય, અને જે રકમ વડે ભાજ્યને ભાગવો હોય તે રકમ ભાજક, તથા આવેલો જવાબ તે ભાગાકાર કહેવાય ભાગાકારની સ્થાપનામા ભાજ્ય રકમ મધ્યમા, ભાજક રકમ ભાજ્યની જમણી બાજુએ અને ભાગાકારની (જવાબની) રકમ ભાજ્યની ડાબી બાજુએ ગોઠવાય છે

૬ ઠ્ઠો ,, =૬૩૨૪૪,૭)૪૯૧૧૬,૦૦(૭ યોજન
+૭ -૪૪૨૭૧૨૯

૭ મો ,, =૬૩૨૪૫૪ ૪૮૪૪૭૨ યોજનના શેષ વધ્યા,
(સર્વાન્તિમ [2]ધ્રુવ ભાજક)

હવે ગણિતમા ૪૮૪૪૭૨ શેષ વધ્યા છે, તેથી આગળ ગાઉ-ધનુષ્-હાથ-આગળ ઇત્યાદિક નાના નાના પ્રમાણ પણ કાઢી શકાય છે તે આ પ્રમાણે—

૪૮૪૪૭૨ વધેલા યોજનના શેષને
×૪ ચાર ગાઉનો ૧ યોજન હોવાથી (૪ વડે ગુણવા)

૬૩૨૪૫૪) ૧૯૩૭૮૮૪ ( ૩ ગાઉ આવ્યા
૧૮૯૭૩૬૨

૪૦૫૨૨ ગાઉ શેષ વધ્યા
×૨૦૦૦ બે હજાર ધનુષનો ૧ ગાઉ હોવાથી

૬૩૨૪૫૪)૮૧૦૪૪૦૦૦(૧૨૮ ધનુષ્
-૬૩૨૪૫૪

૧૭૭૯૮૬૦
-૧૨૬૪૯૦૮

૫૧૪૯૫૨૦
-૫૦૫૯૬૩૨

૮૯૮૮૮ ધનુષ્ના શેષ વધ્યા

૧ છેલ્લા આકડાથી પ્રારભીને ઉલટા ક્રમ પ્રમાણે વચ્ચે એકેક આકડો છોડી દરેક બીજા આકડા ઉપર । । । આવી નિશાનીઓથી આકડાઓને સમ વિષમ કરવાનું કારણ કે તે નિશાની સુધીનાજ આકડાનો સાથે ભાગાકાર કરવો અથવા ભાગાકારમા વારવાર નીચે ઉતારવા એમા નિશાનીવાળો આકડો વિષમ અને નિશાની રહિત અક સમ કહેવાય. અહિં ત્રણ અથવા ત્રણથી વધુ આકડાવાળી સંખ્યાનેજ સમવિષમ કરવાની જરૂર હોય છે એક અથવા બે આકડાવાળી સંખ્યાને નહિં

૨ આગળ ગાઉ વિગેરે પ્રમાણો કાઢવામાં આજ ભાજક સર્વત્ર કામમા આવે છે માટે એ ૬૩૨૪૫૪ ધ્રુવ ભાજક કહેવાય

×૪ ચાર હાથનો ૧ ધનુ: હોવાથી

૬૩૨૪૫૪) ૩૫૯૫૫૨ (૦ હાથ (ભાગ ન ચાલનાથી ૦ આવી).
૦૦૦૦૦૦

૩૫૯૫૫૨ હાથ ગેપ વધ્યા
×૨૪ ચોવીસ અગુલનો ૧ હાથ હોવાથી (૨૪ વડે ગુણવા).

૧૪૩૮૨૦૮
+૭૧૯૧૦૪

૬૩૨૪૫૪)૮૬૨૯૨૪૮(૧૩॥ અગુલ
−૬૩૨૪૫૪

૨૩૦૪૭૦૮
−૧૮૯૭૩૬૨

૦૪૦૭૩૪૬
−૩૧૬૨૨૭

−૯૧૧૧૯ અગુલના રોપ [1]વધ્યા.

---

૧ એ વધેના અગુલના શેષને આઠ આઠ ગુણા કરી વારવાર ધ્રુવ ભાજકથી ભાગતાં પુન યવ–જૂ–લીખ–વાલાગ્ર–રથરેણુ, ત્રસરેણુ ઇત્યાદિ અનુક્રમે ન્હાનાં ન્હાના પ્રમાણુ (માપ) પણ આવે છે, પરન્તુ અહિ મૂળ ગાથાના અનુસારે એટલુંજ ગણિત ઉપયોગી છે

## વર્ગમૂળ શોધવાની રીતિ.

ઉપર દર્શાવેલી અક સ્થાપના પ્રમાણે ભાજ્ય રકમને સમ વિષમ કર્યા બાદ સુલટા ક્રમ પ્રમાણે ( પૂર્વાનુપૂર્વીએ ) જે અક ઉપર પહેલી નિશાની આવી હોય ત્યા સુધીના એક અથવા બે ભેગા આકડાનો ભાગાકાર કરવો વળી તે ભાગાકાર કોઈ એવી રકમવડે કરવો કે જે રકમનો વર્ગ જ તે એક અથવા બે આકડામાથી બાદ જતો હોય

**અવતરણ**—જમ્બૂદ્વીપનું ક્ષેત્રફળ જાણવા માટે પૂર્વ ગાથાઓમાં જમ્બૂદ્વીપનો પરિધિ ઉપજાવવાની રીતિ તથા પરિધિ કહીને હવે તે પરિધિને વિષ્કંભના ચોથા ભાગવડે ગુણતાં (જમ્બૂ૦નો વિષ્કંભ ૧ લાખ યોજન હોવાથી ૨૫૦૦૦ વડે ગુણતાં) જમ્બૂદ્વીપનું ક્ષેત્રફળ પ્રાપ્ત થાય છે, તે આ બે ગાથાઓમાં અંકપૂર્વક સ્પષ્ટ દર્શાવે છે—

---

પુન તે શોધી કાઢેલી ભાજક રકમને ભાજકના સ્થાને ( ભાજ્યની જમણી બાજુ ) અને જવાબના સ્થાને (ભાજ્યની ડાબી બાજુએ) પણ સ્થાપવી પુન જવાબસ્થાને આવેલી રકમ ભાજકમાં (દર વખતે) ઉમેરવી અને ભાજકનો વર્ગ તે ભાજ્યના ( એક અથવા બે ) આંકડામાંથી બાદ કરી દેવો શેષ વધે તેની સાથે બીજી નિશાની સુધીના ૨ આંકડા ઉતારી સ્થાપવા આ બીજો ભાજ્ય થયો

તે બીજા ભાજ્યને કોઈ એવી રકમ વડે ભાગવો કે જે રકમ જ વાબસ્થાને ગોઠવાઇને પુન પ્રથમના ભાજક ( ના સરવાળા ) સાથે પણ ગોઠવાઈને બનેની ભાજક રકમ સાથે તેનો ( જવાબ સ્થાને ગોઠવાયલા અંકવડે ) ગુણાકાર થઈ બા જઈ શકે ( ભાજ્યમાંથી બાદ કરી શકાય ) એ પ્રમાણે બીજા ભાજ્યનો ભાગાકાર થતાં જે શેષ વધ્યા હોય તેની સાથે પુન ત્રીજી નિશાની સુધીના ૨ આંકડા ઉતારવા આ ત્રીજો ભાજ્ય થયો પુન બીજા ભાજ્યના જવાબ સ્થાને આવેલો જવાબ ભાજ૦માં ઉમેરી દેવો

સારમાં બીજા ભાજ્યના ભાગા ર માટે જે રીતે રકમ શોધી કાઢી ભાગાકાર કર્યો હતો તે રીતે ત્રીજા ભાજ્ય સાથે ભાગાકાર પણ કોઇ એવી રકમ વડે કરવો કે તે રકમ જવાબસ્થાને ગોઠવાઈને પુન ભાજક(ના સરવાળા) સાથે પણ ગોઠવાઈને બનેના ભાજક સાથે તેનો (જવાબના અંકવડે) ગુણાકાર થઇ બાદ જઇ શકે તેવી રકમ વડે ભાગાકાર કરવાથી જે શેષ વધે તેની સાથે પુન ચોથી નિશાનીવાળા ૨ આંકડા ઉતારી સ્થાપવા આ ચોથો ભાજ્ય થયો અને ભાજકમાં પુન ત્રીજા ભાજ્યનો જવાબ ઉમેરી દેવો, જેથી ચોથો ભાજક બનાવી શકાય. એ પ્રમાણે નિશાનીઓ પૂર્ણ થતા સુધી એજ પદ્ધતિ ચાલુ રાખવાથી કોઇપણ ધારેલી સંખ્યાનું વર્ગમૂળ કાઢી શકાયછે

ઉપરના ગણિતમાં પહેલો ભાજ્ય ૧૦ પહેલો ભાજક ૩ અને પહેલો જવાબ ૫૩ - છે બીજો ભાજ્ય ૧૦૦, બીજો ભાજક ૬૧ અને બીજો જવાબ ૧ છે ઈત્યાદિ રીતે = નિશાની વાળા ભાજક છે ) ( આ મે નિ

सत्तेव य कोडिसया, णउआ छप्पन्न सयसहस्साइं
चउणउयं च सहस्सा, सयं दिवड्ढं च साहीयं ॥९॥
गाउयमेगं पनरस–धणूसया तह धणूणि पन्नरस
सट्ठि च अंगुलाइं, जंबूदीवस्स गणियपयं ॥१०॥

સંસ્કૃત અનુવાદ

सप्तैव च शतानि नवतिः षट्पञ्चाशच्छतसहस्राणि
चतुर्नवति च सहस्राणि शतं द्वितीयार्द्धं च साधिकम् ॥९॥
गव्यूतमेकं पञ्चदश धनुःशतानि तथा धनूंषि पञ्चदश
षष्टिश्चांगुलानि जम्बूद्वीपस्य गणितपदम् ॥१०॥

અન્વય સહિત પદચ્છેદ

सत्त सया णउआ कोडि एव य छप्पन्न सय सहस्साइ
च चउणउय सहस्सा च दिवड्ढ सय स अहिय ॥९॥
एग गाउय पनरस सया धणू तह पन्नरस धणूणि
च सट्ठि अंगुलाइ जम्बूदीवस्स गणियपय ॥१०॥

શબ્દાર્થ (ગાથા ૯મીના)

सत्त=સાત, एव=જ, कोडि=ક્રોડ, सया=સો, णउआ=નેવું } [illegible]
छप्पन्न=છપ્પન
सयसहस्साइ=(સો હજાર) લાખ

चउणउय=ચોરાણુ
सहस्सा=હજાર
सय=સો, दिवड्ढ=દોઢ } દોઢસો
च=અને, તથા
साहीय=સાધિક (આગળ કહેવાતા અધિક પ્રમાણ સહિત)

શાનિઓ વચ્ચે આવેલી રકમ ભાજ્ય છે ભાજ્યની ડાબી બાજુ આવેના (યોજન)ના અંક તે જવાબ છે, તથા ભાજ્યોમા નિશાની પછીની બે બે શૂન્ય ઉપરથી ઉતરીને ગોઠવાયની છે તેમજ દરેક ભાજકમા, એ અર્ધ-વિરામની, આ નિશાની પછીનો એકેક આંકડો ૧–૬–૭ ઈત્યાદિ તે ભાગાકાર કરવા યોગ્ય શોધી કાઢેનો અંક છે અને—આ નિશાનીઓ બાદ કરવા યોગ્ય રકમની છે, અને + આ નિશાની સરવાળા કરવા માટેની છે ॥ इति वर्गमूल-शोधन-रीतिः ॥

શબ્દાર્થ (ગાથા ૧૦ મીના)

| | | |
|---|---|---|
| गाउय=ગાઉ | | धणूणि=ધનુષ્ |
| एग=એક | | पन्नरस=પદર |
| पनरस=પદર | પદરસો ધનુષ | सट्ठिं=સાઠ |
| धणू=ધનુષ્ | | अगुलाइ=આગળ |
| सया=સો | | जबूद्दीवस्स=જબૂદ્વીપનુ |
| तह=तथा | | गणियपय=ગણિતપદ-ક્ષેત્રફળ |

**ગાથાર્થઃ**—સાતસો નેવુ ક્રોડ છપ્પન લાખ ચોરાણુ હજાર અને દોઢસો યોજનથી અધિક (પુન) એક ગાઉ પદરસો પદર ધનુષ અને સાઠ અગુલ (૭૯૦૫૬૯૪૧૫૦ યોજન-૧ ગાઉ-૧૫૧૫ ધનુષ્—૬૦ અગુલ) એટલુ જબૂદ્વીપનુ ગણિત પદ-ક્ષેત્રફળ છે ॥૯॥ ૧૦ ॥ इति २ योजनद्वारम् ॥

**વિશેષાર્થઃ**—ગાથાર્થમા કહેલા જબૂદ્વીપના ક્ષેત્રફળનો ભાવાર્થ એ છે કે—આ જબૂદ્વીપની ભૂમિમા એક યોજન લાબા અને એક યોજન પ્હોળા એવા સમચોરસ ઇટના કકડા ગોઠવીએ તો ૭૯૦૫૬૯૪૧૫૦ ગોઠવાય પુન તે ઉપરાન્ત પણ ભૂમિ વધે છે તેમા ૧ ગાઉ પ્હોળો અને ૧ યોજન લાબો એવો [1]લબચોરસ ૧ જ કકડો પુન તે ઉપરાન્ત વધેલી ભૂમિમા ૧૫૧૫ ધનુષ્ પ્હોળો અને ૧ યોજન લાબો એવો ૧ લબચોરસ કકડો સમાય છે, અને તે ઉપરાન્ત પણ વધેલી ભૂમિમા ૬૦ અગુલ પ્હોળો અને એક યોજન લાબો કકડો ગોઠવાય એટલા કકડાઓથી જબૂદ્વીપની સપૂર્ણ ભૂમિ ગોઠવાઈ રહે છે એ ક્ષેત્રફળનુ અકગણિત કેવી રીતે છે? તેની (અક પૂર્વક) સ્થાપના (૯ મી ગાથામા કહેલા રીતિ પ્રમાણે) આ રીતે છે—

યોજન ગાઉ ધનુષ્ અગુલ
૩૧૬૨૨૭ ૩ ૧૨૮ ૧૩॥ પરિધિ છે તેને (૧૦૦૦૦૦ યોજન વ્યાસના ચોથા ભાગ) ૨૫૦૦૦ વડે એ ચારે અકરાશિને અનુક્રમે ગુણના જોઇએ તે ગુણાકાર આ પ્રમાણે—

૧ પ્રશ્ન—યોજનોમા સમચોરસ કકડા ગોઠવ્યા અને અહિ ગાઉ ધનુષ્ અને અગુલમા લબચોરસ કકડા કેમ? ૧ ગાઉ લાબો ૧ ગાઉ પ્હોળો એવો સમચોરસ ૧ કકડો તથા ૧ ધનુષ્ લાબો ૧ ધનુષ્ પ્હોળો એવા સમચોરસ ૧૫૧૫ કકડા, અને ૧ અગુલ લાબો ૧ અગુલ પ્હોળો એવા સમચોરસ

| | | |
|---|---|---|
| ૩૧૬૨૨૭ યોજન | ૩ ગાઉ | ૧૨૮ ધનુષ્ |
| ×૨૫૦૦૦ | ×૨૫૦૦૦ | ×૨૫૦૦૦ |
| =૭૯૦૫૬૭૫૦૦૦ યોજન | =૭૫૦૦૦ ગાઉ | =૩૨૦૦૦૦૦ ધનુષ્ |

૧૩॥ અંગુલ
×૨૫૦૦૦
=૩૩૭૫૦૦ અંગુલ

આ રીતે ગુણાકાર થયા બાદ અંગુલના ધનુષ્ કરવા માટે અંગુલને (૯૬ અંગુલનો ૧ ધનુષ્ હોવાથી) ૯૬ વડે ભાગવા, અને ભાગાકાર કરવાથી જે ધનુષ્ આવે તે ૩૨૦૦૦૦૦ ધ૦ મા ઉમેરી તે ધનુષ્યના અંકને (૨૦૦૦ ધ૦ નો ૧ ગાઉ હોવાથી) ૨૦૦૦ વડે ભાગવા જે ગાઉ આવે તેને ૭૫૦૦૦ ગાઉમા ઉમેરી તેના યોજન કરવા માટે ૪ વડે ભાગવા જે યોજન આવે તે પહેલા ગુણાકારના યોજનમા ઉમેરવા તે આ પ્રમાણે—

અંગુલ
૯૬)૩૩૭૫૦૦(૩૫૧૫ ધનુષ્ થયા
૨૮૮
૪૯૫
૪૮૦
૧૫૦
૯૬
૫૪૦
૪૮૦
૬૦ અંગુલ (શેષ રહ્યા)

૩૨૦૦૦૦૦ ધનુષ્મા
+ ૩૫૧૫ ધનુષ્ મેળવતા
=૩૨૦૩૫૧૫ ધનુષ્ આવે તેને ૨૦૦૦ વડે ભાગવા

ધનુષ્
૨૦૦૦)૩૨૦૩૫૧૫(૧૬૦૧ ગાઉ થયા
૨૦૦૦
૧૨૦૩૫
૧૨૦૦૦
૩૫૧૫
૨૦૦૦
૧૫૧૫ ધનુષ્ (શેષ રહ્યા)

૭૫૦૦૦ ગાઉમા
+૧૬૦૧ ગાઉ મેળવતા
=૭૬૬૦૧ ગાઉ થયા, તેના યોજન બનાવવા માટે ૪ વડે ભાગવા

૪)૭૬૬૦૧ ગાઉ(૧૯૧૫૦ યોજન થયા

| | |
|---|---|
| ૪ | ૭૯૦૫૬૭૫૦૦૦ યો૦ |
| ૩૬ | +૧૯૧૫૦ યો૦ |
| ૩૬ | =૭૯૦૫૬૯૪૧૫૦ યોજન આવ્યા |
| ૦૬ | |
| ૪ | |
| ૨૦ | |
| ૨૦ | |
| ૦૧ | |
| ૦ | |

૧ ગાઉ (શેષ રહ્યો)

યોજન ગાઉ ધનુષ અંગુલ
એ રીતે ૭૯૦૫૬૯૪૧૫૦—૧—૧૫૧૫—૬૦ જંબૂદ્વીપનું [1]ક્ષેત્રફળ છે ॥ ૯ ॥ ૧૦ ॥ इति २ योजनद्वारम् ॥

अवतरण—પૂર્વ ગાથાઓમા જબૂદ્વીપના ૧૦ પદાર્થો (દ્વાર) માના ૨ પદાર્થનું (દ્વારનુ) વર્ણન કરીને હવે આ ગાથાના પહેલા ચરણમા ૩ જુ ક્ષેત્રદ્વાર કહીને બીજા ચરણથી સંપૂર્ણ ૧૨ મી ગાથા સુધી (ની ૧ાા ગાથા)મા ૪ થુ પર્વત દ્વાર કહેવાય છે

---

૬૦ કમ્ડા એ પ્રમાણે કેમ ન હોય?

ઉત્તર—ક્ષેત્રફળની ગણિતરીતિજ એ પ્રમારની છે તે ગણિતના જાણકાર પાસેથી સમજવા યોગ્ય છે અહિં તેની વિગત પૂર્વક સમજ લખતા ગ્રંથ વધવાના ભયથી એટલુંજ સમજવુ બસ છે

૧ વર્તમાન સમયની પદ્ધતિ પ્રમાણે કોઈપણ વૃત્ત આકારનુ ક્ષેત્રફળ જાણવુ હોય તો ત્રિજ્યાના વર્ગનો વર્ગ કરી ૧૦ થી ગુણી તેનું વર્ગમૂળ કાઢતા પણ क्षेत्रफळ પ્રાપ્ત થાય છે તે રીતિ પ્રમાણે લગભગ ૧૫૦ ધનુષ ન્યૂન ક્ષેત્રફળ આવે છે તો પણ તે ગણિતની રીતિ લગભગ એક સરખીજ છે

भरहाइ सत्त वासा, वियड्ढ चउ चउरतिस वट्टियरे
सोलस वक्खारगिरी, दो चित्त विचित्त दो जमगा॥११॥

સસ્કૃત અનુવાદ

भरतादीनि सप्त वर्षाणि, वैताढ्याश्चत्वारश्चतुस्त्रिंशद् वृत्तेतराः
षोडश वक्षस्कारगिरयो, द्वौ चित्रविचित्रौ द्वौ यमकौ ॥११॥

અન્વય સહિત પદચ્છેદ

भरह आइ सत्त वासा चउ वट्ट वियड्ढ चउरतिस इयरे
सोलस वक्खार गिरि, चित्त विचित्त दो दो जमगा ॥११॥

શબ્દાર્થ

| | |
|---|---|
| भरह=ભરતક્ષેત્ર | सोलस=સોળ |
| आइ=વિગેરે | वक्खार=વક્ષસ્કાર |
| सत्त=સાત | गिरि=પર્વત છે |
| वासा=વર્ષ, ક્ષેત્ર છે | दो=બે |
| वियड्ढ=વૈતાઢય પર્વત | चित्त=ચિત્ર પર્વત (અને) |
| चउ=ચાર | विचित्त=વિચિત્ર પર્વત છે |
| चउरतिस=ચોત્રીસ | दो=બે |
| वट्ट=વર્તુલ, વૃત્ત | जमगा=યમકગિરિ છે |
| इयरे=ઇતર, બીજા (દીર્ઘ,લાબા) | |

गाथार्थः—(જમ્બૂદ્વીપમા) ભરતક્ષેત્ર વગેરે સાત મોટા ક્ષેત્ર છે ॥ इति ३ क्षेत्रद्वारम् ॥ તથા (જમ્બૂદ્વીપમા) ૪ વૃત્ત (ગોળ) વૈતાઢય પર્વત છે, ૩૪ દીર્ઘ વૈતાઢય પર્વત છે, ૧૬ વક્ષસ્કાર પર્વત છે, ચિત્ર તથા વિચિત્ર એ નામવાળા ૨ પર્વત છે, અને ૨ યમક નામના પર્વત છે ॥૧૧॥

विशेषार्थः—ગાથામા ભરતક્ષેત્ર આદિ ૭ ક્ષેત્રો સામાન્યથી કહ્યા છે, તેના નામ તથા કિંચિત્ સ્વરૂપ આ પ્રમાણે—

॥ જમ્બૂદ્વીપમા સાત મહાક્ષેત્ર ॥

જે ક્ષેત્રમા આપણે રહીએ છીએ તે भरतक्षेत्र છે તે અષ્ટમીના અર્ધ ચન્દ્રના આકાર સરખુ છે, તેથી તેની ૩ દિશાએ લવણ

સમુદ્ર સ્પર્શેલો છે, અને ઉત્તર દિશામા ક્ષુલ્લ ( લઘુ ) હિમવત નામનો મોટો વર્ષધર પર્વત છે આ ક્ષેત્રનો વિસ્તાર ×(પ્હોળાઇ) પ૨૬ યોજન ૬ કળા છે, અને +લબાઇ ઘણા યોજન પ્રમાણની છે હાનમા ગોઠવાયેલી ભૂમિ કઇક ન્યૂન વા ભરતક્ષેત્ર જેટલી જાણવી

ભરતક્ષેત્રમા ઉત્તર દિશા તરફ પ૨૬ યોજન ૬ કળા ચાલ્યા જઇએ તો તુર્ત લઘુ હિમવત પર્વત નામનો વર્ષધર પર્વત (તેથી બમણા વિસ્તારવાળો એટલે) ૧૦પ૨ યોજન ૧૨ કળા જેટલા વિસ્તાર વાળો આવે છે તે પર્વત ઉપર ચઢીને તેટલા યોજન ચાલી નીચે ઉતરીએ તો હિમવત ક્ષેત્ર નામનુ યુગલક્ષેત્ર ( તેથી બમણા= ) ૨૧૦પ યોજન પ કળા જેટલા વિસ્તારવાળુ ઘણા યોજન લબાઇ વાળુ અને લમચોરસ આકારવાળુ આવે છે, અને ઉત્તર દિશામા ૪૨૧૦ યોજન ૧૦ કળા જેટલા વિસ્તારવાળો મહાહિમવત પર્વત નામનો વર્ષધર પર્વત આવે છે

એ પર્વત ઉપર ચઢીને તેટલા યોજન પર્વત ઉપર ચાલીને નીચે ઉતરીએ તો હરિવર્ષ ક્ષેત્ર નામનુ યુગલ ક્ષેત્ર આવે છે તે (મહાહિમવથી બમણુ=) ૮૪૨૧ યોજન ૧ કળા જેટલા વિસ્તાર વાળુ, ઘણા યોજન લબાઇવાળુ અને લબચોરસ આકારવાળુ છે એ ક્ષેત્રની પૂર્વ પશ્ચિમ બાજુએ લવણ સમુદ્ર છે, અને ઉત્તર દિશામા નિષધ પર્વત નામનો મહાન્ વર્ષધર પર્વત (હરિ-વર્ષથી બમણો=) ૧૬૮૪૨ યોજન ૨ કળા જેટલા વિસ્તારવાળો છે

એ નિષધ પર્વત ઉપર ચઢીને નીચા ઉતરીએ ત્યા (નિષધથી બમણુ=) ૩૩૬૮૪ યોજન ૪ કળા જેટલા વિસ્તારવાળુ, મધ્યમા ૧૦૦૦૦૦ (એક લાખ) યોજન પૂર્વપશ્ચિમ લબાઇવાળુ, તેમજ લબ ચોરસ આકારવાળુ ૪*વિભાગમા વ્હેચાયલુ મહાવિદેહ ક્ષેત્ર નામનુ મહાન્ ક્ષેત્ર આવે છે એ ક્ષેત્રની પૂર્વ પશ્ચિમ દિશામા લવણ

× આ ક્ષેત્ર તથા પર્વતોની દરેકની પહાળાઇ ઉત્તર દક્ષિણ દિશામા અને લબાઇ પૂર્વ પશ્ચિમ દિશાની ગણવી

+ આ બાબતમા કેટલાક જેનો પણ શકાશીલ બને છે તેનું કારણ એ છે કે તેઓ સિદ્ધાન્તની માપણીની રીતિ તથા વિવક્ષાભેદ અને ક્ષેત્રનો પરાવૃત્તિ-ધર્મ સમજી શક્તા નથી પરન્તુ સર્વજ્ઞવચન કોઇ કાળે અન્યથા નજ હોય

* પૂર્વવિદેહ પશ્ચિમવિદેહ દેવકુરૂવિદેહ અને ઉત્તરકુરૂવિદેહ એ ૪ વિભાગ મહાવિદેહ ક્ષેત્રના છે

સમુદ્ર છે, અને ઉત્તર દિશામા નિષધ પર્વત સરખો નીલવત પર્વત નામનો મહાન્ વર્ષધર પર્વત છે

એ નીલવત પર્વત ઉપરથી ચઢીને નીચે ઉતરીએ ત્યા સર્વ રીતે હરિવર્ષ ક્ષેત્ર સરખુ રમ્યક્ ક્ષેત્ર નામનુ યુગલ ક્ષેત્ર આવે છે તે ક્ષેત્રની ઉત્તરે દિશામા મહાહિમવત પર્વત સરખો રુક્મી પર્વત આવે છે

તે રુકમી પર્વત ઉપરથી ચઢીને નીચે ઉતરીએ ત્યા સર્વ-રીતે હિમવત ક્ષેત્ર સરખુ હૈરણ્યવત ક્ષેત્ર નામનુ યુગાલક ક્ષેત્ર આવે છે તે ક્ષેત્રની ઉત્તર દિશામા પૂર્વે કહેલા લઘુ હિમવત પર્વત સરખો શિખરી પર્વત નામનો વર્ષધર આવે છે

તે શિખરી પર્વત ઉપર ચઢીને નીચે ઉત્તર દિશા તરફ ઉતરીએ ત્યા ઐરાવત ક્ષેત્ર આવે છે એ ક્ષેત્ર સર્વ રીતે પૂર્વે કહેલા ભરત ક્ષેત્ર સરખુ છે

એ પ્રમાણે ૨ ક્ષેત્ર અર્ધચન્દ્રાકારના તથા ૫ ક્ષેત્ર પર્યંક (પલગ સરખા લબચોરસ) આકારના છે બન્ને બાજુથી મહાવિદેહ સુધીમા અનુક્રમે આવતા પર્વતો તથા ક્ષેત્રો પૂર્વ પર્વથી દ્વિગુણ (બમણા) વિસ્તારવાળા છે, જેથી મહાવિદેહથી દક્ષિણ બાજુના ૩ ક્ષેત્ર જેવાજ ઉત્તર બાજુના ૩ ક્ષેત્ર છે, અને દક્ષિણ બાજુના ૩ પર્વતો જેવડાજ મોટા ઉત્તર બાજુના પણ ૩ પર્વતો છે તેમ જ ભરત-ઐરાવત એ ૨ ક્ષેત્ર જ બૂદ્વીપમા દ્વીપના પર્યન્ત ભાગે લવણ સમુદ્રને સ્પર્શીને રહ્યા છે, અને મહાવિદેહ ક્ષેત્ર જબૂદ્વીપમા અતિ મધ્યભાગે આવેલુ છે તેમજ બે બે ક્ષેત્રો વચ્ચે એકેક વર્ષધર પર્વત આવવાથી ૬ વર્ષધર પર્વતો વડે ક્ષેત્રના સાત વિભાગ થયા છે તથા ભરત-ઐરાવત-મહાવિદેહ એ ૩ ક્ષેત્ર કર્મભૂમિ[1] કહેવાય છે, અને શેષ ૪ ક્ષેત્રો અકર્મભૂમિ અથવા ભોગભૂમિ ગણાય છે પુન એ ક્ષેત્રોના નામ અનાદિ કાળથી અકૃત્રિમ (શાશ્વત)

૧ અસિ (શસ્ત્ર વ્યવહાર) મષી (લેખન વ્યવહાર) અને કૃષિ (ખેતી) એ ૩ મુખ્ય કર્મની પ્રવૃત્તિવાળા હોવાથી કર્મભૂમિ, અને જ્યા એ ૩ તથા બીજા પણ રાજવ્યવહાર, સ્વામી સેવક ભાવ, લગ્ન વ્યવહાર, રસવતી (રસોઇ કરીને ખાવાનો) વ્યવહાર ઈત્યાદિ વ્યવહારો નથી, તેમજ અન્ય કલાથી ૧૦ જાતિના કલ્પવૃક્ષો દ્વારા સર્વ સામગ્રી મેળવનાર ભાઇ-બેનના જોડલેજ જન્મીને સ્ત્રીપતિના વ્યવહારવાળા, સુલક્ષણ અગવાળા, દેવ સરખા સ્વરૂપવાળા મહા સુખી એવા યુગલિક મનુષ્યોની વસતિવાળા ક્ષેત્ર તે

છે, અથવા તે તે ક્ષેત્રોના અધિપતિ દેવોના નામના અનુસારે પ્રાય એ ¹ક્ષેત્રોના નામ પ્રસિદ્ધ થયા છે, જેમ ભરતદેવના અધિપતિ પણાવાળુ ક્ષેત્ર તે ભરતક્ષેત્ર અને ઐરાવતદેવના અધિપતિપણા વાળુ ક્ષેત્ર તે ઐરાવતક્ષેત્ર ઈત્યાદિ

## ॥ જમ્બૂદ્વીપમાં ૨૬૯ પર્વતો ॥

૪ વૃત્તવૈતાઢ્ય પર્વત—હિમવત ક્ષેત્રના અતિ મધ્ય ભાગમા શબ્દાપાતી નામનો હરિવર્ષ ક્ષેત્રના અતિ મધ્ય ભાગમા વિકટાપાતી નામનો, રમ્યક્ ક્ષેત્રમા ગધાપાતી નામનો, અને હૈરણ્યવત ક્ષેત્રમા માલ્યવત નામનો વૃત્ત વૈતાઢ્ય પર્વત છે આ ચારે યુગલક્ષેત્રમા રહેલા ચાર પર્વતો મૂળમા, મધ્યમા, અને શિખરસ્થાને (ઉપર) એમ ત્રણે સ્થાને સરખી રીતે ૧૦૦૦-૧૦૦૦ યોજન વિસ્તારવાળા, અને ૧૦૦૦ યોજન ઉચા છે, જેથી પ્યાલાના આકાર સરખા વૃત્ત (=ગોળ) હોવાથી વૃત્તવૈતાઢ્ય કહેવાય છે ( વૈતાઢ્ય એટલે નદીએ રોકેલા ક્ષેત્રને વર્જી શેષ ક્ષેત્રના ૨ ભાગ પાડે તે, એવો અર્થ થાય છે—શ્રી જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ વૃત્તિ અનુસારે )

૩૪ દીર્ઘવૈતાઢ્ય—ભરત ક્ષેત્રમા ૧ તથા ઐરાવત ક્ષેત્રમા ૧

---

અકર્મભૂમિ અથવા ભોગભૂમિ કહેવાય છે એ ક્ષેત્રોમા ભાઇબ્હેન જોડલે જ જન્મે, અને તેજ ભાઇબ્હેન સ્ત્રી અને પતિ તરીકે થાય એવો નિયમ હમેશને માટે છે ભરત-ઐરાવત ક્ષેત્રમા પણ કેટલોક કાળ યુગલિક ક્ષેત્રના સ્વરૂપવાળો હોય છે અને મહાવિદેહ ક્ષેત્રના પૂર્વ પશ્ચિમ ભાગ હમેશને માટે અયુગલિક ક્ષેત્ર છે ( અને દેવકુરૂ ઉત્તરકુરૂ સદાકાળ યુગલ ક્ષેત્ર છે )

૧ ક્ષેત્રો અને પર્વતોનો વિસ્તાર એકત્ર કરવાથી ૧ લાખ યોજન થાય તે આ પ્રમાણે—

| | યોજન કળા |
|---|---|
| ૧ ભરતક્ષેત્ર | ૫૨૬—૬ |
| ૨ હિમવતગિરિ | ૧૦૫૨—૧૨ |
| ૩ હિમવતક્ષેત્ર | ૨૧૦૫—૫ |
| ૪ મહાહિમવત પર્વત | ૪૨૧૦—૧૦ |
| ૫ હરિવર્ષ ક્ષેત્ર | ૮૪૨૧—૧ |
| ૬ નિષધ પર્વત | ૧૬૮૪૨—૨ |
| ૭ મહાવિદેહ ક્ષેત્ર | ૩૩૬૮૪—૪ |
| ૮ નીલવત પર્વત | ૧૬૮૪—૨૨ |
| ૯ રમ્યક્ ક્ષેત્ર | ૮૪૨૧—૧ |

તથા મહાવિદેહમા (૩૨ વિજયોને વિષે રહેલા) ૩૨ વૈતાઢ્ય મળી ૩૪ વૈતાઢ્ય પર્વતો ૨૫ યોજન ઉંચા છે, અને પૂર્વથી પશ્ચિમ લબાઇવાળા છે તેથી દીર્ઘ વૈતાઢ્ય કહેવાય છે આ સર્વે વૈતાઢ્યો ( પોતાના શબ્દાર્થના અનુસારે ) તે તે ક્ષેત્રોના બે બે ભાગ પાડે છે એ [1]વૈતાઢ્યોનાં જુદા જુદા નામ નથી

૧૬ વક્ષસ્કાર પર્વત—જે પર્વતો ( બે મળીને ) પોતાના વક્ષસ્ એટલે મધ્ય ભાગમા (ક્ષેત્રનુ ગોપન રક્ષણ) કાર=કરનારા છે તે વક્ષસ્કાર પર્વતો મહાવિદેહ ક્ષેત્રમા વિજયોની મર્યાદા બાંધીને રહેલા છે તે સર્વે ઉત્તર દક્ષિણ લબાઇવાળા અને ચિત્રકૂટ આદિ જુદા જુદા નામવાળા છે એ પર્વતો વર્ષધર પર્વતની પાસે પ્રાર ભમા ૪૦૦ યોજન ઉંચા છે ત્યારબાદ અનુક્રમે વૃદ્ધિ પામતા પર્ય ન્ત ભાગે ૫૦૦ યોજન ઉંચા અને ૧૨૫ યોજન ભૂમિમા ઉંડા છે, જેથી ભૂમિ ઉપર એ પર્વતોનો આકાર અશ્વસ્કંધ ( ઘોડાની અનુક્રમે ઉંચી ડોક ) સરખો છે

૨ ચિત્ર અને વિચિત્ર—મહાવિદેહ ક્ષેત્રમા આવેલા દેવકુરૂ ક્ષેત્રને વિષે પૂર્વ દિશામા ચિત્ર તથા પશ્ચિમ દિશામા વિચિત્ર પર્વત તે ૧૦૦૦ યોજન ઉંચા છે તથા મૂળમા ૧૦૦૦ યોજન વિસ્તાર

| | |
|---|---|
| ૧૦ રૂકમી પર્વત | ૪૨૧૦—૧૦ |
| ૧૧ હિરણ્યવત ક્ષેત્ર | ૨૧૦૫—૫ |
| ૧૨ શિખરી પર્વત | ૧૦૫૨—૧૨ |
| ૧૩ ઐરાવત ક્ષેત્ર | ૫૨૬—૬ |

૯૯૯૯૬—૭૬ (કળાના ૪ યોજન)
મેળવતા ૧૦૦૦૦૦ યોજન વિસ્તાર થયો

[1] શાસ્ત્રમા વૈતાઢ્ય પર્વતને શ્વેત વર્ણવાળો અને રૂપાનો કહ્યો છે, તે ઉપરથી કેટલાક એવી કલ્પના કરે છે કે હાલનો જે હિમાલય પર્વત તે અતિશય બરફના કારણથી શ્વેતવર્ણો દેખાય છે, માટે એજ વૈતાઢ્ય પર્વત હોવો જોઇએ, પરન્તુ તે મતિકલ્પના સર્વથા અસત્ય અને નિર્મૂળ છે કારણ કે હિંદુસ્તાનમાંનો હિમાલય પર્વત બહુ પ્રાચીન નથી પરન્તુ નવીન છે અને વૈતાઢ્ય પર્વત તો શાશ્વત વિદ્યાધરોની વસતિવાળો ૨ મહા ગુફાવાળો છે, ઇત્યાદ સર્વ લક્ષણમાનું એક પણ લક્ષણ આ હિમા લયમા નથી, માટે ચળકતા કાચને સાચો હીરો માનવાની કલ્પના સરખી એ કલ્પના તદન અસત્ય જાણવી

રવાળા અને અનુક્રમે ઘટતા ઘટતા શિખરની આકૃતિ સરખા થઈ ઉપર ૫૦૦ યોજન વિસ્તારવાળા છે તેમજ આકારમા વૃત્ત (ગોળ) આકારવાળા છે

૨ યમકગિરિ—સર્વ રીતે ચિત્ર વિચિત્ર સરખા છે પરન્તુ મહાવિદેહના ઉત્તરકુરૂ ક્ષેત્રમા પૂર્વ પશ્ચિમ દિશાએ આવેલા છે એ બન્ને પર્વતનુ નામ સરખુજ છે

अवतरण—જમ્બૂદ્વીપમા ૨૬૯ પર્વત છે, તેમાના ૫૮ પર્વત પૂર્વ ગાથામા કહીને હવે શેષ ૨૧૧ પર્વત આ ગાથામા કહેવાય છે

दोसय कणयगिरीणं, चउ गयदंता य तह सुमेरू अ

छ वासहरा पिंडे, एगुणसत्तरि सया दुन्नी ॥ १२ ॥

સસ્કૃત અનુવાદ

द्वे शते काचनगिरीणां, चत्वारो गजदन्ताश्च तथा सुमेरुश्च

षड्वर्षधरा पिंडे,एकोनसप्तति (त्र्यधिक) शते द्वे ॥ १२ ॥

અન્વય સહિત પદચ્છેદ

दो सय कणयगिरीण य चउ गयदंता तह सुमेरु अ

छ वासहरा पिंडे दुन्नि सया एग उण सत्तरि ॥ १२ ॥

શબ્દાર્થ—

दोसय=બસો
कणयगिरीण=કચનગિરિ
चउ=ચાર
गयदंता=ગજદન્તગિરિ
य, तह=વળી, તથા
सुमेरू=મેરૂ પર્વત
अ=(છદપૂર્તિ માટે)
छ=છ
वासहरा=વર્ષધર (મહાક્ષેત્રની મર્યાદા બાંધનાર)
पिंडे=સર્વને એકત્ર કરતા, સર્વ મળીને
एगुणसत्तरि=(એક ન્યૂન સિત્તેર=) ઓગણોત્તર
सया=સો
दुन्नी=બે

गाथार्थ—૨૦૦ કચનગિરિ, ૪ ગજદન્તગિરિ, તથા ૧ મેરૂ પર્વત, ૬ વર્ષધર પર્વત, એ સર્વ મળીને બસો ઓગણોત્તર(=૨૬૯) પર્વત જમ્બૂદ્વીપમા છે ॥ ૧૨ ॥इति ४ पर्वतद्वारम् ॥

विशेषार्थः—૨૦૦ कचनगिरि—મહાવિદેહ ક્ષેત્રને વિષે દેવકુરૂ ક્ષેત્રમા તથા ઉત્તરકુરૂ ક્ષેત્રમા જે ૫-૫ સરોવર આગળ કહેવાશે, તે

દરેક સરોવરના પૂર્વ કિનારે અને પશ્ચિમ કિનારે ૧૦-૧૦ કંચનગિરિ ઉત્તર દક્ષિણ શ્રેણિએ એક પંક્તિથી રહેલા છે, જેથી ૫૦-૫૦ ની ૪ પંક્તિઓ પૂર્વક ૨૦૦ કંચનગિરિઓ દિશાકુમારી દેવીઓના રમવાના મોગરા સરખા દેખાય છે તે સુવર્ણના છે, અને ૧૦૦-૧૦૦ યોજન ઉંચા છે તથા શિખર સરખી આકૃતિવાળા (ઉપર જતા અનુક્રમે ઘટતા ઘટતા) છે (તોપણ પૂર્વાચાર્યોએ આમ્નાય પ્રમાણે ભૂમિકૂટ તરીકે કહ્યા નથી)

૪ ગજદંતગિરિ—મહાવિદેહ ક્ષેત્રમા દેવકુરૂક્ષેત્રની તથા ઉત્તર કુરૂક્ષેત્રની મર્યાદા બાંધનાર ૨-૨ પર્વતો જે ગજ=હસ્તિના દંત=દંતૂશળના આકારે વક્ર (વાંકા વળેલા) છે તે ૪ [1]ગજદંત ગિરિ કહેવાય છે ત્યા દેવકુરૂ ક્ષેત્રની પૂર્વે શ્વેત વર્ણનો સૌમનસ ગજદંત છે, અને પશ્ચિમે રક્તવર્ણનો વિદ્યુત્પ્રભ ગજદંત છે તથા ઉત્તરકુરૂ ક્ષેત્રની પૂર્વ દિશામા નીલ વર્ણનો માલ્યવંત નામે ગજદંત છે, અને પશ્ચિમ દિશામા પીળા વર્ણનો ગંધમાદન નામે ગજદંત ગિરિ છે એ ચારે પર્વતો પૂર્વે કહેલા ૧૬ વક્ષસ્કાર પર્વતોની પેઠે અશ્વસ્કંધ સરખી આકૃતિએ પ્રારંભમા ૪૦૦ યોજન ઉંચા અને પર્યન્તે ૫૦૦ યોજન ઉંચા છે, પરન્તુ તફાવત એ છે કે પ્રારંભમા (નિષધ પર્વત પાસે) ૫૦૦-૫૦૦ યોજન વિસ્તારવાળા છે, અને પર્યન્ત ભાગે અતિશય પાતળા શસ્ત્રની ધાર સરખા છે

૧ मेरु पर्वत—જંબૂદ્વીપના તેમજ મહાવિદેહ ક્ષેત્રના પણ અતિ મધ્યભાગમા મંદરગિરિ નામનો મેરૂ પર્વત છે તે ભૂમિની સપાટી સ્થાને ૧૦૦૦૦ (દશ હજાર) યોજન, મૂળમા ૧૦૦૯૦$\frac{૧૦}{૧૧}$ યોજન અને શિખર ભાગે ૧૦૦૦ યોજન વિસ્તારવાળો છે તે વિશેષ ભાગે સુવર્ણનો બનેલો અને મૂળથી ૧૦૦૦૦૦ (એક લાખ) યોજન ઉંચો છે તથા ચારે તરફથી ગોળ આકારવાળો છે

૬ वर्षधर पर्वत—આ પર્વતોનુ સ્થાન તથા પ્રમાણ ૭ મહાક્ષેત્રના પ્રસંગે ૧૧ મી ગાથામા કહ્યુ છે ત્યાથી જાણવુ, અને ઉંચાઇ તથા વર્ણ ૨૭ મી તથા ૨૮ મી ગાથામા કહેવાશે ત્યાથી જાણવા તથા वर्ष એટલે ક્ષેત્રને धर=ધારણ કરનાર અર્થાત્ ક્ષેત્રોની મર્યાદા બાંધનાર પર્વત તે वर्षधर પર્વત કહેવાય, એ શબ્દાર્થ જાણવો એ રીતે ૨૬૯ પર્વતો થયા ॥૧૨॥इति ४ पर्वतद्वारम् ॥

---

[1] ગજદંતગિરિનુ બીજુ નામ વક્ષસ્કાર પર્વત પણ છે, પરન્તુ તે અતિ પ્રસિદ્ધ નથી

## ૨૬૯ પર્વતોનો સંક્ષિપ્ત યંત્ર.

| સંખ્યા | પર્વતના નામ | સ્થાન | ઉંચાઈ (યોજન) | વિસ્તાર (યોજન) | આકાર | શાના બનેલા અને વર્ણ | કુટ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | લઘુ હિમ૦ | ભ૦–હિમ૦ ના મધ્યમા | ૧૦૦ યોજન | ૧૦૫૨—૧૨ | લંબ ચોરસ | પીળા (સુવર્ણનો) | ૧૧ |
| ૧ | મહાહિમ૦ | હિમ૦ હરિ૦ ના મધ્યમા | ૨૦૦ ,, | ૪૨૧૦—૧૦ | , | ,, | ૮ |
| ૧ | નિષધ | હરિ૦ મહા૦ ના મધ્યમા | ૪૦૦ , | ૧૬૮૪૨—૨ | ,, | લાલ (તપનીય સુવર્ણનો) | ૯ |
| ૧ | નીલવત | મહા૦–રમ્યક્ ના મધ્યમાં | ૪૦૦ | ૧૬૮૪૨—૨ | , | લીલો (વૈડૂર્યરત્નનો)[2] | ૯ |
| ૧ | રૂક્મી | રમ્ય૦ હૈર૦ ના મધ્યમા | ૨૦૦ | ૪૨૧૦—૧૦ | , | શ્વેત (રૂપાનો) | ૮ |
| ૧ | શિખરી | હૈર૦—ઐરા૦ ના મધ્યમા | ૧૦૦ | ૧૦૫૨—૧૨ | , | પીળા (સુવર્ણનો) | ૧૧ |
| ૪ | વૃત્ત વેતા૦ | ૪ યુગલ ક્ષેત્રમા | ૧૦૦૦ , | ૧૦૦૦ | [1]પલ્ય જેવો | શ્વેત (રત્નના) | ૦ |
| ૩૪ | દીર્ઘવૈતા૦ | ૩૪ વિજયોમા | ૨૫ ,, | ૫૦ | લંબ ચોરસ | શ્વેત (રૂપાના) | ૩૦૬ |

૧ ધાન્ય ભરવાનો પ્યાલા સરખા આકારવાળો વાસની ચીપોનો કોઠો તે પલ્ય કહેવાય. ૨ પાના–પન્ના

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬ | વક્ષસ્કાર | મહાવિદેહમા | ૫૦૦ ,, | ૫૦૦ | લમ્બચોરસ | પીળા (સુવર્ણના) | ૬૪ |
| ૨ | ચિત્ર-વિચિત્ર | દેવકુરૂમા | ૧૦૦૦ ,, | ૧૦૦૦ | ૧ઊર્ધ્વગોપુચ્છ | ,, | ૦ |
| ૨ | યમક | ઉત્તરકુરૂમા | ,, ,, | ,, | ,, | ,, | ૦ |
| ૨૦૦ | કંચનગિરિ | ૧૦૦ દેવકુ૦ માં ૧૦૦ ઉ૦કુરૂમા | ૧૦૦ ,, | ૧૦૦ | ,, | ,, | ૦ |
| ૪ | ગજદંત | ૨ દેવકુરૂ અન્તે ૨ ઉત્તરકુરૂ અન્તે | ૫૦૦ , | ૫૦૦ | અશ્વસ્કંધ અને હસ્તિના દંતૂશળ | લાલ પીળા શ્વેત લીલો (સુવર્ણ રત્નના) | ૩૨ |
| ૧ | મેરૂ પર્વત | મહાવિ૦ મા | ૧ લાખ , | ૧૦૦૯૦૧૦/૧૧ | ઊર્ધ્વગોપુચ્છ | પીળા (સુવર્ણના) | ૯ |
| ૨૬૯ | | | | | | | ૪૬૭ |

૧ ગાયે ઉભુ કરેલું પૂછડુ જેમ મૂળમા વિસ્તારવાળુ અને ઉપર ઘટતુ ઘટતુ હોય છે તેવુ શાસ્ત્રમા એજ શબ્દ વિશેષ આવે છે

અવતરણ —હવે ૯ મુ કૂટદ્વાર કહેવાય છે ત્યા જમ્બૂદ્વીપમા ૪૬૭ ગિરિકૂટ અને, ૫૮ ભૂમિકૂટ મળી ૫૨૫ કૂટ (શિખર તથા શિખર આકૃતિનાળા પર્વતો) છે તે આ ૧૩ થી ૧૭ મી ગાથા સુધીમા દર્શાવે છે ત્યા પ્રથમ આ ગાથામા ૨૦ પર્વત ઉપરના ૯૪ ગિરિકૂટ કહેવાય છે

**सोलसवक्खारेसु, चउ चउ कूडा य हुंति पत्तेयं**
**सोमणस गधमायण, सत्तट्ठ य रुप्पिमहहिमवे॥१३॥**

સંસ્કૃત અનુવાદ

षोडशवक्षस्कारेषु चत्वारि चत्वारि कूटानि भवन्ति प्रत्येक
सौमनसगधमादनयो सप्ताष्टौ च रुक्मिमहाहिमवतोः ॥१३॥

અન્વય સહિત પદચ્છેદ

सोलस वक्खारेसु पत्तेय चउ चउ कूडा हुति य
सोमणस गंधमायण सत्त, य रुप्पि महहिमवे अट्ठ ॥१३॥

શબ્દાર્થ

सोलस=સોળ
वक्खारेसु=વક્ષસ્કાર પર્વતો ઉપર
चउ चउ=ચાર ચાર
कूडा=કૂટ, શિખર
य=અને, તથા
हुति=છે
पत्तेय=પ્રત્યેક ઉપર
सोमणस=સોમનસ ગજદતગિરિ ઉપર
गधमायण=ગંધમાદન ગજ૦ત ગિરિ ઉપર
सत्त=સાત સાત શિખર છે
अट्ठ=આઠ આઠ શિખર છે
य=વળી, અને
रुप्पि=રૂકિમ પર્વત ઉપર
महहिमवे=મહાહિમવત પર્વત ઉપર

गाथार्थ—૧૬ વક્ષસ્કાર ગિરિમા પ્રત્યેક—દરેક પર્વત ઉપર ૪-૪ શિખર છે તથા સૌમનસ અને ગંધમાદન એ બે ગજદત ગિરિ ઉપર ૭-૭ છે, અને રૂકિમ પર્વત તથા મહાહિમવત પર્વત

એ બે પર્વત ઉપર ૮-૮ શિખર છે (એ પ્રમાણે અહિં ૨૦ પર્વત ઉપર ૬૪ ગિરિકૂટ કહ્યા) ॥ ૧૩ ॥

विशेषार्थ.—ગાથાર્થવત્ સુગમ છે

---

अवतरणः—આ ગાથામા ૩૯ પર્વત ઉપરના ૩૫૨ ગિરિકૂટ (શિખરો) કહેવાય છે

**चउतीसवियड्ढेसु, विज्जुप्पहनिसढनीलवंतेसु**
**तह मालवत सुरगिरि, नव नव कूडाइ पत्तेयं ॥१४॥**

સંસ્કૃત અનુવાદ

चतुस्त्रिंशद्वैताढ्येषु, विद्युत्प्रभनिषधनीलवत्तेषु
तथा माल्यवत्सुरगिरयोर्नव नव कूटानि प्रत्येकम् ॥१४॥

અન્વય સહિત પદચ્છેદ

चउतीस वियड्ढेसु विज्जुप्पह निसढ नीलवतेसु
तह मालवत सुरगिरि पत्तेय नव नव कूडाइ ॥१४॥

શબ્દાર્થ —

चउतीस=ચોત્રીસ
वियड्ढेसु=વૈતાઢ્ય પર્વતો ઉપર
विज्जुप्पह=વિદ્યુત્પ્રભગજદંતગિરિ ઉપર
निसढ=નિષધ પર્વત ઉપર
नीलवतेसु=નીલવંત પર્વત ઉપર
तह=તથા
मालवत=માલ્યવંતગજદંતગિરિ ઉપર
सुरगिरि=મેરૂ પર્વત ઉપર
नव नव=નવ નવ
कूडाइ=કૂટ, શિખરો (છે)
पत्तेय=પ્રત્યેક ઉપર

गाथार्थः—૩૪ વૈતાઢ્ય પર્વત ઉપર, વિદ્યુત્પ્રભ નામના ગજદંત પર્વત ઉપર, તથા નિષધ પર્વત અને નીલવંત (એ બે વર્ષધર પર્વત) ઉપર માલ્યવંત નામના ગજદંત પર્વત ઉપર અને મેરૂ પર્વત ઉપર (નંદન વનમા) એ દરેક પર્વત ઉપર ૯-૯ કૂટ-

[1]શિખરો છે (=એ ૩૯ પર્વતો ઉપર ૩૫૮ શિખર છે) ॥૧૪॥

विशेषार्थः—ગાથાર્થવત્ સુગમ છે

---

अवतरणः—હવે આ ગાથામાં ૨ પર્વત ઉપરના ૨૭ કૂટ કહીને કેટલા પર્વતો ઉપર કેટલા શિખરો (ગિરિકૂટ) થયા તેનો સર્વ મેળ કહે છે

**हिमसिहरिसु इक्कारस, इय इगसट्ठीगिरिसु कूडाण**
**एगत्ते सव्वधण, सय चउरो सत्तसट्ठी य ॥१५॥**

સંસ્કૃત અનુવાદ

हिमवन्छिखरिणोरेकादशेत्येकषष्ठिगिरिषु कूटानाम्
एकत्वे सर्वधन शतानि चत्वारि सप्तषष्ठिश्च ॥१५॥

અન્વય સહિત પદચ્છેદ

**हिम सिहरिसु इक्कारस इय इगसट्ठी गिरिसु कूडाण**
**एगत्ते सव्व धण, चउरो सय य सत्त सट्ठी ॥१५॥**

શબ્દાર્થ —

| | |
|---|---|
| हिम=હિમવંત પર્વત ઉપર | एगत्ते=એકત્વ કરતા, મેળવતા |
| सिहरिसु=શિખરી પર્વત ઉપર | सव्व=સર્વ, કુલ |
| इक्कारस=અગ્યાર | धण=ધન, સંખ્યા |
| इय=એ પ્રમાણે | सय=સો |
| इगसट्ठी=એકસઠ | चउरो=ચાર |
| गिरिसु=પર્વતો ઉપર | सत्तसट्ठी=સડસઠ |
| कूडाण=કૂટોની,શિખરોની(નું) | य=અને |

---

૧ અહિં વિદ્યુત્પ્રભ ગજદંત પર્વત ઉપર ૧ हरिकूट, માલ્યવંત ગજ૦ ઉપર ૧ हरिसह कूट, અને મેરૂ પર્વત ઉપર નંદન વનમાં ૧ बलकूट એ ત્રણ ગિરિકૂટ सहस्रांक कूट ના નામથી પ્રસિદ્ધ છે (૧૦૦૦ યોજન ઉંચા હોવાથી)

**ગાથાર્થઃ**—લઘુ હિમવંત પર્વત તથા શિખરી પર્વત ( એ બે વર્ષધર પર્વત) ઉપર ૧૧-૧૧ શિખરો છે ( જેથી ૨ પર્વત ઉપર ૨૨ શિખરો થયા) એ પ્રમાણે ૬૧ પર્વતો ઉપર શિખરોની સંખ્યા એકઠી કરતા (મેળવતા) સર્વ સંખ્યા ચારસો અને સડસઠ (૬૪+૩૦+૩૫૧+૨૨=૪૬૭ શિખરો-ગિરિકૂટ) થાય છે ॥૧૫॥

**વિશેષાર્થ**—ગાથાર્થમાં કહ્યા પ્રમાણે સર્વ ગિરિકૂટ ૪૬૭ છે, તેના પ્રમાણાદિકનું કિંચિત્ સ્વરૂપ કહેવાય છે

વૈતાઢ્ય પર્વતોના ૩૦૬ ગિરિકૂટ ૬। યોજન ઉંચા, ૬। યોજન મૂળમાં વિસ્તારવાળા, અને શીર્ષભાગે કંઇક અધિક ૩ યોજન વિસ્તારવાળા છે તથા માલ્યવંત ગજદંત, વિદ્યુત્પ્રભ ગજદંત, અને મેરૂ પર્વતના નંદનવનમાં આવેલા કૂટોમાંનુ એક સહસ્રાંક કૂટ મળી ૩ સહસ્રાંક કૂટ ૧૦૦૦ યોજન ઉંચા, ૧૦૦૦ યોજન મૂળમાં વિસ્તારવાળા, અને સર્વની ઉપરના ભાગમાં ૫૦૦ યોજન વિસ્તારવાળા છે શેષ ૧૫૮ ગિરિકૂટ ૫૦૦ યોજન ઉંચા, ૫૦૦ યોજન મૂળમાં વિસ્તારવાળા અને ઉપરના ભાગમાં ૨૫૦ યોજન વિસ્તારવાળા છે એ પ્રમાણે દરેક કૂટની ઉંચાઇ અને મૂળ વિસ્તાર એ બે સરખા હોય છે, અને ઉપરનો વિસ્તાર અનુક્રમે ઘટતો ઘટતો મૂળ વિસ્તારથી અર્ધ (વિસ્તાર) હોય છે, તેથી સર્વ ગિરિકૂટ ઉર્ધ્વ ( ઉંચા કરેલા ) ગોપુચ્છ સરખા આકારવાળા છે

તથા વૈતાઢ્ય ઉપરના મધ્યમાં રહેલા ૩-૩ કૂટ (=૧૦૨ કૂટ) સુવર્ણના છે, અને શેષ સર્વ કૂટ (૩૬૫ કૂટ રત્નમય-રત્નના) છે

તથા એ દરેક (૬૧) પર્વત ઉપરના કૂટોમાંનુ પર્યન્ત ભાગે રહેલું એકેક કૂટ (પહેલું કૂટ) સિદ્ધકૂટ નામનું હોય છે તે સિદ્ધકૂટ ઉપર ૩ દ્વારવાળું અને લંબચોરસ આકારવાળું સિદ્ધાયતન ( શ્રી-શાશ્વત જિનેન્દ્ર ભગવંતનુ મંદિર) હોય છે, તે મંદિરમાં મધ્ય ભાગે શ્રી જીનેન્દ્ર ભગવંતની ૧૦૮ શાશ્વતી પ્રતિમાઓ અને દરેક દ્વારે ૪-૪ પ્રતિમાઓ મળી કુલ ૧૨૦ શાશ્વત પ્રતિમાઓ હોય છે તે દરેક પ્રતિમા ૫૦૦ ધનુષ્ ઉંચી છે, અને તેમાં જૂદા જૂદા નાના અવયવો જૂદા જૂદા રત્નોના બનેલા હોય છે એ ૬૧ પર્વત

ઉપર ૬૧ શાશ્વત્ ચૈત્યને વિષે રહેલી ૭૩૨૦ શાશ્વત્ પ્રતિમાઓને હું મન વચન કાયા વડે પ્રતિદિન નમસ્કાર કરૂં છું, (એવી ભાવના ભાવવી) સિદ્ધકૂટ સિવાયના સર્વ (૪૦૧) ગિરિકૂટ ઉપર યથાસંભવ દેવદેવીઓનો એકેક ³સમચોરસ પ્રાસાદ (ભૂમિ ઉપર રહેલો સમચોરસ મ્હેલ સરખો) હોય છે, તેમાં તે તે કૂટના અધિપતિ દેવ અથવા દેવીઓ રહે છે ॥૧૫॥

अवतरणः—પૂર્વ ગાથામાં ૬૧ પર્વતોના દરેકના નામપૂર્વક તે તે પર્વતો ઉપર શિખરોની જૂદી જૂદી સંખ્યા દર્શાવી ગણાવ્યા, અને હવે આ ગાથામાં જેટલા પર્વતો શિખરોની સરખી સંખ્યાવાળા છે તેટલા પર્વતોનો તે સંખ્યા સાથે ગુણાકાર કરી ટુંકામાં પર્વતોની સંખ્યા સહિત શિખરોની સંખ્યા ગણી દેખાડે છે—

**चउ सत्त अट्ठ नवगे-गारसकूडेहिं गुणह जहसंखं**
**सोलस दुदु गुणयालं, दुवे य सगसट्ठि सय चउरो॥१६॥**

સંસ્કૃત અનુવાદ

चतुःसप्ताष्टनवकैकादशकूटैर्गुणयत यथासंख्य
षोडश द्वे द्वे एकोनचत्वारिंशत द्वे च सप्तषष्ठ्यधिकानि शतानि चत्वारि १६

અન્વય સહિત પરિચ્છેદ

जह संख सोलस चउ, दु सत्त, दु अट्ठ, गुणयाल नवग
य दुवे इगारस कूडेहिं गुणह चउरो सय सगसट्ठि ॥ १६ ॥

૧ પશ્ચિમ દિશામાં દ્વાર નથી માટે ૨ વૈતાઢ્ય વિના ૨૭ સિદ્ધાયતનો ૫૦ યોજન દીર્ઘ ૨૫ યોજન વિસ્તારવાળા અને ૩૬ યોજન ઉંચા છે અને વૈતા૦ ના ૩૪ સિદ્ધા૦ ૧ ગાઉ દીર્ઘ ૦॥ ગાઉ વિસ્તૃત અને કંઇક ન્યૂન ૧ ગાઉ ઉંચા છે ૩ ૩૧॥ યોજન લાંબા પ્હોળા અને ૬૨॥ યોજન ઉંચા ૨૭ પર્વત ઉપરના પ્રાસાદ છે અને શેષ ૩૪ પર્વત ઉપરના દેવપ્રાસા ૦॥ ગાઉ લાંબા પ્હોળા અને ૧ ગાઉ ઉંચા છે

શબ્દાર્થ

| | |
|---|---|
| चउ=ચાર (શિખરો વડે) | सोलस=સોળ(વક્ષસ્કાર પર્વતને) |
| सत्त=સાત (શિખરો વડે) | दु=બે (ગજદંત પર્વત)ને |
| अट्ठ=આઠ (શિખરો વડે) | दु=બે ( રૂકિમ અને મહાહિમ૦ ) ને |
| नवग=નવ (શિખરો વડે) | गुणयाल=ઓગણચાલીસ (વૈતાઢ્યાદિક) ને |
| इगारस=અગ્યાર (શિખરો વડે) | दुवे=બે (હિમવંત-શિખરી) ને |
| कूडेहिं=શિખરો વડે | य=તથા, અને |
| गुणह=ગુણો, ગુણાકાર કરો (કરીએ) | सगसट्ठि=સડસઠ |
| जहसंखं=અનુક્રમે | सयचउरो=ચારસો |

**गाथार्थः**—અનુક્રમે ૧૬ પર્વતને ૪ શિખરો સાથે, ૨ પર્વતને ૭ શિખરો સાથે, બીજા ૨ પર્વતોને ૮ શિખરો સાથે, ૩૯ પર્વતોને ૯ શિખરો સાથે અને ૨ પર્વતને ૧૧ શિખરો સાથે ગુણો (ગુણીએ અને સર્વનો સરવાળો કરીએ) તો ૪૬૭ શિખરો આવે છે

**विशेषार्थः**—ગાથાર્થવત્ સુગમ છે, પરન્તુ ગાથામાં કહેલા ૧૬-૨-૨-૩૯-૨ પર્વતો કયા ક્યા? તેનું નામનાણું કોષ્ટક આ પ્રમાણે—॥૨૬॥

## ॥ ૪૬૭ ગિરિકૂટનો યન્ત્ર ॥

| પર્વતસંખ્યા | પર્વતોના નામ | પ્રત્યેક ઉપર કૂટ સંખ્યા | સર્વ કૂટસંખ્યા | મૂળ વિસ્તાર તથા ઉંચાઇ (યોજન) | અગ્ર (શિખર) ભાગે વિસ્તાર | શિખરો શાના બનેલા? |
|---|---|---|---|---|---|---|
| ૧૬ | વક્ષસ્કાર | ૪ | ૬૪ | ૫૦૦ | મૂળવિસ્તારથી અર્ધ | રત્નમય |
| ૨ | સોમનસ ગજ૦<br>ગન્ધમાદન , | ૭ | ૧૪ | ,, | ,, | ,, |
| ૨ | રૂકમી-મહાહિમ૦ | ૮ | ૧૬ | ,, | ,, | ,, |
| | ૩૮ વૈતાઢ્ય<br>૧ વિદ્યુત્પ્રભ ગજ૦ | | | ૬૧<br>૫૦૦(૮)<br>૧૦૦૦ (૧) | ,, | રત્નમય (૬)<br>સુવર્ણમય(૩)<br>રત્નમય<br>,, |

૧૧

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૯ | ૧ માલ્યવત ગજ૦<br>૧ નિષધ<br>૧ નીલવત<br>૧ મેરૂ પર્વત | ૯ | ૩૫૧ | ,<br>૫૦૦<br>,,<br>૫૦૦(૮)<br>૧૦૦૦(૧) | ,,<br>,,<br>,,<br>,, | ,<br>,,<br>,,<br>, |
| ૨ | લઘુહિમ૦-શિખરી | ૧૧ | ૨૨ | ૫૦૦ | ,, | ,, |
| ૬૧ | | | ૪૬૭ | | | |

---

अवतरणः—પૂર્વે ૪૬૭ ગિરિકૂટ કહીને હવે આ ગાથામાં ભૂમિ ઉપર રહેલા અને પર્વતના શિખર સરખી આકૃતિવાળા ૫૮ ભૂમિકૂટ કહે છે—

चउतीसुं विजएसुं, उसुकूडा अट्ठ मेरुजंबुम्मि
अट्ठ य देवकुराए, हरिकूड हरिस्सहे सट्ठी ॥१७॥

( इय अडवन्न धरणिकूडा-पाठान्तरम् [3] ॥१७॥ )

સંસ્કૃત અનુવાદ

चतुस्त्रिंशत्सु विजयेषु, ऋषभकूटान्यष्टौ मेरौ जम्ब्वा
अष्टौ च देवकुरुषु, हरिकूटहरिस्सहे षष्ठिः ॥१७॥

અન્વય સહિત પદચ્છેદ

चउतीसु विजएसु उसु कूडा अट्ठ मेरु जंबुम्मि
य अट्ठ देवकुराए, हरिकूड हरिस्सहे सट्ठी ॥१७॥

---

૧ उसहकूडा એવો પણ પાઠ છે

૨-૩ જમ્બૂ૦સંગ્રહણી મૂળમા हरिकूड हरिस्सहे सट्ठी છે, પરન્તુ વૃત્તિકર્તાએ इय अडवन्न धरणिकूडा એ પાઠ જોઇએ એમ કહ્યુ છે

શબ્દાર્થ —

| | |
|---|---|
| चउतीसु-ચોત્રીસ | य=તથા, અને |
| विजएसु=વિજયોમા | अट्ठ=આ૦ કૂટ |
| उसुकूडा=ઋષભકૂટ | देवकुराए=દેવકુરૂ ક્ષેત્રમા (શાલ્મલિવૃક્ષના વનમા) |
| अट्ठ=આઠ | हरिकूड=હરિકૂટ, हरिस्सहे=હરિસ્સહકૂટ } આ બે ગિરિકૂટ છે |
| मेरु=મેરૂ પર્વત સબધિ (ભદ્રશાલ વનના ) | सट्ठी=એ ૬૦(=૫૮)*ભૂમિકૂટ છે |
| जम्बुम्मि=જબૂવૃક્ષના વનમા (ઉત્તરકુરૂ ક્ષેત્રમા) | |

गाथार्थः—ચોત્રીસ વિજયોમા (ભરતક્ષેત્ર આદિ લઘુ ક્ષેત્રોમા) ૩૪ ઋષભકૂટ છે, મેરૂ પર્વતના ભદ્રશાલવનમા ૮ ભૂમિકૂટ છે, ૮ ભૂમિકૂટ જબૂવૃક્ષના વનમા ( ઉત્તરકુરૂક્ષેત્રને વિષે ) છે, અને ૮ ભૂમિકૂટ દેવકુરૂ ક્ષેત્રમા (શાલ્મલિ વૃક્ષના વનમા) છે, તથા હરિકૂટ અને હરિસ્સહકૂટ એ (પૂર્વે ગિરિકૂટમા ગણાયલા હોઈને અહીં પુન ન ગણવાથી) ૬૦ એટલે વાસ્તવિક રીતે *૫૮ ભૂમિકૂટ છે ॥૧૭॥इति ५ कूटद्वारम॥

विशेषार्थ —ગાથાર્થમા કહેલા ૫૮ ભૂમિકૂટોના સ્થાન અને પ્રમાણ આદિ કિચિત્ સ્વરૂપ આ પ્રમાણે—

## ॥ ૩૪ ઋષભકૂટ પર્વત ॥

દરેક વિજયની બે બે મહાનદીઓ પર્વત ઉપરથી નીચે જ્યા પોતપોતાના નામવાળા પ્રપાતકુડોમા પડે છે તે બે પ્રપાતકુડના આતરામા મધ્યભાગે ચોત્રીસે વિજયોમા એકેક ઋષભકૂટ હોવાથી ૩૪ ઋષભકૂટ છે તે દરેક ઋષભકૂટ ભૂમિ ઉપર ૮ યોજન ઉંચો તથા ૨ યોજન ઉંડા છે તથા મૂળમા ૮ યોજન અને શીર્ષભાગે ૪ યોજન વિસ્તારવાળા હોવાથી સર્વ બાજુની વૃત્ત આકારવાળા એ પર્વતો ઉંચા કરેલા ગોપુચ્છ સરખા સસ્થાન (આકૃતિ)વાળા છે એ કૂટોના

* હરિકૂટ અને હરિસ્સહકૂટ એ બે ગિરિકૂટ હોવાથી પૂર્વે ૪૬૭ ગિરિકૂટમા ગણાઇ ગયેલ છે જેથી તે બે કૂટ અહીં પુન ન ગણીને ૫૮ ભૂમિકૂટ કહેવા

અધિપતિ ઋષભદેવ નામના દેવો હોવાથી ઋષભકૂટ કહેવાય છે દરેક વિજયના ૬ ખડમા એ કૂટ ચોથા ખડને વિષે આવેલા છે દરેક વિજયમા ઉત્પન્ન થયેલ ચક્રવર્તિ જ્યારે ૬ ખડનો દિગ્વિજય કરવા નીકળે છે તે વખતે અનુક્રમે ચોથા ખડનો દિગ્વિજય કરી લઘુ હિમવત પર્વતના અધિપતિ હિમવત દેવને જીત્યા બાદ પાછા વળતા આ ઋષભકૂટની પાસે આવી પોતાના રથની અણીથી કૂટને ૩ વાર સ્પર્શ કરી કાકિણી નામના રત્ન વડે કૂટ ઉપર પૂર્વ દિશામા પોતાનુ નામ લખે છે સર્વે ઋષભકૂટ જાબૂનદ જાતિના સુવર્ણના છે

## ॥ ૮ કરિકૂટ પર્વત ॥

મહાવિદેહ ક્ષેત્રના અતિ મધ્ય ભાગમા જ્યા મેરૂ પર્વતની તળેટી સ્થાને (નીચે ભૂમિ ઉપર) રહેલા ભદ્રશાલ નામના વનમા આઠ વિદિશાઓને વિષે ઉભા રહેલા કરિ=હાથીના આકાર સરખા આઠ કૂટ=ભૂમિપર્વત છે તે ૮ કરિકૂટ કહેવાય છે એ દરેક કરિકૂટ (હસ્તિકૂટ—દિગ્ગજકૂટ—ગજકૂટ) ૫૦૦ યોજન ઉચા, ૧૨૫ યોજન ઉડા, ૫૦૦ યોજન મૂળમા વિસ્તારવાળા અને ૨૫૦ યોજન શીર્ષભાગે વિસ્તારવાળા છે એ દરેક ઉપર કૂટના નામ સરખા નામવાળા દેવો રહે છે અને મેરૂ પર્વતના નીચેના વનમા રહેલા હોવાથી ગાથામા મેરૂ (કૂડા)=મેરૂકૂટ કહ્યા છે આ ૮ કરિકૂટ સુવર્ણના છે

## ॥ ૮ જબૂકૂટ પર્વત ॥

મહાવિદેહ ક્ષેત્રમા ઉત્તર દિશાએ આવેલા ઉત્તરકુરૂ ક્ષેત્રને વિષે જબૂદ્વીપના અધિપતિ અનાદૃત દેવના નિવાસ યોગ્ય જે અનેક નાના મોટા જબૂવૃક્ષોના પરિવારવાળુ મહાન્ જબૂવૃક્ષ છે તે પોતાની આસપાસ ફરતા ૧૦૦-૧૦૦ યોજન વિસ્તારવાળા ૩ વનો વડે વીટાયલુ છે તેમાના પહેલા વનમાજ આઠ વિદિશાઓને વિષે ૮ ભૂમિકૂટ પર્વત છે તે પૂર્વે કહેલા ઋષભકૂટ સરખા પ્રમાણવાળા અને જાબૂન૰ જાતિના સુવર્ણના છે તે દરેક જબૂકૂટ ઉપર ૧ ગાઉ દીર્ઘ, ાા ગાઉ વિસ્તૃત અને કંઇક ન્યૂન ૧ ગાઉ ઉંચા શાશ્વત જિનચૈત્યો છે.

## ॥ ૮ શાલ્મલિકૂટ પર્વત ॥

મહાવિદેહ ક્ષેત્રને વિષે દક્ષિણ દિશામા આવેલા દેવકુરૂ ક્ષેત્રને વિષે ગરૂડવેગ નામના દેવને નિવાસ કરવા યોગ્ય સર્વ રીતે પૂર્વોક્ત જબૂવૃક્ષના ૩ વન સરખા અહી શાલ્મલિ વૃક્ષના ૩ વન છે તેમાના પહેલા વનમા ૮ ભૂમિકૂટ છે, તેનુ સ્વરૂપ સર્વ રીતે ૮ જબૂકૂટ સરખુ કહેવુ પરન્તુ દરેકના નામ જૂદા જુદા છે, અને આ આઠે કૂટ રૂપાના છે એ શાલ્મલિકૂટો દેવકુરૂ ક્ષેત્રમા હોવાથી ગાથામા દેવકુરાए (=દેવકુરૂમા) કહેલ છે

તથા ગાથામા हरिकूट અને हरिस्सह એ બે કૂટ કહીને ૬૦ ભૂમિકૂટ કહ્યા છે, પરન્તુ એ બે મહત્વાકૂટ છે તે વિદ્યુત્પ્રભ અને માલ્યવત ગજદતગિરિના નવ નવ કૂટમા ગિરિકૂટ તરીકે ગણાઈ ગયા છે, માટે અહી પુન ન ગણતા *૫૮ ભૂમિકૂટ ગણવા ॥૧૭॥ इति ५ कूटद्वारम् ॥

---

अवतरणः—હવે આ ગાથામા છઠ્ઠુ તીર્થદ્વાર (એટલે જબૂદ્વીપમા તીર્થ કેટલા છે તે) કહે છે—

**मागहवरदामपभा—सतित्थ विजयेसु एरवयभरहे**
**चउतीसा [1]तिहि गुणिया, दुरुत्तरसय तु तित्थाण ॥१८॥**

સસ્કૃત અનુવાદ

मागधवरदामप्रभासतीर्थानि विजयेषु ऐरावतभरतयो
चतुस्त्रिंशत् त्रिभिर्गुणिता, द्व्युत्तरशत तु तीर्थानाम् ॥१८॥

---

* શ્રી જબૂ૦ સગ્રહણિની વૃત્તિમા તો " એ ગાથાના ચોથા ચરણના સ્થાને इय अडवन्न धरणिकूडा એવો પાઠ જોઇએ અને એ ગાથા પ્રાચીન પુસ્તકોમા દેખાતી નથી તો પણ ઉપયોગી હોવાથી કહી છે " એમ કહ્યુ છે　　૧ છાપેલી પ્રતમા तीहिं છે

અન્વય સહિત પદચ્છેદ

विजयेसु एरवय भरहे मागह वरदाम पभास तित्थ
तु चउतीसा तिहिं गुणिया दु उत्तर सय तित्थाण ॥१८॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| मागह=માગધ તીર્થ | चउतीसा=ચોત્રીસ (ને) |
| वरदाम=વરદામ તીર્થ | तिहिं=ત્રણવડે |
| पभास=પ્રભાસ તીર્થ | गुणिया=ગુણ્યા છતા, ગુણતા |
| तित्थ=તીર્થ (જળમા ઉતરવા યોગ્ય સ્થાને માગધ દેવસ્થાન) | दुरुत्तर=(બે ઉત્તર=) બે અધિક |
| विजयेसु=૩૨ વિજયોમા | सय=સો |
| एरवय=ઐરાવત ક્ષેત્રમા | तु=(છંદપૂર્તિ માટે ) |
| भरहे=ભરત ક્ષેત્રમા | तित्थाण=તીર્થોની સખ્યા, તીર્થો |

गाथार्थ —મહાવિદેહની ૩૨ વિજયોમા ભરતક્ષેત્રમા તથા ઐરાવત ક્ષેત્રમા (એ ૩૪ વિજયોમા) માગધ વરદામ અને પ્રભાસ એ ત્રણ ત્રણ તીર્થ છે તેથી ૩૪ ને ૩ વડે ગુણતા એકસો બે (=૧૦૨) તીર્થ જબૂદ્વીપમા છે ॥ ૧૮ ॥ इति ६ तीर्थद्वारम् ॥

विशेषार्थ—જળાશયમા ઉતરવા યોગ્ય ઢાળ પડતો અનુક્રમે નીચો નીચો ગયેલો જે ભૂમિભાગ તે [1]तीर्थ કહેવાય અથવા નદીઓ જ્યા સમુદ્રને મળે છે તે સગમસ્થાન પણ [2]तीर्थ કહેવાય અથવા નદીઓ વિગેરે જળાશયોના સુખે ઉતરી શકાય એવા ભૂમિભાગ તે [3]तीर्थ કહેવાય, અને તે સ્થાને નજીકમા રહેલા દેવ-

૧ तीर्थ नामावतरण-मार्गोऽम्भोधौ तटाकवत्(=તળાવ સરખો સમુદ્રમાં ઉતરવાનો માર્ગ તે તીર્થ ) ઇતિ ક્ષેત્રલોકપ્રકાશ ૨ લોકપ્રસિદ્ધ અર્થ છે

૩ सरियाईण भागो, निरवायो [=નદીઓ વિગેરેના નિરપાય કષ્ટ રહિત—સુખે ઉતરવાયોગ) ભૂમિભાગ તે તીર્થ ( દ્રવ્ય તીર્થ ) ]-ઇતિ વિશેષાવશ્યક અથવા સામાન્ય રીતે વિશિષ્ટ જળસ્થાન અથવા સંપૂર્ણ જળાશય પણ તીર્થ કહેવાય છે તેમજ જ્યાં અથવા જેના વડે (तृ तर्) એ ધાતુ ચક્રવર્તિ આદિને ( उत् અથવા अव ઉપસર્ગપૂર્વક ) ઉત્તરણ અથવા અવતરણના ( એટલે જળમા ઉતરવાના ) ભાવાર્થમા લેવા બીજા પણ તીર્થ શબ્દના અનેક અર્થ છે પરન્તુ અહીં તો ઉપર કહેલા અર્થ ગ્રહણ કરવા.

સ્થાનો પણ તીર્થ કહેવાય તેના તીર્થ અહી જંબૂદ્વીપમા ૧૦૨ છે તેના નામ સ્થાન આદિ કિંચિત્ સ્વરૂપ આ પ્રમાણે—

## ॥ ૧૦૨ તીર્થના સ્થાન ॥

ભરતક્ષેત્રમા પૂર્વ દિશાએ ગગા મહાનદી જ્યા લવણ સમુદ્રમા મળે છે, ત્યા ગગા નદીના સગમસ્થાનથી ( અથવા સગમ સ્થાને ) સમુદ્રમા ૧૨ યોજન દૂર માગધ દેવની રાજધાનીવાળો માગધદ્વીપ નામનો દ્વીપ છે તે માગધ તીર્થ કહેવાય છે તેવીજ રીતે ભરતક્ષેત્રમા પશ્ચિમ દિશાએ સિંધુ મહાનદીના સગમસ્થાને ૧૨ યોજન દૂર સમુદ્રમાં પ્રભાસ દેવની રાજધાનીવાળો પ્રભાસ દ્વીપ છે તે પ્રભાસ તીર્થ છે અને એ બે તીર્થના મધ્યભાગે સમુદ્રમાજ ૧૨ યોજન દૂર વરદામ નામના દેવની રાજધાનીવાળો વરદામ નામે દ્વીપ છે તે વરદામ તીર્થ કહેવાય છે એજ પદ્ધતિએ ઐરાવત ક્ષેત્રમા રક્તવતી નદીના સગમસ્થાને સમુદ્રમા માગધ તીર્થ અને રક્તા નદીના સગમ સ્થાને પ્રભાસ તીર્થ તેમજ બન્નેના મધ્યમા વરદામ તીર્થ છે

પુન મહાવિદેહ ક્ષેત્રની ૩૨ વિજયોની મહાનદીઓના સગમ-સ્થાન શીતોદા તથા સીતા મહાનદીઓમા છે, માટે તે દરેક વિજયમા ૩-૩ તીર્થો હોવાથી ૯૬ તીર્થોમાના ૪૮ તીર્થ શીતોદા નદીમા અને ૪૮ તીર્થ સીતા નદીમા છે જેથી ૯૬ તીર્થ મહાવિદેહ ક્ષેત્રની ૨ મહાનદીઓમા છે

## ॥ તીર્થોમા ચક્રવર્તિનો દિગ્વિજય ॥

૩૪ વિજયોમા જે જે ચક્રવર્ત્તિ ઉત્પન્ન થાય છે તે સર્વ ચક્રવર્ત્તિ જ્યારે ૬ ખડનો દિગ્વિજય કરવા નીકળે છે, ત્યારે પ્રથમ માગધ તીર્થની સ્હામા સમુદ્ર અથવા નદીના કિનારા ઉપર પોતાની છાવણી-રાજધાની સ્થાપીને ચક્રવર્ત્તિ પોતેજ ચાર અશ્વવાળા રથમાં બેસી રથના પૈડાની (ચક્રની) નાભિ (મધ્ય ભાગ) ડૂબે તેટલા ઉડા જળ સુધી જળમા ઉતરી ત્યા ઉભા રહી પોતાના નામવાળું બાણ માગધ દેવના દ્વીપ તરફ ફેકે તે બાણ ૧૨ યોજન દૂર જઈ માગધ દેવની રાજસભામા જઈ પડતાજ કોપવી થયેલો માગધ દેવ

ચક્રવર્ત્તિ ઉત્પન્ન થયાનું નામ વાંચીને તુર્ત શાન્ત થઈ જાય, અને અનેક ભેટણા તથા તે બાણ લઈ ચક્રવર્તિ પાસે આવી "હું તમારા ક્ષેત્રની હદમાં વસનારો દેવ તમારી આજ્ઞામાં છું" ઇત્યાદિ નમ્રતાવાળા વચનો કહે, અને ચક્રવર્ત્તિ પણ તે બાણ લઈ ભેટણાંનો સ્વીકાર કરી માગધ દેવનો યથાયોગ્ય સત્કાર કરી સ્વસ્થાને જવાની રજા આપે ત્યાર બાદ એ પદ્ધતિએ મધ્યમાં રહેલા વરદામ તીર્થને અને ત્યાર બાદ પ્રભાસ તીર્થને સાધે-જીતે એ ૩ તીર્થોનો વિજય ચક્રવર્તિ પ્હેલા ખંડના દિગ્વિજયમાં કરે છે ॥૧૮॥

॥ इति ६ तीर्थद्वारम्॥

---

अवतरणः—હવે ૭ મું શ્રેણિદ્વાર કહે છે ( એટલે જમ્બૂદ્વીપમાં વિદ્યાધરના નગરોની પંક્તિઓ તથા આભિયોગિક દેવોના આવાસોની-ભવનોની પંક્તિઓ કેટલી છે અને કયા છે તે કહે છે )

**विज्जाहर—अभिओगिय, सेढीओ दुन्नि दुन्नि वेयड्ढे**
**इय चउगुण चउतीसा, छत्तीससयं तु सेढीणं ॥१९॥**

સંસ્કૃત અનુવાદ

विद्याधराभियौगिकश्रेणयो द्वे द्वे वैताढ्ये
इति चतुर्गुणचतुस्त्रिंशत् षट्त्रिंशत्युत्तरशतं तु श्रेणीनाम् ॥१९॥

અન્વય સહિત પદચ્છેદ

वेयड्ढे विज्जाहर अभिओगिय दुन्नि दुन्नि सेढीओ
इय चउतीसा चउ गुण तु सय छत्तीस सेढीण ॥ १९ ॥

શબ્દાર્થ

विज्जाहर=વિદ્યાધર મનુષ્યોની
अभिओगिय=આભિયોગિક દેવોની
सेढीओ=શ્રેણિઓ, નગરપંક્તિઓ
दुन्नि दुन्नि=બે બે
वेयड्ढे=વૈતાઢ્ય પર્વત ઉપર
इय=એ પ્રમાણે
चउगुण=ચાર ગુણ, ચાર વડે ગુણતાં
चउतीसा=ચોત્રીસ, ચોત્રીસને
छत्तीससय=એકસો છત્રીસ
तु=( છંદ પૂર્તિ માટે )
सेढीण=શ્રેણિઓની (સંખ્યા), શ્રેણિઓ

**ગાથાર્થઃ**—વૈતાઢ્ય પર્વત ઉપર વિદ્યાધર મનુષ્યોની તથા આભિયોગિક (સૌધર્મ ઈશાન કલ્પના લોકપાલના સેવક) દેવોની બે બે શ્રેણિઓ (રહેવાના નગરોની તથા આવાસોની–ભવનોની પંક્તિઓ) છે એ પ્રમાણે (વૈતાઢ્ય ચોત્રીસ હોવાથી) ૩૪ ને ૪ વડે ગુણતાં ૧૩૬ શ્રેણિઓ જંબૂદ્વીપમા છે ॥ ૧૯ ॥ इति ७ श्रेणिद्वारम् ॥

**विशेपार्थ**—દરેક વૈતાઢ્ય પર્વત ઉપર દક્ષિણ તરફ અને ઉત્તર તરફ પહેલા ૧૦ યોજન ઉપર ચઢીએ ત્યા (દક્ષિણ તરફ અને ઉત્તર તરફ) બે બાજુએ ૧૦–૧૦ યોજન વિસ્તારવાળો અને વૈતાઢ્ય પર્વતની લબાઈ જેટલી લબાઈવાળો સમ–સપાટ પ્રદેશ છે એ બન્ને સપાટ પ્રદેશ તે પહેલી ૨ મેખલા કહેવાય છે ત્યા દક્ષિણ તરફની ૧૦ યોજન પહોળી અને લબચોરસ આકારવાળી પહેલી મેખલામા [1]ગગનવલ્લભ વિગેરે શ્રેણિબદ્ધ રહેલા ૫૦ નગરો (શહેર) વિદ્યાધર* મનુષ્યોની વસતિવાળા છે, અને ઉત્તર તરફની મેખલામા [2]રથનૂપુર આદિ ૬૦ નગરો વિદ્યાધરની વસતિવાળા છે એ પ્રમાણે ભરત અરાવત ક્ષેત્રના ૨ વૈતાઢ્ય પર્વત ઉપર ૫૦–૬૦ ૫૦–૬૦[3] નગરોની બે બે વિદ્યાધર શ્રેણિ છે અને મહાવિદેહના

---

૧–૨ દક્ષિણશ્રેણિમા રથનૂપુર અને ઉત્તરશ્રેણિમા ગગનવલ્લભ વિગેરે એવો ભાવાર્થ પણ શાસ્ત્રોમાં કહેલો છે

* રોહિણી પ્રજ્ઞપ્તિ આદિ અનેક વિદ્યાઓમાની યથાયોગ્ય વિદ્યાઓથી ( એજ નામવાળી વિદ્યાદેવીઓથી ) અભીષ્ટ કાર્ય કરવાની શક્તિવાળા મનુષ્ય તે વિદ્યાધર કહેવાય

૩ ક્ષેત્રદિશાની અપેક્ષાએ ભરતક્ષેત્રને વિષે ૫૦ દક્ષિણમા અને ૬૦ ઉત્તરમા છે, પરન્તુ ઐરાવત ક્ષેત્રમા ૬૦ દક્ષિણમા (મેરુ તરફ) અને ૫૦ ઉત્તરમા ( ઐરાવતના સમુદ્ર તરફ ) છે એ પ્રમાણે ક્રમનો વિપર્યાસ–તફાવત જંબૂદ્વીપની જગતિના યોગવાના કારણથી છે, એટલે જગતિના યોગ વાથી જે મેખલા સાંકડી થઈ હોય ત્યા ૫૦ અને વધુ દીર્ઘ મેખલામા ૬૦ નગર હોય. તથા એ ગગનવલ્લભ આદિ નગરો તો તે તે દેશની રાજધાનીના નગર છે, તેથી એ નગરો ઉપરાન્ત તે તે દેશાન્તર્ગત અનેક ગ્રામાદિક પણ છે એમ જાણવું

૩૨ વૈતાઢ્યો ઉપર ૫૫-૫૫ નગરોની બન્ને શ્રેણિઓ છે જેથી દરેક વૈતાઢ્ય ઉપર વિદ્યાધરના ૧૧૦ નગરો છે અને સર્વ નગરો ૩૭૪૦ છે ॥ इति विद्याधर श्रेणि ॥

ઉપર કહેલી વૈતાઢ્યની પ્હેલી બે મેખલાથી ઉપર ૧૦ યોજન ચઢીએ તો ત્યા પણ બન્ને બાજુ ૧૦-૧૦ યોજન વિસ્તારવાળી સપાટ પ્રદેશ અનેક યોજન લબાઇવાળો છે તે બીજી ૨ મેખલા છે ત્યા યથાસભવ[1] સૌધર્મેન્દ્ર અને ઈશાનેન્દ્રના ૪ લોકપાલના આભિયોગિક (સેવક) વ્યન્તર[2] દેવોના ભવનો છે તેમા તે આભિ૦ વ્યન્તર દેવો રહેતા હોવાથી દરેક વૈતાઢ્ય ઉપર ૨-૨ आभियोगिक દેવની શ્રેણિઓ ગણાય છે જેથી ૩૪ વૈતાઢ્ય ઉપર ૬૮ આભિ૦ દેવશ્રેણિઓ છે

એ પ્રમાણે દરેક વૈતાઢ્ય ઉપર ૪-૪ શ્રેણિ ગણતા ૩૪ વૈતાઢ્ય ઉપર ૧૩૬ શ્રેણિ થાય છે ॥ ૧૯ ॥ इति ७ श्रेणिद्वारम्

---

अवतरण—હવે આ ગાથામા ૮ મુ विजयद्वार [એટલે જબૂદ્વીપમા ચક્રવર્તિને (विजय=) જીતવા યોગ્ય ક્ષેત્ર કેટલા છે ? તે], તથા ૯ મુ द्रहद्वार (એટલે જબૂદ્વીપમા મોટા द्रह=સરોવર કેટલા છે ? તે) કહેવાય છે

---

૧ મેરૂ પર્વતથી દક્ષિણ દિશામા આવેલા ૧૬ વિજયોના ૧૬ અને ભરતક્ષેત્રનો ૧ મળી ૧૭ વૈતાઢ્યો ઉપર બીજી મેખલામા બન્ને બાજુએ સૌધર્મેન્દ્રના લોકપાલના આભિયોગિક દેવો રહે છે, અને મેરૂથી ઉત્તર દિશાના (૧૬+૧=) ૧૭ વૈતાઢ્યો ઉપર બીજી મેખલામા બન્ને બાજુ ઈશાનેન્દ્રના લોકપાલના આભિયોગિક દેવો રહે છે

૨ એ દેવોને શ્રીજબૂદ્વીપ પ્રજ્ઞપ્તિની વૃત્તિ વિગેરેમા વ્યન્તર વિશેષ કહ્યા છે, અને મૂળસૂત્રમા सोमजमवरुणवेसमणकाइआण आभिओगाण देवाण बहवे भवणा पन्नत्ता (એટલે સોમકાયિક યમકાયિક વરૂણકાયિક અને વૈશ્રમણકાયિક આભિયોગિક દેવોના ઘણા ભવન છે) એ પાઠના અર્થ તરીકે વ્યન્તર દેવોજ કહ્યા છે પરન્તુ એ દેવો સૌધર્મેશાન કલ્પના નથી એમ જાણવુ

**चक्कीजेअव्वाइं, विजयाइं इत्थ हुंति चउतीसा**
**महदह छप्पउमाई, कुरूसु दसगंति सोलसगं ॥२०॥**

સંસ્કૃત અનુવાદ

चक्रिजेतव्या विजया अत्र भवन्ति चतुस्त्रिंशत्
महाद्रहाः षट् पद्मादयः कुरुषु दशकमिति षोडशकम् ॥२०॥

અન્વય સહિત પદચ્છેદ

इत्थ चक्की जेअव्वाइ विजयाइ चउतीसा हुंति
प्पउम आई छ मह दह कुरूसु दसग इति सोलसग ॥२०॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| चक्की=ચક્રવર્તિ (ને, વડે) | दह=દ્રહ-સરોવર-દ્રહ |
| जेअव्वाइ=જીતવા યોગ્ય ક્ષેત્ર તે | छ=છ |
| विजयाइ=વિજયો કહેવાય | प्पउमाई=પદ્મસરોવર ઈત્યાદિ |
| इत्थ=અહીં, જંબૂદ્વીપમાં | कुरूसु=બે કુરૂક્ષેત્રમાં |
| हुंति=છે | दसग=દશ સરોવર છે |
| चउतीसा=ચોત્રીસ | इति=એ પ્રમાણે |
| मह=મહા, મોટા | सोलसग=(સર્વ મળી) સોળ (મોટા સરોવર છે) |

**गाथार्थः**—આ જંબૂદ્વીપમાં ચક્રવર્તિઓને જીતવા યોગ્ય (દિગ્વિજય કરવા યોગ્ય-તાબે કરવા યોગ્ય) જે ક્ષેત્ર તે વિજય કહેવાય તેવા વિજયક્ષેત્ર ૩૪ છે ॥ इति ८ विजयद्वारम् ॥ તથા પદ્મ સરોવર ઈત્યાદિ નામવાળા ૬ મોટા સરોવર છે, અને (દેવકુરૂ તથા ઉત્તરકુરૂ એ) બે કુરૂક્ષેત્રમાં (૫-૫ હોવાથી) ૧૦ (નાના) સરોવર છે એ પ્રમાણે સર્વ મળીને જંબૂદ્વીપમાં ૧૬ સરોવર છે ॥२०॥इति ९ द्रहद्वारम् ॥

---

१ महद्दह छ पउमाई એવો પણ પાઠ છે

## વિશેષાર્થઃ— ॥ જબૂદ્વીપમા ૩૪ વિજયક્ષેત્ર ॥

ભરતક્ષેત્ર, એરાવતક્ષેત્ર અને મહાવિદેહમાની ૩૨ વિજય એ સર્વ મળી ૩૪ વિજયક્ષેત્રો છે, કારણ કે એ દરેક વિજયના છ એ ખડનો [1]ચક્રવર્ત્તિ સપૂર્ણ દિગ્વિજય કરે છે (જીતે છે) તેથી વિજય-ક્ષેત્ર કહેવાય છે એ ૩૪ ક્ષેત્રો સિવાયના હૈમવત આદિ કોઈપણ ક્ષેત્ર એવા નથી કે જ્યા ચક્રવર્ત્તિ (તે ક્ષેત્રનો) દિગ્વિજય કરી પોતાની આજ્ઞા (પોતાનુ રાજ્ય) મનાવી શકે અહી ચક્રવર્ત્તિને અનુક્રમે જીતના યોગ્ય ૬ ખડ આ પ્રમાણે—૧ દક્ષિણાર્ધ મધ્યખડ, ૨ દક્ષિણાર્ધ પશ્ચિમખડ, ૩ ઉત્તરાર્ધ પશ્ચિમખડ, ૪ ઉત્તરાર્ધ મધ્યખડ, ૫ ઉત્તરાર્ધ પૂર્વખડ, અને ૬ દક્ષિણાર્ધ પૂર્વખડ એ પ્રમાણે અનુક્રમે ૬ ખડ ચોત્રીસે વિજયમા જાણવા

### મહાવિદેહના ૩૨ વિજયક્ષેત્રના નામ—

પૂર્વ મહાવિદેહમા ૧૬ — પશ્ચિમ મહાવિદેહમા ૧૬

| | | | |
|---|---|---|---|
| ૧ કચ્છ | ૯ વત્સ | ૧૭ પદ્મ | ૨૫ વપ્ર |
| ૨ સુકચ્છ | ૧૦ સુવત્સ | ૧૮ સુપદ્મ | ૨૬ સુવપ્ર |
| ૩ મહાકચ્છ | ૧૧ મહાવત્સ | ૧૯ મહાપદ્મ | ૨૭ મહાવપ્ર |
| ૪ કચ્છાવતી | ૧૨ વત્સાવતી | ૨૦ પદ્માવતી | ૨૮ વપ્રાવતી |
| ૫ આવર્ત્ત | ૧૩ રમ્ય | ૨૧ શખ | ૨૯ વલ્ગુ |
| ૬ મગલાવર્ત્ત | ૧૪ રમ્યક | ૨૨ કુમુદ | ૩૦ સુવલ્ગુ |
| ૭ પુષ્કલાવર્ત્ત | ૧૫ રમણિક | ૨૩ નલિન | ૩૧ ગધિલ |
| ૮ *પુષ્કલાવતી | ૧૬*મગલાવતી | ૨૪ *નલિનાવતી | ૩૨ *ગધિલાવતી |
| ઉત્તર દિશામા | દક્ષિણ દિશામા | દક્ષિણ દિશામા | ઉત્તર દિશામા |

૧ ચાળી સગ્ખુ ગોળ ચારે બાજુ તીક્ષ્ણ ધાર અને દાતાવાળુ તથા વજ્રરત્નનુ ચક્રરત્ન નામનુ મુખ્ય શસ્ત્ર જેને હોય અને ૬ ખડ સપૂર્ણ સાધે તે ચક્રવર્ત્તિ કહેવાય (વાસુદેવ પાસે પણ ચક્રરત્ન હોવા છતા ૩ ખડનેજ જીતે છે માટે ચક્રવર્ત્તિ નહિ)

* એ ચાર વિજયમા વર્તમાનકાળે શ્રી સીમધરસ્વામી–શ્રી યુગમધરસ્વામી—શ્રી બાહુસ્વામી–શ્રી સુબાહુસ્વામી એ ચાર નામના તીર્થંકર ભગવતો વિચરે છે તેમને મારો ત્રિકરણપૂર્વક નમસ્કાર હો તેઓ વિહરમાન ભગવાન કહેવાય છે

એ ૩૪ વિજયમા ભરત તથા ઐરાવતક્ષેત્ર દરેક ૫૨૬ યોજન ૬ કળા વિસ્તારવાળુ છે, અને કચ્છ આદિ દરેક વિજય ૨૨૧૨ યોજન અને એક યોજનના ૮ ભાગ કરે તેવા ૭ ભાગ જેટલા (૨૨૧૨⅞ યોજન) વિસ્તારવાળી છે ॥ इति ८ विजयद्वारम् ॥

## ॥ જબૂદ્વીપમા ૬ મહાદ્રહ[1] ॥

૧ पद्मद्रह—ભરતક્ષેત્ર પાસે આવેલા લઘુહિમવત પર્વત ઉપર ૧૦૦૦ યોજન દીર્ઘ અને ૫૦૦ યોજન પહોળુ એ પદ્મદ્રહ નામનુ સરોવર છે, તેમા શ્રીદેવી રહે છે ૨ महापद्मद्रह—મહા હિમવત પર્વત ઉપર અને પદ્મદ્રહથી બમણા પ્રમાણવાળો છે, તેમા ह्री देवी નામની દેવી રહે છે ૩ तिगिछीद्रह—નિષધ પર્વત ઉપર અને મહાપદ્મદ્રહથી બમણા પ્રમાણવાળો છે તેમા धी देवी રહે છે ૪ पुडरिकद्रह—શિખરી પર્વત ઉપર પદ્મદ્રહ સરખો છે તેમા लक्ष्मी देवी રહે છે ૫ महापुडरिकद्रह—રૂકમી પર્વત ઉપર મહા-પદ્મદ્રહ સરખો છે તેમા बुद्धिदेवी રહે છે અને ૬ केसरिद्रह—નીલવત પર્વત ઉપર તિગિછીદ્રહ સરખો છે તેમા कीर्त्तिदेवी રહે છે

એ ૬ દ્રહો ૧૦ યોજન ઊંડા છે, અને દેવીઓ પરિવાર સહિત પોતપોતાના મુખ્ય કમળમા રહે છે તે કમળોનુ સ્વરૂપ બીજા ગ્રથોથી જાણવા યોગ્ય છે

## ॥ જબૂદ્વીપમા ૧૦ [2]લઘુ દ્રહ ॥

૧ નિષધદ્રહ, ૨ દેવકુરૂદ્રહ, ૩ સુરપ્રભદ્રહ, ૪ સુલસદ્રહ, અને ૫ વિદ્યુત્પ્રભદ્રહ એ ૫ દ્રહ મહાવિદેહને વિષે દેવકુરૂ ક્ષેત્રમા છે, તથા ૧ નીલવતદ્રહ, ૨ ઉત્તરકુરૂદ્રહ, ૩ ચદ્રદ્રહ ૪ ઐરાવતદ્રહ, અને ૫

---

૧ हूद-द्रह-सरोवर એ ત્રણે અહી એકાર્થવાચક છે

૧ પદ્મદ્રહ તે મહાદ્રહ, અને પદ્મદ્રહ સરખા આ દ્રહો તે મહાદ્રહ નહિ તેનુ કારણ પદ્મદ્રહ મહાપદ્મદ્રહ આદિ ૬ દ્રહો મહાદ્રહોની ગણત્રીમા છે, અને આ ૧૦ દ્રહો જુદા પડતા છે જેમ અન્તર્નદિઓ ગગાદિકથી વિશાળ હોવા છતા મહાનદીની ગણત્રીમા નથી તેમ અથવા અપેક્ષાએ ૧૬ ને મહા દ્રહ કહેવામા વિરોધ નથી

માલ્યવતદ્રહ એ ૫ દ્રહ મહાવિદેહને વિષે ઉત્તરકુરૂ ક્ષેત્રમા છે એ ૧૦ દ્રહો (સરોવરો)મા તે તે નામવાળા દેવો પરિવાર સહિત મુખ્ય કમળમા રહે છે, અને આ ૧૦ દ્રહો ઉપર કહેલા પદ્મદ્રહ સરખા પ્રમાણવાળા છે, તથા મહાવિદેહની શીતોદા અને સીતા મહાનદી દરેક પાચ પાચ દ્રહને ભેદીને (દ્રહમા થઈને) નીકળે છે, જેથી દરેક દ્રહના બે બે ખડ (વિભાગ) થઈ ગયેલા છે ॥૨૦॥इति ९ द्रहद्वारम् ॥

---

अवतरण—હવે ૧૦ મુ નદીદ્વાર (જબૂદ્વીપમા કેટલી નદીઓ છે ? તે) કહે છે ત્યા પ્રથમ બે બાહ્ય ક્ષેત્રની (ભરત-ઐરવતની) બે બે નદી તથા તેનો પરિવાર આ ગાથામા કહે છે

**गगा सिधू रत्ता, रत्तवई चउ नईओ पत्तेय**
**चउदसहि सहस्सेहि, समगं वच्चति जलहिमि ॥२१॥**

સસ્કૃત અનુવાદ

गगा सिधू रक्ता रक्तवती चतस्रो नद्य. प्रत्येक
चतुर्दशभिः सहस्रै समक व्रजन्ति जलधौ ॥२१॥

અન્વય સહિત પદચ્છેદ

ગાથાવત્-પરન્તુ जलहिमि वच्चति ईति

શબ્દાર્થ —

| | |
|---|---|
| गगा=ગગાનદી | पत्तेय=પ્રત્યેક, તે દરેક નદી |
| सिधू=સિધુ નદી | चउदसहि=ચોદ |
| रत्ता=રક્તા નદી | सहस्सेहि=હજાર |
| रत्तवई=રક્તવતી નદી | समग=સહિત |
| चउ=ચાર | वच्चति=જાય છે |
| नइओ=નદીઓ છે | जलहिमि=સમુદ્રમા |

---

૧ છપાયલી બુકોમા समग्ग શબ્દ છે અને છપાયલી સટીક પ્રતમા समग મૂળમા છે, અર્થ પણ समगनोज કરેલો છે, માટે અહિ પણ समग શબ્દ ઠીક સબધવાળો થવાથી યોજ્યો છે

गाथार्थ —ગગા, સિધુ, રક્તા, અને રક્તવતી એ ચાર મહાનદીઓ (ભરત ઐરાવત ક્ષેત્રની ૨-૨ બાહ્ય નદીઓ) છે, તે ચાર મહાનદીમાંની દરેક મહાનદી ચૌદ ચૌદ હજાર નદીઓના પરિવાર સહિત સમુદ્રમા (લવણ સમુદ્રમા) જાય છે-મળે છે ॥૨૧॥

विशेषार्थ —ભરતક્ષેત્રમા ગગા મહાનદી પૂર્વ દિશામા વહે છે, અને સિધૂ મહાનદી પશ્ચિમ દિશામા વહે છે એ બન્ને નદી લઘુહિમવત પર્વત ઉપર રહેલા પદ્મસરોવરમાથી નીકળી છે તથા ઐરાવત ક્ષેત્રમા [1]પશ્ચિમ દિશાએ (ત્યાના સૂર્યોદયની અપેક્ષાએ પૂર્વ દિશામા) રક્તાવતી મહાનદી વહે છે, અને પૂર્વ દિશાએ (ત્યાની પશ્ચિમ દિશાએ) રક્તા મહાનદી વહે છે એ ચારે નદીઓ પોતપોતાની દિશિમા લવણ સમુદ્રને મળે છે એ ચાર નદીઓનુ તથા આગળ કહેવાતી બીજી મહાનદીઓનુ પ્રમાણ આગળ ૨૬ મી ગાથામા કહેવાશે એ દરેક મહાનદીને બીજી ચૌદ ચૌદ હજાર નાની નદીઓ મળે છે, તે પરિવારનદીઓ કહેવાય છે

---

अवतरणः—પૂર્વ ગાથામા બાહ્ય ક્ષેત્રની ચાર બાહ્ય નદીઓ કહીને હવે આ ગાથામા [2]અભ્યન્તર ક્ષેત્રની ૮ મહાનદીઓ કહે છે

एवं अभितरियाँ, चउरो पुण अट्ठवीससहस्सेहि
पुणरवि छप्पन्नेहि, सहस्सेहि जति चउ सलिला॥२२॥

સસ્કૃત અનુવાદ

एवमाभ्यन्तरिकाश्चतस्र पुनरष्टाविंशतिसहस्रै
पुनरपि षट्पचाशतै सहस्रैर्यान्ति चतस्र सलिलाः ॥२२॥

---

૧ આ નદીઓના વર્ણનમા કહેલી દિશાઓ ક્ષેત્રદિશાની અપેક્ષાએ છે, પરન્તુ સૂર્યોદયની અપેક્ષાએ નહિ

૨ अब्भतरगा એવો પણ પાઠ છે

અન્વય સહિત પદચ્છેદ

पुण एव अब्भितारिया चउरो अट्ठवीस सहस्सेहिं
पुण अवि चउ सलिला छप्पन्नेहिं सहस्सेहिं जंति ॥२२॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| एव=એ પ્રમાણે | पुण=વળી |
| अब्भितारिया=મધ્યક્ષેત્રની | र(अ)वि=પણ |
| चउरो=ચાર નદીઓ | छप्पन्नेहिं=છપ્પન |
| पुण=વળી, પણ | सहस्सेहिं=હજાર નદીઓ સહિત |
| अट्ठवीस=અઠ્ઠાવીસ | जंति=જાય છે |
| सहस्सेहिं=હજાર નદીઓ | चउ=ચાર |
| | सलिला=નદીઓ (મધ્ય ક્ષેત્રની) |

गाथार्थ —એ પ્રમાણે અભ્યન્તર ક્ષેત્રની (હૈમવત-હિરણ્યવત ક્ષેત્રની) ૪ નદીઓ પણ (વળી) દરેક ૨૮૦૦૦-૨૮૦૦૦ નદીઓના પરિવાર સહિત સમુદ્રમા જાય છે, અને બીજી પણ ૪ અભ્યન્તર નદીઓ (હરિવર્ષ-રમ્યક્‌ની નદીઓ) ૫૬૦૦૦-૫૬૦૦૦ નદીઓના પરિવાર સહિત સમુદ્રમા જાય છે ॥૨૨॥

विशेषार्थ—હિમવત ક્ષેત્ર, હિરણ્યવત ક્ષેત્ર, હરિવર્ષ ક્ષેત્ર, અને રમ્યક્ ક્ષેત્ર એ ૪ યુગલિક ક્ષેત્ર તે [1]અભ્યન્તર ક્ષેત્ર છે તે અભ્યતર ક્ષેત્રની નદીઓ પણ અભ્યન્તર નદીઓ કહેવાય છે ત્યા હિમવતમા પશ્ચિમ દિશાએ રોહિતાશા નામની મહાનદી, અને પૂર્વ દિશાએ રોહિતા મહાનદી છે તથા હિરણ્યવત ક્ષેત્રમા પૂર્વ દિશામા સુવર્ણકૂલા અને પશ્ચિમ દિશાએ રુપ્યકુલા નદી છે તથા હરિવર્ષ ક્ષેત્રમા પશ્ચિમ દિશાએ हरिकान्ता નદી અને પૂર્વ દિશામા हरिसलिला નદી છે રમ્યક્ ક્ષેત્રમા પૂર્વ દિશાએ नरकान्ता

૧ ભરત તથા ઐરાવતક્ષેત્ર જમ્બૂદ્વીપમા છેડે રહેલા હોવાથી એ ૨ बाह्य ક્ષેત્ર છે અને મહાવિદેહ ક્ષેત્ર અતિ મધ્ય ભાગે હોવાથી मध्य ક્ષેત્ર છે તે બાહ્ય ક્ષેત્ર અને મધ્ય ક્ષેત્રની અદર (વચ્ચે)આવેલા હોવાથી એ હિમવતાદિ ૪ યુગલ ક્ષેત્ર અભ્યન્તર ક્ષે। કહેવાય

નદી અને પશ્ચિમ દિશાએ [1]નારીકાન્તા મહાનદી છે એ ૮ અભ્યન્તર નદીઓમાની પહેલી ૪ નદીઓને દરેકને ૨૮૦૦૦-૨૮૦૦૦ નો પરિવાર છે, અને બીજી ૪ નદીઓને દરેકને ૫૬૦૦૦-૫૬૦૦૦ નો પરિવાર છે તે સર્વે પોતપોતાના પરિવારના જળથી અનુક્રમે પ્રવાહમા વધતી વધતી પોતપોતાની દિશામા લવણ સમુદ્રને મળે છે



अवतरण—પૂર્વે બે ગાથાઓમા ૬ મહાક્ષેત્રની ૧૨ મહાનદીઓ કહીને હવે ૨૩-૨૪-૨૫ એ ત્રણ ગાથા વડે આતમા મહાવિદેહ ક્ષેત્રની નદીઓ કહેવાય છે ત્યા આ ગાથામા પ્રથમ (મહાવિદેહમા આવેલા) કુરુક્ષેત્રની નદીઓ તથા એક બાજુના અર્ધ મહાવિદેહ ક્ષેત્રની મળી સર્વ (૫૩૨૦૦૦) નદીઓ કહે છે—

**कुरुमज्झे चउरासी–सहस्साइं तह य विजयसोलससु**
**वत्तीसाण नईण, चउदससहस्साइ पत्तेअं(य) ॥२३॥**

સસ્કૃત અનુવાદ

कुरुमध्ये चतुरशीतिसहस्राणि तथा च विजयषोडशसु
द्वात्रिंशतो नदीना, चतुर्दशसहस्राणि प्रत्येकम् ॥२३॥

અન્વય સહિત પદચ્છેદ

कुरु मज्झे चउरासी सहस्साइ तह य विजय सोलससु
वत्तीसाण नईण पत्तेय चउदस सहस्साइ ॥२३॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| कुरुमज्झे=કુરુ (ઉત્તરકુરુ) ક્ષેત્રમા | सोलससु=સોળ (વિજયો) મા (મહાવિદેહમાં) |
| चउरासी=ચોરાશી | वत्तीसाण=બત્રીશ |
| सहस्सा=હજાર | नईण=નદીઓનો |
| तह=તથા, વળી | चउदस=ચૌદ |
| य=(છદ પૂર્તિ માટે) | सहस्साइ=હજાર |
| विजय=વિજય | पत्तेय=પ્રત્યેકનો (પરિવાર) |

[1] એ ૮ તથા આગળ કહેવાતી બીજી ૨ મહાનદીઓ પણ ક્યાથી નીકળી છે ? ઈત્યાદિ ટુક વિગત યત્રમા (કોષ્ટકમા) હવે પછી દર્શાવાશે

ગાથાર્થ —કુરૂક્ષેત્ર મધ્યે ૮૪૦૦૦ નદીઓ છે, તથા (મહા વિદેહના એક અર્ધ ભાગની) ૧૬ વિજયોમા (દરેકમા ૨-૨ નદી હોવાથી) ૩૨ નદીઓ છે (તે ૩૨ માની) પ્રત્યેક-દરેક નદીને ૧૪૦૦૦-૧૪૦૦૦ નદીઓનો પરિવાર છે (જેથી કુલ ૫૩૨૦૦૦ નદીઓ એકેક મહાનદીમા મળનારી કહી છે જેથી ૨ મહાનદીમા મળનારી ૧૦૬૪૦૦૦ નદીઓ મહાવિદેહ ક્ષેત્રની જાણવી)

વિશેષાર્થ —પૂર્વે ૨૧-૨૨ મી ગાથામા ૬ મહાક્ષેત્રની ૧૨ મહાનદીઓનો પરિવાર કહ્યો, અને હવે અહીં સાતમા મહાવિદેહ ક્ષેત્રની ૨ મહાનદીઓ શીતોદા અને સીતા નામે છે તેનો પરિવાર કહે છે [1]શીતોદા મહાનદી પ્રથમ નિષધ પર્વત ઉપરના તિગિછી દ્રહ(-સરોવર)માથી નીકળી, પર્વત નીચે પોતાના નામવાળા શીતોદા કુડમા પડી, દેવકુરૂ ક્ષેત્રમા ઘણા યોજન સુધી વહીને મેરૂ પર્વત પાસેથી વાકી થઈ, પશ્ચિમ મહાવિદેહમા વહી, પશ્ચિમ સમુદ્રને મળે છે, તેથી આ શીતોદા નદીના વહનક્ષેત્ર ૨ છે તેમા પ્હેલા દેવકુરૂ ક્ષેત્રમા વહેતા એજ ક્ષેત્રની ૮૪૦૦૦ નદીઓ શીતોદા નદીમા મળે છે, અને બીજા પશ્ચિમ વિદેહના ક્ષેત્રમા ૧૬ વિજયોની ૩૨ નદીઓ ૧૪૦૦૦-૧૪૦૦૦ પરિવારનદીઓના જળ સહિત મળવાથી કુલ ૪૪૮૦૦૦ નદીઓ શીતોદાને મળે છે તેથી (૩૨×૧૪૦૦૦ =૪૪૮૦૦૦+દેવકુરૂની ૮૪૦૦૦=) ૫૩૨૦૦૦ નદીઓનુ પાણી શીતોદામા ભેગુ થાય છે અને એજ પદ્ધતિએ નીલવત પર્વત ઉપરના કેસરિ નામના મહાસરોવરમાથી નીકળી, ઉત્તરકુરૂ ક્ષેત્રમા વહીને પૂર્વવિદેહમા વહેનારી [2]સીતા મહાનદીમા પણ ૫૩૨૦૦૦ નદીઓનુ પાણી ભેગુ થાય છે માટે મહાવિદેહ ક્ષેત્રની ૨ મહાનદીઓ દરેક ૫૩૨૦૦૦ ના પરિવાર સહિત પોતપોતાની દિશિમા લવણ સમુદ્રને મળે છે જેથી મહાવિદેહ ક્ષેત્રમા સર્વ નદી ૧૦૬૪૦૦૦ થઇ ॥ ૨૩ ॥

## ॥ ૩૨ વિજયમા ૬૪ મુખ્ય નદીઓ ॥

મહાવિદેહ ક્ષેત્રમા પૂર્વે કહેલ કચ્છ વિગેરે ૮ તથા પદ્મ વિગેરે ૮

૧-૨ જબૂદ્વીપસગ્રહણીની વૃત્તિમા આ ગાથા કેવળ પૂર્વ મહાવિદેહ ક્ષેત્રના અગેજ (સીતા નદીના સબધમા જ) વર્ણવી છે પરન્તુ આ ગાથા બન્ને નદીના સબધમા અને બન્ને મહાવિદેહના સબધમાં ઘટી શકે છે

વિજયમા (૧ થી ૮ તથા ૧૭ થી ૨૪ એ ૧૬ વિજયમા) ગગા તથા સિંધુ નામની બે નદીઓ છે, અને વત્સ વિગેરે ૮ તથા વપ્ર વિગેરે ૮ (એટલે ૯ થી ૧૬ અને ૨૫ થી ૩૨ એ ૧૬) વિજયમા રક્તા તથા રક્તવતી નામની બે બે નદીઓ છે, અને તે દરેકને ૧૪૦૦૦-૧૪૦૦૦ નદીઓનો પરિવાર છે તથા પ્રવાહ અને ઉડાઇ ભરત ઐરાવત ક્ષેત્રની નદીઓ તુલ્ય છે (પ્રારભમા ૬ા યોજન તથા અન્તે ૬૨ાા યોજન છે) એ ૬૪ નદીઓમા પશ્ચિમ મહાવિદેહની ૩૨ નદીઓ (દક્ષિણ તરફની ૮ ગગા ૮ સિંધુ તથા ઉત્તર તરફની ૮ રક્તા અને ૮ રક્તવતી મળીને ૩૨ નદીઓ) શીતોદા મહાનદીમા મળે છે, અને પૂર્વ વિદેહમા ઉત્તર તરફની (૮ ગગા ૮ સિંધુ તથા દક્ષિણ તરફની ૮ રક્તા અને ૮ રક્તવતી મળીને) ૩૨ નદીઓ સીતા મહાનદીમા મળે છે એ સર્વ નદીઓ નિષધ પર્વત તથા નીલવત પર્વત પાસેના કુડમાથી (૬૪ કુડમાથી ૬૪ નદીઓ) નિકળી છે

## (મહાવિદેહની ૧૨ અન્તર્નદીઓ)

બે બે વિજયના આતરામા રહેલી ગ્રાહવતી [1] વિગેરે ૧૨ અન્તર્નદીઓ પણ મહાવિદેહમા છે તે દરેક ૧૨૫ યોજનના પ્રવાહવાળી અને ૨ાા યોજન ઉડી છે વિશેષ એ છે કે આ નદીઓ પ્રારભથી અન્ત સુધી સમાન પટ-વિસ્તાર (પ્રવાહ) વાળી અને સમાન ઉડાઇવાળી છે તથા નિષધ અને નીલવત પર્વત પાસેના પોતપોતાના નામવાળા કુડમાથી નીકળી પશ્ચિમ વિદેહની ૬ નદીઓ શીતોદા મહાનદીને અને પૂર્વવિદેહની ૬ નદીઓ સીતા મહાનદીને મળે છે આ નદીઓ પોતાના જૂદા પરિવારવાળી નથી, પરન્તુ વિજયમાની નદીઓનો જે પરિવાર તેજ આ નદીઓનો પરિવાર (દરેકનો ૨૮૦૦૦-૨૮૦૦૦) ગણાય છે

---

૧ આ ૧૨ અન્તર્નદીઓ સર્વ નદીઓની (૧૪૫૬૦૦૦ નદીઓની) ગણત્રીમા સ્પષ્ટ રીતે ગણાયથી નથી માટે કૌસમા જણાવી છે તેઓ નામે કરીને ગ્રાહવતી-દ્રહવતી-પકવતી-તપ્તજલા-મત્તજલા-ઉન્મત્તજલા (એ ૬ અન્તર્નદી પૂર્વ મહાવિદેહમા), ક્ષીરોદા-સિહસ્રોતા-અન્તર્વાહિની-ઉર્મિમાલિની-ફેનમાલિની-ગભીરમાલિની (એ ૬ અન્તર્નદી પશ્ચિમ મહાવિદેહમા) છે

अवतरण—પૂર્વ ગાથામાં જે રીતે ૫૩૨૦૦૦ નદીઓ (શીતોદામાં જનારી) ગણાવી, તે સંબંધમાં કેટલાએક આચાર્યો એ ૫૩૨૦૦૦ નદીઓને જૂદી રીતે ગણાવે છે, તેની આ मतान्तर गाथा કહેવાય છે

**चउदससहस्सगुणिया,अडतीस नइओ विजयमज्झिल्ला**
**सीओयाए निवडं-ति तहय सीयाइ एमेव ॥२४॥**

સંસ્કૃત અનુવાદ.

चतुर्दशसहस्रगुणिता, अष्टात्रिंशन्नद्यो विजयमध्यगा।
शीतोदाया निपतति, तथा च सीतायामेवमेव ॥ २४ ॥

અન્વય સહિત પદચ્છેદ

विजय मज्झिल्ला अडतीस नइओ चउदस सहस्स गुणिया
सीओयाए निवडति तह य सीयाइ एव एव ॥ २४ ॥

શબ્દાર્થ—

चउदससहस्स=ચૌદ હજાર વડે
गुणिया=ગુણેલી, ગુણતા
अडतीस=આડત્રીસ
नइओ=નદીઓ
विजय=વિજય
मज्झिल्ला=માંહેની, માંની
सीओयाए=શીતોદા મહાનદીમાં
निवडति=પડે છે, મળે છે
तहय=તથા, અને, તેમજ
सीयाइ=સીતા મહાનદીમાં
एव=એ પ્રમાણે
एव=જ

गाथार्थ—( પૂર્વ મહાવિદેહની ) વિજયોમાંની (વિજય ક્ષેત્રને ભેદીને વ્હેનારી ૩૨ નદી અને વિજયોના આંતરામાં રહેલી ૬ અન્તર્નદી મળીને) ૩૮ નદીઓને (ચૌદ ચૌદ હજારનો પરિવાર હોવાથી) ૧૪૦૦૦ વડે ગુણતાં થયેલી ૫૩૨૦૦૦ નદીઓ શીતોદા મહાનદીમાં પડે છે-મળે છે, તેમજ સીતા મહાનદીમાં પણ એ પ્રમાણેજ (૫૩૨૦૦૦ નદીઓ મળે છે એમ જાણવું ) ॥૨૪॥

विशेषार्थ—ગાથાર્થવત્ સુગમ છે, પરન્તુ સમજવા યોગ્ય એ છે કે અહિં કુરુક્ષેત્રની ૮૪૦૦૦ નદીઓને બદલે ૬ અન્તર્નદીઓના પરિવારની ૮૪૦૦૦ નદીઓ ગણી, જેથી ઘણા યોજનો સુધી કુરુક્ષેત્રમાં ઘણે એ બન્ને મહાનદીઓ નિર્મળતા હતા ( કુરુક્ષેત્રમાં ) એક પણ નદી ( એ નદીઓને ) મળતી નથી એવો અભિપ્રાય

પ્રગટ થાય છે અને તેજ [1]મતાન્તર છે ॥ ૨૪ ॥

અવતરણ—આ ૨૫ મી ગાથામા મહાવિદેહ ક્ષેત્રની સર્વ નદીઓ કહીને સંપૂર્ણ જબૂદ્વીપમાની સર્વ નદીઓ(નો સરવાળો) કહે છે (આ ગાથાનો સબધ ૨૩*મી ગાથા સાથે છે)

सीया सीओयावि य, वत्तीससहस्सपंचलरकेहि
सव्वे चउदसलरका, छप्पन्नसहस्स मेलविया ॥२५॥

સંસ્કૃત અનુવાદ

सीता शीतोदाऽपि च, द्वात्रिंशत्सहस्राधिकपचलक्षैः
सर्व्वाश्चतुर्दशलक्षाणि, षट्पञ्चाशत्सहस्राणि मेलिताः ॥२५॥

અન્વય સહિત પદચ્છેદ

सीया य सीओया अवि पच लरकेहिं वत्तीस सहस्स
सव्वे मेलविया चउदस लरका छप्पन्न सहस्स ॥ २५ ॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| सीया=સીતા નદી | पचलरकेहिं=પાચ લાખ |
| सीओया=સીતોદા નદી | सव्वे=સર્વ નદીઓ |
| अवि=પણ | चउदसलरका=ચૌદ લાખ |
| य=અને, તથા | छप्पन्नसहस्स=છપ્પન હજાર |
| वत्तीससहस्स=બત્રીસ હજાર | मेलविया=મેળવતા |

ગાથાર્થ —એ પ્રમાણે સીતા તથા શીતોદા મહાનદી પણ ૫૩૨૦૦૦ ના પરિવાર સહિત છે હવે એ સર્વ નદીઓ મેળવતા ૧૪૫૬૦૦૦ નદીઓ જબૂદ્વીપમા છે. ॥૨૫॥

૧ જો કુરુક્ષેત્રમાની નદીઓ શીતોદામા તથા સીતા નદીમા મળે છે એમ ગણીએ તો ૬-૬ અન્તર્નદીઓ પરિવાર રહિત હશે? એ શંકાના સમાધાનમા જાણવુ કે જેમ ચન્દ્રનો પરિવાર (૨૮ નક્ષત્ર આદિ) તે સૂર્યનો પણ ગણાય છે (પરન્તુ સૂર્યના નક્ષત્ર ગ્રહો અને તારા જૂદા નથી) તેમ વિજયમાની નદીઓના પરિવારને અન્તર્નદીઓનો પણ પરિવાર ગણવાનો વ્યવહાર શાસ્ત્રમા કહેલો છે, માટે અન્તર્નદીઓનો જૂદો પરિવાર ન ગણવો

* ૨૪ મી ગાથા મતાન્તરની છે, અને તે એકજ ગાથામા મહા વિદેહની ૧૦૬૪૦૦૦ નદીઓ સંપૂર્ણ ગણાઈ ગઈ છે, માટે ૨૪ મી ગાથા સાથે આ ગાથાનો સબધ ન જોડવો અથવા આ ગાથા ૨૪ મી હોઈને

## ॥ મહાનદીઓનો યન્ત્ર ॥

| મહાનદીનું નામ | ક્યાં છે ? | (તે ક્ષેત્રની) કઇ દિશામાં વહે છે અને લવણસમુદ્રને કઇ દિશામાં મળે છે | ક્યા પર્વત ઉપરના દ્રહમાંથી નીકળે છે ? | ક્યા સરોવર-માંથી નીકળી ? | પરિવાર કેટલો ? | મૂળ પ્રવાહ (યોજન) | અન્ત્ય પ્રવાહ (યોજન) | પ્રારંભમાં ઉંડાઇ (યો) | પર્યન્તે ઉંડાઇ (યોજન) |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ગંગા | ભરતમાં | *પૂર્વે | લઘુ હિમ૦ | પદ્મદ્રહ | ૧૪૦૦૦ | ૬ા | ૬૨ાા | (ગાઉ) ૦ાા | ૧ા |
| સિંધુ | , | પશ્ચિમે | , | ,, | ૧૪૦૦૦ | , | , | , | , |
| રક્તા | ઐરાવતમાં | પૂર્વે | શિખરી | પુંડરિકદ્રહ | ૧૪૦૦૦ | , | ,, | ,, | ,, |
| રક્તવતી | | પશ્ચિમે | ,, | , | ૧૪૦૦૦ | , | ,, | ,, | ,, |
| રોહિતાંસા | હિમવંતમાં | , | લઘુ હિમ૦ | પદ્મ૦ | ૨૮૦૦૦ | ૧૨ાા | ૧૨૫ | ૧ ગાઉ | ૨ાા |
| રોહિતા | , | પૂર્વે | મહા હિમ૦ | મહાપદ્મ૦ | ૨૮૦૦૦ | , | , | ,, | ,, |
| સુવર્ણકુલા | હિરણ્યવંતમાં | ,, | શિખરી | પુંડરિક૦ | ૨૮૦૦૦ | ,, | ,, | ,, | ,, |
| રૂપ્યકુલા | , | પશ્ચિમ | રૂકમી | મહાપુંડ૦ | ૨૮૦૦૦ | , | ,, | ,, | ,, |
| હરિકાન્તા | હરિવર્ષમાં | , | મહા હિમ૦ | મહાપદ્મ૦ | ૫૬૦૦૦ | ૨૫ | ૨૫૦ | ૦ાાયો | ૫ |
| હરિસલિલા | ,, | પૂર્વે | નિષધ | તિગિંછી | ૫૬૦૦૦ | ,, | , | ,, | ,, |

*દિશિવ્યવહાર ક્ષેત્રદિશિને અનુસારે, પરન્તુ સૂર્યોદય પ્રમાણે નહિ

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| નરકાન્તા | રમ્યકમા | પૂર્વે | રૂકમી | મહાપુડ૦ | ૫૬૦૦૦ | ૨૫ | ૨૫૦ | ૦ાા યો | ૫ |
| નારીકાન્તા | ,, | પશ્ચિમે | નીલવત | કેસરી૦ | ૫૬૦૦૦ | ,, | ,, | ,, | ,, |
| શીતોદા | મહાવિદેહમા | ,, | નિષધ | તિગિછી | ૫૩૨૦૦૦ | ૫૦ | ૫૦૦ | ૧ યો | ૧૦ |
| *સીતા | ,, | પૂર્વે | નીલવત | કેસરી | ૫૩૨૦૦૦ | ,, | ,, | ,, | ,, |
| | | | | | ×૧૪૫૬૦૦૦ | | | | |

×૧૪ મહાનદી, ૬૪ મહાવિદેહની વિજયની નદીઓ, અને ૧૨ મહાવિ૦ ની અન્તર્નદીઓ એ ૯૦ નદીઓ જુદી ગણીને કેટલાક શાસ્ત્રકારો ૧૪૫૬૦૯૦ નદીઓ પણ ગણે છે

अवतरण—હવે દ્વારો કહ્યા બાદ પ્રસંગથી સાત મહા ક્ષેત્રની ૧૪ મહા નદીઓના મૂળ વિસ્તાર તથા પર્યન્ત વિસ્તાર(=સમુદ્રમાં જ્યાં મળે છે ત્યાંનો છેલ્લો વિસ્તાર ) કહે છે

**छज्जोयणे सकोसे, गंगासिंधूण वित्थरो मूले**
**दसगुणिओ पज्जंते, इय दुदु गुणणेण सेसाण ॥२६॥**

संस्कृत અનુવાદ

षड्योजनानि सक्रोशानि, गंगासिन्ध्वोविस्तरो मूले
दशगुणितः पर्यन्ते, इति द्विद्विगुणनेन शेषाणाम् ॥ २६ ॥

અન્વય સહિત પદચ્છેદ

गंगा सिंधूण मूले वित्थरो स कोसे छ ज्जोयणे
पज्जंते दस गुणिओ, इय सेसाण दुदु गुणणेण ॥२६॥

શબ્દાર્થ

छ=છ
ज्जोयणे=યોજન
स=સહિત
कोसे=એક કોશ, એક ગાઉ
गंगा=ગંગા નદીનો
सिंधूण=સિંધુ નદીનો
वित्थरो=વિસ્તાર, પહોળાઈ
मूले=મૂળને વિષે (જ્યાંથી નદી નિકળે છે ત્યાં)
दसगुणिओ=દશ ગુણો
पज्जंतपर्यन्ते, છેડે (નદી જ્યાં સમુદ્રને મળે છે ત્યાં)
इय=એ પ્રમાણે
दुदु=બેબે
गुणणेण=ગુણનાવડે, ગુણો
सेसाण=શેષ (બાકીની ૪-૪-૨) નદીઓનો

गाथार्थ—ગંગાનદી અને સિંધુ નદીનો ( તથા સમાન હોવાથી રક્તા અને રક્તવતી નદીનો પણ ) મૂળ વિસ્તાર એક ગાઉ સહિત ૬ યોજનનો ( = ૬। યોજનનો ) છે, અને પર્યન્ત (છેલ્લો) વિસ્તાર દશ ગુણો ( ૬૨॥ યોજન ) છે એ પ્રમાણે શેષ (૪+૪+૨=૧૦) મહા નદીઓનો (મૂળ વિસ્તાર તથા . વિસ્તાર) બે ગુણો અનુક્ર ॥

વિશેષાર્થઃ—ગંગા-સિંધુ-રક્તા-રક્તવતી એ બાહ્ય ક્ષેત્રની ૪ નદીઓ જ્યાં સરોવરમાંથી નીકળે છે, ત્યાં પ્રારંભમાં ૬। યોજન પ્હોળા પ્રવાહવાળી છે, અને ત્યાર બાદ ૧૪૦૦૦ નદીઓનું પાણી ભેગું થતાં અનુક્રમે વધતી વધતી જ્યાં સમુદ્રને મળે છે ત્યાં* ૬૨॥ યોજન જેટલા મોટા પ્રવાહ (પટ) વાળી થયેલી છે તથા હિમવંત હિરણ્યવંત ક્ષેત્રની ૪ નદીઓ પ્રારંભમાં ૧૨॥ યોજન અને અન્તે ૧૨૫ યોજન પ્હોળા પટવાળી છે તથા હરિવર્ષ અને રમ્યક્ ક્ષેત્રમાંની ૪ નદીઓ પ્રારંભમાં ૨૫ યોજન અને પર્યન્તે ૨૫૦ યોજન પટવાળી છે તેમજ શીતોદા અને સીતા નદી પ્રારંભમાં ૫૦ યોજન અને પર્યન્તે ૫૦૦ યોજન પ્હોળા પ્રવાહવાળી છે

પ્રશ્ન—નદીઓનો પટ-વિસ્તાર કહ્યો, પરન્તુ ઉંડાઈ કેટલી?

ઉત્તર ઉંડાઈ જો કે ગાથામાં કહી નથી, તોપણ દરેક નદી પોતાના પ્રવાહથી [1]દરેક સ્થાને પચાસમા ભાગ જેટલી ઉંડાઈવાળી જાણવી, જેવી ગંગા વિગેરે ૪ નદીઓ પ્રારંભમાં ⅞ ગાઉ

* એ ૬૨॥ યોજન પ્રવાહ અને એ ચારે નદીનું નિર્ગમ (નીકળવાનું સ્થાન) ઇત્યાદિ ઉપર કહેલું ગંગા-સિંધુનું કોઇ પણ ઉત્કૃષ્ટ સ્વરૂપ વર્તમાનકાળ આશ્રયિ નથી, પરન્તુ અવસર્પિણીના પ્હેલા અને ઉત્સર્પિણીના છેલ્લા આરા આશ્રયિ એ નદીઓનું સ્વરૂપ છે અને હિમવંતાદિ ક્ષેત્રની ૧૦ મહાનદીઓનું પૂર્વોક્ત સ્વરૂપ તો સદાકાળને માટે એક સરખું છે માટે વર્તમાન કાળની ગંગા સિંધુ નદીનું સ્વરૂપ વિલક્ષણ દેખીને પૂર્વોક્ત સ્વરૂપ ખોટું માનવાનું સાહસ ન કરવું ભરત અને ઐરાવત એ ૨ ક્ષેત્રોમાં કુદરતી રીતેજ ક્ષેત્રો અને કાળના એવા મોટા વિલક્ષણ ફેરફાર થઇ જાય છે, કે જેથી કોઇ સ્વરૂપ નિયમિતપણે લખી શકાય નહિ એ ૨ ક્ષેત્રોમાં નિયત સ્વરૂપવાળો કેવળ વૈતાઢ્ય પર્વત અને ૧ ઋષભકૂટ પર્વત અને ૨ નદીઓના પ્રપાતકુંડ છે, પરન્તુ તે સ્થાને જઇ શકવાનો અભાવ છે પુનઃ ગંગાદિ ચારે નદીના પ્રવાહ જઘન્યથી રથપથ પ્રમાણ (ગાડામાર્ગ જેટલા) અને ઉંડાઈ પણ બહુ છીછરી કહી છે

[1] શાસ્ત્રમાં દરેક સ્થળે જે નિયમિત પ્રવાહ અને ઉંડાઇ કહી છે તે મધ્ય અને મુખને અનુસરીને કહી છે તેથી કોઇ કોઈ સ્થાને હીનાધિક પ્રવાહ અને ઉંડાઈ ન જ હોય એમ ન જાણવું

ઉંડી છે, અને પર્યન્તે ૫ ગાઉ ઉંડી છે, એ રીતે શેષ નદીઓની ઉંડાઈ પણ પૂર્વે યંત્રમાં કહી છે, ત્યાંથી જાણવી ॥ ૨૬ ॥ इति १० नदीद्वारम् ॥

---

अवतरण—હવે પ્રસંગથી ૩ ગાથાઓ વડે જે ૬ વર્ષધર પર્વતો જમ્બૂદ્વીપમાં મુખ્ય અને મહાન્ પર્વતો છે તેજ ૬ મુખ્ય અને મહાપર્વતોનું ઉંચાઈ વગેરે પ્રમાણ તથા તે શાના બનેલા છે, તે સંબંધિ કિંચિત્ સ્વરૂપ કહે છે ત્યાં આ ગાથામાં પ્રથમ ૪ વર્ષધર (કુલગિરિ) પર્વતોનું સ્વરૂપ કહે છે

**जोयणसयमुच्चिट्ठा, कणयमया सिहरिचुल्लहिमवंता**
**रुप्पि महाहिमवंता, दुसउच्चा रुप्पकणयमया ॥२७॥**

સંસ્કૃત અનુવાદ

योजनशतमुच्छ्रितौ, कनकमयौ शिखरिक्षुल्लहिमवन्तौ
रुक्मिमहाहिमवन्तौ द्विशतोच्चौ, रुप्यकनकमयौ ॥ २७ ॥

અન્વય સહિત પદચ્છેદ

सिहरि चुल्लहिमवंता सय जोयण उच्चिट्ठा कणयमया
रुप्पि महाहिमवंता दु सय उच्चा रुप्प कणयमया ॥ २७ ॥

શબ્દાર્થ —

जोयण=યોજન
सय=સો
उच्चिट्ठा=ઉંચા
कणय=કનક, સુવર્ણ
मया=ના, રૂપ, મય
सिहरि=શિખરી પર્વત
चुल्ल=ક્ષુલ્લ, લઘુ
हिमवंता=હિમવંત પર્વત

रुप्पि=રૂકિમ પર્વત રૂપી પર્વત, રૂપી પર્વત
महाहिमवंता=મહાહિમવંત પર્વત
दु=બે
स(=सअ)=શત, સો
उच्चा=ઉંચા
रुप्प=રૂપુ (=રૂપાના)
कणयमया=કનકમય, સુવર્ણ મય, (સુવર્ણના)

---

૧ છપાયલી પ્રતમાં उव्विद्धा પાઠ છે

गाथार्थः—શિખરી પર્વત અને ચુલ્લહિમવંત (=લઘુ હિમવંત) પર્વત ૧૦૦ (સો) યોજન ઉંચા છે, અને સુવર્ણના છે તથા રૂપ્પી પર્વત ( =રૂકિમ પર્વત ) અને મહાહિમવંત પર્વત ૨૦૦ (બસો) યોજન ઉંચા છે, અને અનુક્રમે રૂપાના (ચાંદીના) તથા સોનાના છે ॥૨૭॥

विशेषार्थ—ગાથાર્થવત્ સુગમ છે, અને છએ પર્વતોની પ્હોળાઈતો ૧૧ મી ગાથામાં કહેલી છે જમીનમાં ઉંડાઈ ૨૯ મા ગાથામાં ઉંચાઈના ચોથા ભાગ જેટલી કહેશે તથા જે પર્વતો સામાન્યથી સુવર્ણના કહ્યા હોય તો તે પીત (પીળા) વર્ણવાળા [1]સુવર્ણના જાણવા, અને રૂપાના પર્વતો શ્વેતવર્ણના જ હોય એ પ્રસિદ્ધ છે ॥૨૭॥

---

अवतरणः—આ ગાથામાં પૂર્વોક્ત ૪ વર્ષધર પર્વતોથી બાકી રહેલા ) વર્ષધર પર્વતોનું ( નિષધ અને નીલવંત પર્વતનું ) પ્રમાણાદિ કહે છે—

**चत्तारि जोयणसए उच्चिट्ठो निसढ नीलवंतो अ**
**निसढो तवणिज्जमओ, वेरुलिओ नीलवंतगिरी॥२८॥**

સંસ્કૃત અનુવાદ

चत्वारि योजनशतान्युच्छ्रितौ निषधो नीलवांश्च
निषधस्तपनीयमयो, वैडूर्यको नीलवान् गिरि ॥२८॥

અન્વય સહિત પદચ્છેદ

निसढो अ नीलवंतो चत्तारि सए जोयण उच्चिट्ठो
निसढो तवणिज्जमओ नीलवंत गिरि वेरुलिओ ॥२८॥

---

૧ સુવર્ણ પાચ વર્ણનું હોવાથી અહિં પીળા વર્ણનું કહ્યું છે

૨ છપાયેલી જંબૂ૦ સંગ્રહણી તથા બૃહત્ક્ષેત્રસમાસમાં उव्विद्धो પાઠ છે

શબ્દાર્થ —

चत्तारि=ચાર
जोयण=યોજન
सय=સો
उच्चिट्ठो=ઉંચો
निसढ=નિષધ પર્વત
नीलवंतो=નીલવંત પર્વત
अ=વળી, અને
निसढो=નિષધ પર્વત
तवणिज्ज=તપનીય જાતિનું રક્ત સુવર્ણ, (=અતિ લાલ વર્ણનું સોનુ )
मओ=મય, રૂપ, નો
वेरुलिओ=વૈડુર્ય રત્ન (=પાના, પન્ના) નો
नीलवंत=નીલવંત (નામનો)
गिरि=પર્વત

गाथार्थ—નિષધ પર્વત ૪૦૦ (ચારસો) યોજન ઉંચો છે, અને નીલવંત પર્વત પણ ૪૦૦ યોજન ઉંચો છે તથા નિષધ પર્વત તપનીય (અતિ લાલ) સુવર્ણનો છે, અને નીલવંત પર્વત વૈડુર્ય રત્નનો-પાનાનો-પન્નાનો છે ॥ ૨૮ ॥

विशेषार्थ —ગાથાર્થવત્ સુગમ છે

---

अवतरण—હવે આ ગાથામાં સર્વ પર્વતોની ઉંડાઈ (=જમીનમાં કેટલા દટાયલા છે ? તે ) કહે છે

**सव्वेवि पव्वयवरा, समयरिकत्तम्मि मंदरविहूणा**
**धरणितले उवगाढा, उस्सेहचउत्थभायम्मि ॥ २९ ॥**

સંસ્કૃત અનુવાદ

सर्वेऽपि पर्वतवरा , समयक्षेत्रे मंदरविहीना,
धरणितले उवगाढा उत्सेधचतुर्थभागे ॥ २९ ॥

અન્વય સહિત પદચ્છેદ

समयखित्तमि मदर विहूणा, सव्वे अवि पव्वय वरा
उस्सेह चउत्थ भायमि धरणि तले उवगाढा॥ २९ ॥

શબ્દાર્થ —

सव्वे=સર્વે
अवि=પણ
पव्वय=પર્વત
वरा=શ્રેષ્ઠ
समयखित्तम्मि=સમયક્ષેત્રમાં, અઢી દ્વીપમાં, મનુષ્ય ક્ષેત્રમાં
मदर=મેરૂ પર્વત
विहूणा=વિના, સિવાય
धरणि=પૃથ્વી
तले=તળમાં, અંદર
उवगाढा=અવગાહેલા, દટાયેલા ઉંડા ગયેલા, અંદર રહેલા,
उस्सेह=ઉત્સેધ, ઉંચાઈ (થી)
चउत्थ=ચોથા
भायम्मि=ભાગે

गाथार्थः—આ અઢી દ્વીપ જેટલા સમયક્ષેત્રમાં-મનુષ્યક્ષેત્રમાં મેરૂ પર્વત સિવાયના જેટલા પર્વતો ( અથવા ભૂમિકૂટ ) છે તે સર્વે પોતપોતાની ઉંચાઈથી (ઉંચાઈના) ચોથા ભાગ જેટલા ભૂમિતળની અંદર (=ભૂમિમાં) દટાયેલા છે ॥૨૯॥

विशेषार्थ—સૂર્યચન્દ્રની ગતિથી ઉત્પન્ન થયેલ સમય એટલે ( સમય આવલિ મુહૂર્ત ઈત્યાદિ અનેક ભેદવાળો ) કાળ જે ક્ષેત્રમાં પ્રવર્તે છે તે સમયક્ષેત્ર ૨॥ દ્વીપ પ્રમાણ અથવા *૪૫૦૦૦૦૦ (=પીસ્તાલીસ લાખ) યોજન પ્રમાણ છે એનું બીજું નામ [1]મનુષ્યક્ષેત્ર પણ છે એ સમયક્ષેત્રના ([2]મેરૂ સિવાયના) ૨૬૮ પર્વતો ( તથા ઉપલક્ષણથી ભૂમિકૂટ પર્વતો પણ ) પોત પોતાની ઉંચાઈથી ચોથા ભાગ જેટલા ભૂમિમાં ઉંડા-દટાયેલા છે [3]

* ૧ લાખ યોજનનો સંપૂર્ણ જંબૂદ્વીપ, તેને ફરતો ૨ લાખ યોજનનો લવણ સમુદ્ર તેને ફરતો ૪ લાખ યોજનનો સંપૂર્ણ ધાતકીખંડ દ્વીપ તેને ફરતો ૮ લાખ યોજનનો કાલોદધિ સમુદ્ર અને તેને ફરતો ( સોળ લાખ યોજનના પુષ્કરવર દ્વીપનો અર્ધ ભાગ એટલે ) ૮ લાખ યોજનનો અર્ધ પુષ્કરવરદ્વીપ એ પ્રમાણે બે સમુદ્ર સહિત ૨॥ દ્વીપ છે ત્યાં જંબૂ૦ ૧ લાખ યોજન અને તેની બે બાજુએ (બે સમુદ્ર સહિત ૧॥ દ્વીપનો વિસ્તાર) ૨૨ લાખ ૨૨ લાખ યોજન ગણતા મનુષ્યક્ષેત્રના ૪૫ લાખ યોજન થાય

૧ અઢી દ્વીપમાંજ મનુષ્યોની વસતી, જન્મ અને મરણ છે અને

પ્રશ્ન—ઉડાઈ અને ઉંચાઈના યોજન જૂદા ગણવા કે એકત્ર ગણવા ?

ઉત્તર—પર્વતની ઉડાઈ અને ઉચાઈના યોજન જૂદા ગણવા તેથી જે પર્વત ૧૦૦ યોજન ઉચો કહ્યો હોય તે ભૂમિમા ૨૫ યોજન ઉડો જાણવો કારણ કે શાસ્ત્રમા મેરૂ સિવાયના પર્વતોની ઉચાઈ મૂળ ભાગથી નહિં પરન્તુ ભૂમિની ઉપરની સપાટીથી ગણેલી છે ॥૨૯॥

---

अवतरण—હવે આ ગાથામા સગ્રહણી પ્રકરણની સમાપ્તિ થાય છે, અને તે સાથે આ પ્રકરણના કર્ત્તા–રચનાર પોતાનુ નામ પણ પ્રગટ કરે છે

---

અઢી દ્વીપથી બહાર લબ્ધિવત મનુષ્યોનું ગમનાગમન છે પરન્તુ જન્મ મરણ અને નિવાસ નથી માટે ૨॥ દ્વીપનું નામ મનુષ્યક્ષેત્ર છે

૨ કારણ કે જબૂદ્વીપના મેરૂની ઉંચાઈ ૯૯૦૦૦ યોજન અને ઉડાઇ ૧૦૦૦ યોજન છે (જેથી તે સંપૂર્ણ ૧ લાખ યોજનનો છે) અને બીજા બે દ્વીપના ૪ મેરૂની ઉંચાઈ ૧૦૦૦ યોજન ઉડાઇ સહિત ૮૫૦૦૦ યોજન (૧૦૦૦+૮૪૦૦૦) છે

૩ ગાથામા 'સમયક્ષેત્રના પર્વતો" કહેવાથી સમયક્ષેત્રથી બહારના પર્વતોની ઉડાઇ ઉચાઇના ચોથા ભાગ જેટલી નિયમિત નથી એમ જાણવુ કારણ કે પ્રથમ તો સમયક્ષેત્રથી બહાર ( સમયક્ષેત્રવત્ અનેક પર્વતો ન હોવાને અભાવે ) પર્વતો છે નહિ એમ જ કહ્યુ છે અને માનુષોત્તર, કુડલ, રૂચક, અજનગિરિ દધિમુખ રતિકર તથા ઇન્દ્રોના ઉત્પાત પર્વતો વિગેરે જે પર્વતો કહ્યા છે તેમા માનુષોત્તર, રતિકર અને ઉત્પાત પર્વતો ચોથા ભાગની ઉડાઇવાળા અને શેષ ૧૦૦૦ યોજન ઉડાઇવાળા છે અને કુડલ, રૂચક તથા અજનગિરિઓ ચાર મેરૂવત્ મૂળથી ૮૫૦૦૦ યોજન ઉંચા છે અને દધિમુખ પર્વતો મૂળથી ૬૫૦૦૦ યોજન ઉંચા છે ઇત્યાદિ રીતે વિશેષતા હોવાથી 'मदरविहूणा उवगाढा उस्सेहचउत्थमायम्मि" એ વાક્ય સમયક્ષેત્રમા જ સંભવે માટે ગાથામા समयखित्तम्मि પદ છે

खंडाईगाहाहि, दसहि दारेहि जंबुदीवस्स
संघयणी सम्मत्ता, रइया हरिभद्दसूरीहि ॥ ३० ॥

સંસ્કૃત અનુવાદ

खण्डादिगाथाभिर्दशभिर्द्वारैर्जम्बूद्वीपस्य
सग्रहणिः समाप्ता रचिता हरिभद्रसूरिभिः ॥ ३० ॥

અન્વય સહિત પદચ્છેદ

खंड आई गाहाहिं दसहिं दारेहिं हरिभद्दसूरीहिं रइया
जंबुदीवस्स संघयणी सम्मत्ता ॥ ३० ॥

શબ્દાર્થ —

| | |
|---|---|
| खंडाई=ખંડ વિગેરેની (અથવા खंडा जोयण वासा ઈત્યાદિ) | जंबुदीवस्स=જંબૂદ્વીપની |
| गाहाहिं=ગાથાઓ વાળા (=ગાથાઓમાં કહેલા) | संघयणी=સંગ્રહણી (સંગ્રહ-પદ્ધતિ) |
| दसहिं=દશ | सम्मत्ता=સમાપ્ત થઈ |
| दारेहिं=દ્વારોવડે | रइया=રચેલી |
| | हरिभद्दसूरीहिं=શ્રી હરિભદ્રસૂરિએ |

गाथार्थः—खंडा जोयण वासा ઈત્યાદિ ગાથાઓવાળા (=ગાથાઓમાં કહેલા) દશ દ્વારો વડે (એટલે ખંડ આદિ ૧૦ દ્વારોવડે) શ્રી હરિભદ્રસૂરિએ રચેલી આ જંબૂદ્વીપ સંગ્રહણી (નામના પ્રકરણની રચના) સમાપ્ત થઈ ॥૩૦॥

विशेषार्थः—ગાથાર્થવત્ સુગમ છે, પરન્તુ એ કહેલા ૧૦ પદાર્થો સિવાય બીજા પણ અનેક શાશ્વત પદાર્થો આ જંબૂદ્વીપમાં છે, તેનું સ્વરૂપ બીજા ગ્રંથોથી જાણવા યોગ્ય છે ॥૩૦॥

જંબૂ૰ સંગ્રહણી પ્રકરણનો અર્થ લખવામાં મતિદોષ વિગેરે કારણથી જે કંઈ ભૂલ ચૂક થઈ હોય તે ક્ષમા કરી સુધારી વાંચવું, એવી સજ્જનો પ્રત્યે અમારી નમ્ર વિજ્ઞપ્તિ છે

૧ गाहाए એવો તૃતિયા એકવચનાન્ત પાઠ પણ છે

## ॥ जबूद्वीप संग्रहणी परिशिष्ट ॥

આ પ્રકરણમા કહેવાયેલા ખડ, યોજન અને ક્ષેત્ર ઈત્યાદિ ૧૦ પદાર્થો ઉપરાન્ત બીજા પણ કેટલાક શાશ્વત પદાર્થો જાણવા યોગ્ય છે તે અહિં પરિશિષ્ટ વિભાગમા દર્શાવાય છે—

### ॥ જબૂદ્વીપમા ૨ સૂર્ય ૨ ચન્દ્ર ॥

જબૂદ્વીપમા ૨ સૂર્ય અને ૨ ચન્દ્ર છે જે ચન્દ્ર સૂર્ય આજે ઉગ્યો હોય તે પુન આવતી કાલે (બીજે દિવસે) ઉગતો નથી, પરન્તુ ત્રીજે દિવસે ઉગે છે તથા દરેક ચન્દ્રનો ૨૮ નક્ષત્ર ઈત્યાદિ પરિવાર હોવાથી દ્વિગુણ પરિવાર (૫૬ નક્ષત્ર, ૧૭૬ ગ્રહ, ૧૩૩૯૫૦ કોડીકોડી તારા) છે

### ॥ જબૂદ્વીપની જગતી અને ૪ દ્વાર ॥

આ દ્વીપને ફરતો ૧ કોટ મૂળમા ૧૨ યોજન પ્હોળો, ઉપર ૪ યોજન પ્હોળો, ૮ યોજન ઊંચો અને દ્વીપની પરિધિ જેટલી લબાઈવાળો વલયાકારે કહેલો છે તે જગતી કહેવાય છે, તેને વિજય-વિજયત-જયત-અપરાજિત એ ચાર નામ વાળા (પૂર્વાદિક દિશામા અનુક્રમે) ૪ મોટા દ્વાર (દરવાજા) છે

### ॥ ૩૪ વૈતાઢ્યની ૬૮ ગુફા ॥

દરેક વૈતાઢ્ય પર્વતની तिमिस्रागुफा અને खडकप्रपातागुफा એ બે નામવાળી મોટી ગુફાઓ છે, કે જે ચક્રવર્ત્તિના રાજ્ય વખતે ઉઘાડી રહે છે, અને તે સિવાયના વખતમા સદાકાળ બધ રહે છે તે ગુફા ૧૨ યોજન ઉચી ૮ યોજન પ્હોળી અને ૫૦ યોજન લાબી હોય છે ચક્રવર્ત્તિ એક ગુફામા થઈ કાકિણી રત્નથી બન્ને બાજુએ ભીંતે પ્રકાશમડલો ચિતરી, બીજી બાજુ નીકળી, તે બાજુના ૩ અનાર્ય ખડ જીતી, બીજી ગુફામા થઈ તેમા પણ તેજ પ્રમાણે પ્રકાશમડલો ચિતરી પાછો વળી પોતાના ખડમા આવે છે એ રીતે ગુફાઓમા પ્રકાશમડલોના પ્રભાવથી બીજી બાજુના ખડોમા આવવા જવાનો વ્યવહાર સુલભ થાય છે

## ॥ વૈતાઢ્યનાં ૨૪૪૮ બીલ ॥

દરેક વૈતાઢ્યમા દક્ષિણ બાજુ અને ઉત્તર બાજુએ ગગા સિંધુ આદિ મહાનદીના બે બે પડખે નવ નવ બીલ હોવાથી દરેક વૈતાઢ્યમા ૭૨ બીલ એટલે નાની ગુફાઓ છે જેથી ૩૪ વૈતાઢ્યના ૨૪૪૮ બીલ છે અવસર્પિણીના છઠ્ઠા આરામા જ્યારે અત્યત તાપ અને ટાઢ વિગેરેના ઉપદ્રવોથી મનુષ્ય પશુઓનો પ્રલય (સહાર)-કાળ આવશે તે વખતે એ બીલોમા ભરાઈ ગયેલા મનુષ્ય અને પશુઓ જ જીવતા રહેશે અને પુન મનુષ્યની અને પશુઓની વૃદ્ધિ એ બીજ રૂપ મનુષ્યથી અને પશુઓથી જ થશે

## ॥ ૪ અને ૩૪ તીર્થંકર ॥

પૂર્વે કહેલી ૩૪ વિજયોમા ૧-૧ તીર્થંકર ગણવાથી ઉત્કૃષ્ટ કાળે ૩૪ તીર્થંકર હોય છે, અને જઘન્યથી ૪ તીર્થંકર ભગવાન તે મહાવિદેહમાજ હોય મતાન્તરે જઘન્યથી ૨ તીર્થંકરો પણ મહાવિ૦ માજ કહ્યા છે

## ॥ ચક્રવર્ત્તિ-વાસુદેવ-બળદેવ ૪ અને ૩૦ ॥

મહાવિદેહમા ઉત્કૃષ્ટથી ( ૨૮ વિજયમા ) ૨૮ ચક્ર૦ અથવા ૨૮ વાસુ૦-અને ૨૮ બળ૦ હોય છે, અને તેજ વખતે ભરત ઐરાવતમા પણ ચક્રવર્ત્તિ આદિ હોય તો જમ્બૂદ્વીપમા ઉત્કૃષ્ટ કાળે ૩૦ ચક્રવર્ત્તિ આદિ હોય છે, અન્યથા જઘન્યથી ૪ હોય તો મહાવિદેહમા જ હોય વળી મહાવિ૦મા ૨૮ વિજયો જ્યારે ૨૮ ચક્રવર્ત્તિ યુક્ત હોય ત્યારે શેષ ૪ વિજયો ૪ વાસુદેવ તથા ૪ બળદેવ યુક્ત હોય છે, પરન્તુ એક વિજયમા ચક્રવર્ત્તિ અને વાસુદેવ બે ન હોઇ શકે, એ નિયમથી સર્વ ગણત્રી કરવી

## ॥ પડુક વનમાં ૪ અભિષેક શિલા ॥

મેરૂ પર્વતના શિખર ઉપર પડુક વન નામનુ વન છે, તેમ ૫૦૦ યોજન લાબી, ૨૫૦ યોજન પ્હોળી, ૪ યોજન જાડી (ઉચી) અને અર્જુન (શ્વેત) સુવર્ણની ૪ મહાશિલાઓ ચાર દિશામ છે તે શિલાઓ ઉપર તે તે દિશામા જન્મેલા શ્રી તીર્થંકર ભગવતોનો જન્માભિષેક થાય છે

॥ ૨ મહાવૃક્ષ ॥

ભૂમિકૂટના વર્ણનમા કહેલ ૧ જંબૂવૃક્ષ અને ૧ શાલ્મલી વૃક્ષ એમ ૨ વૃક્ષ છે, તેમા ૧ ઉત્તરકુરૂક્ષેત્રમા અને ૧ દેવકુરૂક્ષેત્રમા છે તે દરેક ૮ યોજન ઉચુ, ગા યોજન ઉડુ અને ૮ યોજન વિસ્તારવાળુ છે ત્યા જમ્બૂવૃક્ષ ઉપર જમ્બૂદ્વીપનો અધિપતિ અનાદૃત દેવ અને શાલ્મલી વૃક્ષ ઉપર ગરૂડદેવ રહે છે બન્ને વૃક્ષ સ્વરૂપે પૃથ્વીકાય મય રત્નના છે, પરન્તુ તેનો આકાર વૃક્ષનો છે અને શાશ્વત છે પુન એ દરેક વૃક્ષને ફરતા બીજા અનેક એનાજ વૃક્ષો નાના મોટા છે

॥ ૩૪ રાજધાની ॥

ચોત્રીસ વિજયમા અયોધ્યા ઇત્યાદિ (૩૪) નામવાળી ૩૪ મુખ્ય નગરીઓ છે, તે (૩૪) રાજધાનીઓ કહેવાય

॥ ૯૦ કુંડ ॥

૧૪ મહાનદીઓ જે જે પર્વત ઉપરથી નીકળે છે, તે તે પર્વતની નીચે તે તે નદીના નામવાળા પ્રપાતકુંડ છે, કે જેમા તે નદીના પડતો ધોધ એ કુંડમાજ પડીને બહાર નીકળે છે તે ૧૪,તથા મહાવિદેહમાની ૬૪ વિજયગત નદીઓ અને ૧૨ અન્તર્નદીઓ નિષધ અને નીલવંત પર્વત પાસેના કુંડમાથી નીકળે છે તે ૭૬, મળી ૯૦ કુંડ છે

॥ ૮ મહાવન ॥

મહાવિદેહના બે છેડે બે બે વન જગતી પાસે રહેલા છે તે ૪ વન અને મેરૂ પર્વતના ભદ્રશાલ-નંદન-સોમનસ અને પંડુક વન નામના ૪ વન મળી ૮ મહાવન છે

॥ અનેક વેદિકા અનેક વનખંડ ॥

જમ્બૂદ્વીપમા જે જે શાશ્વત પર્વત-કૂટ-નદી-સરોવર-કુંડ-શ્રેણિ-મેખલા-મહાવૃક્ષ-શિલા-જગતી-દેવપ્રાસાદના તેમજ સિધ્ધાયતનના વિભાગો-તીર્થ વિગેરે અનેક પદાર્થોમાના કેટલાક યથા યોગ્ય ૧ વેદિકા અને ૧ વનખંડ તેમજ કેટલાક ૧ વેદિકા ૨ વનખંડ અને ૨ મહાવૃક્ષો અનેક વેદિકા અનેક વનખંડ વીંટાયલા છે (તેની ગણત્રીનુ અહિ પ્રયોજન નથી)

॥ ૩૦૬ મહાનિધિ ॥

૩૪ વિજયમાની દરેક વિજયમા નૈસર્પ આદિક નામવાળા

૯-૯ નિધિ પાચમા ખડમા મહાનદીના કિનારાપાસે હોય છે જેમ ગગા મહાનદીના પૂર્વ કિનારે ૯ નિધિ ભૂમિને વિષે છે તે દરેક ૧૨ યોજન લાબી અને ૯ યોજન પહોળી તથા ૮ યોજન ઊંચી એવી મોટી પેટીઓના આકારવાળા, તથા સુવર્ણના બનેલા અને આઠ આઠ ચક્ર ઉપર રહેલા (આગગાડીના ડબ્બા સરખા) છે તેમા દરેક સ્થિતિને દર્શાવનાર શાશ્વત પુસ્તકો હોય છે અથવા તે તે જાતના પદાર્થો તૈયાર મળી શકે એવા હોય છે દરેક નિધિમા પોતપોતાના નામ સરખા નામવાળા દેવો અધિપતિ હોય છે પાચમો ખડ સાધીને ચક્રવર્ત્તિ એ ૯ નિધિઓને પણ સાધે છે, અને ચક્રવર્ત્તિ દિગ્વિજય કરી પોતાના નગરમા આવે છે ત્યારે તે નિધિઓ પણ પાતાલ માર્ગે ચક્રવર્ત્તિના નગરે બહાર આવી જાય છે

## ॥ ૪૨૦ રત્નો ॥

દરેક ચક્રવર્ત્તિને ચક્ર-છત્ર-દડ-ચર્મ-ખડ્ગ-મણિ-કાકિણી, એ ૭ એકેન્દ્રિય રત્ન,તથા સેનાપતિ-ગાથાપતિ-વાર્ધકી-પુરોહિત-અશ્વ--હસ્તિ અને સ્ત્રી એ ૭ પચેન્દ્રિય રત્ન મળી ૧૪ રત્નો હોય છે જેવી ઉત્કૃષ્ટ કાળે ૩૦ ચક્રવર્ત્તિ હોવાથી જ બૂદ્વીપમા ૨૧૦ એકેન્દ્રિય રત્ન અને ૨૧૦ પચેન્દ્રિય રત્ન મળી ૪૨૦ રત્નચક્રવર્ત્તિના હોય છે

એ જબૂદ્વીપના પ્રસિદ્ધ પદાર્થો કહ્યા, તે ઉપરાન્ત બીજા પણ કોટીશિલા વિગેરે અનેક પદાર્થો જબૂદ્વીપમા છે તે બીજા ગ્રથોથી સવિસ્તર જાણવા યોગ્ય છે

॥ इति जंबूद्वीप संग्रहणी परिशिष्टम् ॥

इति श्रीजैनश्रेयस्करमडलाख्यसस्थान्तर्गतानेकधार्मिक

व्यवहारितसचालकस्य महिसानाख्यनगरनिवासिन श्रेष्ठि

वर्य-श्रीयुत-वेणिचन्द्रस्य सत्प्रेरणात मृगुकच्छ

निवासि श्रेष्ठिश्रीयुतानुपचन्द्र-मलुकचन्द्र-विद्यार्थि

-चदुलाल लिखितो जबूद्वीपसग्रहणीप्रकरणस्य

विशेषार्थ समाप्त

# ॥ दंडक प्रकरण मूळ ॥



नमिउ चउवीसजिणे, तस्सुत्तवियारलेसदेसणओ,
दंडगपएहि ते च्चिय, थोसामि सुणेह भो भव्वा ॥१॥
नेरइया असुराई, पुढवाई वेन्दियादओ चेव,
गब्भयतिरियमणुस्सा, वतरं जोइसियं वेमाणी ॥२॥
सखित्तथरी उ इमा, संरीरमोगाहणा य संघयणा,
सन्नाँ सठाण कसाँय, लेसिन्दिय दु समुंग्घाया ॥३॥
दिट्ठी दंसण नाणे जोगुवओगोववाय चवेण ठिई,
पज्जत्ति किमाहारे, संन्नि गई आगई वेए ॥४॥
चउ गब्भतिरिय वाउसु, मणुआण पच्च सेस तिसरीरा,
थावरचउगे दुहओ, अगुलअसखभागतणू ॥ ५ ॥
सव्वेसि पि जहन्ना, साहाविय अगुलस्सऽसखसा,
उक्कोस पणसयधणू, नेरइया सत्तहत्थ सुरा ॥ ६ ॥
गब्भतिरि सहस जोयण,वणस्सई अहियजोयणसहस्सं,
नर तेइदि तिगाऊ, वेइदिय जोयणे वार ॥ ७ ॥
जोयणमेग चउरि-दिदेह मुच्चत्तणं सुए भणिय,
वेउव्वियदेहं पुण, अगुलसखसमारभे ॥ ८ ॥
देव नर अहियलरक, तिरियाणं नव य जोयणसयाइं,
दुगुण तु नारयाण, भणिय वेउव्वियसरीरं ॥ ९ ॥

अंतमुहुत्तं निरए, मुहुत्त चत्तारि तिरिय-मणुएसु;
देवेसु अद्धमासो, उक्कोस विउव्वणा-कालो ॥ १० ॥
थावर सुर नेरइया, अस्संघयणा य विगल छेवट्ठा,
संघयण-छग गब्भय नर-तिरिएसु वि मुणेयव्वं ॥ ११ ॥
सव्वेसि चउ दह वा, सन्ना सव्वे सुरा य चउरसा,
नर तिरि छस्संठाणा, हुंडा विगलिंदि-नेरइया ॥१२॥
नाणाविह धय सूई, बुब्बुय वण वाउ तेउ अपकाया;
पुढवी मसूरचंदा-कारा सठाणओ भणिया ॥ १३ ॥
सव्वेवि चउकसाया लेस–छग गब्भतिरियमणुएसु,
नारय तेऊ वाऊ, विगला वेमाणि य तिलेसा ॥१४॥
जोइसिय तेउलेसा, सेसा सव्वेवि हुंति चउलेसा,
इदियदारं सुगमं, मणुआणं सत्त समुग्घाया ॥ १५ ॥
वेयण कसाय मरणे, वेउव्विय तेयए य आहारे,
केवलि य समुग्घाया, सत्त इमे हुंति सन्नीण ॥१६॥
एगिंदियाण केवल--तेउ-आहारगविणा उ चत्तारि,
ते वेउव्वियवज्जा, विगला सन्नीण ते चेव ॥ १७ ॥
पण गब्भतिरिसुरेसु, नारय वाऊसु चउर तिय सेसे,
विगल दु दिट्ठी थावर, मिच्छत्ति सेस तिय दिट्ठी ॥१८॥
थावर वि तिसु अचक्खू, चउरिंदिसु तद्दुगं सुए भणियं,
मणुआ चउदंसणिणो. सेसेसु तिगं तिगं भ...

अन्नाण-नाण-तिय तिय,सुरतिरिनिरए थिरे अनाणदुगं;
नाणन्नाण दु विगले, मणुए पण नाण ति अनाणा॥२०॥
सच्चेअर मीस असच्चमोस मण वय विउव्वि आहारे,
उरल मीसा कम्मण, इय जोगा देसिया समए॥२१॥
इक्कारस सुर निरए, तिरिएसु तेर पन्नर मणुएसु,
विगले चउ पण वाए, जोगतिग थावरे होइं ॥२२॥
ति अनाण नाण पण चउ, दसण बार जिअलक्ख-
णुवओगा,
इय बारस उवओगा, भणिया तेलुक्कदसीहि ॥ २३ ॥
उवओगा मणुएसु, बारस नव निरय-तिरिय-देवेसु,
विगलदुगे पण छक्क, चउरिंदिसु थावरे तियग॥२४॥
सखमसखा समए, गब्भयतिरि-विगल-नारय सुरा य,
मणुआ नियमा संखा, वणणंता थावर असंखा॥२५॥
असन्नि नर असखा, जह उववाए तहेव चवणेवि,
बावीस सग ति दसवास–सहस्स उक्किट्ठ पुढवाई ॥२६॥
तिदिणग्गि तिपल्लाऊ,नरतिरि सुरनिरय सागर तितीसा;
वतर पल्ल जोइस–वरिसलक्खाहिय पलिय ॥२७॥
असुराण अहिय अयर, देसूणदुपल्लयं नव निकाए,
बारसवासुणपणदिण, छम्मासुक्किट्ठ विगलाऊ ॥२८॥
पुढवाइ-दस-पयाण, अंतमुहुत्त जहन्न-आउठिई,
[illegible]सवरिसठिइआ, भवणाहिवनिरयवंतरिया ॥२९॥

वेमाणिय-जोइसिया, पल्लतयट्ठंस आउआ हुंति,
सुरनरतिरिनिरएसु, छ पज्जत्ती थावरे चउगं ॥ ३० ॥
विगले पंच पज्जत्ती, छद्दिसिआहार होइ सव्वेसिं,
पणगाइपए भयणा, अह सन्नितियं भणिस्सामि॥३१॥
चउविहसुरतिरिएसु, निरएसु य दीहकालिगी सन्ना,
विगले हेउवएसा, सन्नारहिया थिरा सव्वे ॥ ३२ ॥
मणुआण दीहकालिय, दिट्ठीवाओवएसिआ केवि,
पजपणतिरिमणुअच्चिय, चउविहदेवेसु गच्छंति ॥३३॥
संखाउ पज्जपणिंदि–तिरियनरेसु तहेव पज्जत्ते,
भूदगपत्तेयवणे, एएसु च्चिय सुरागमणं ॥ ३४ ॥
पज्जत्तसंखगब्भय–तिरियनरा निरयसत्तगे जंति,
निरउवट्टा एएसु, उववज्जंति न सेसेसु ॥ ३५ ॥
पुढवी-आउ-वणस्सइ–मज्झे नारयविवज्जिया जीवा,
सव्वे उववज्जंति, निय-निय-कम्माणुमाणेणं ॥ ३६ ॥
पुढवाइ-दसपएसु, पुढवी-आऊ-वणस्सई जंति,
पुढवाइदसपएहि य, तेऊवाऊसु उववाओ ॥३७॥
तेऊवाऊ-गमणं, पुढवीपमुहंमि होइ पयनवगे,
पुढवाइठाणदसगा, विगलाइतियं तहिं जंति ॥३८॥
गमणागमणं गब्भय–तिरियाणं सयलजीवठाणेसु;
सव्वत्थ जंति मणुआ, तेऊवाऊहि नो जंति ॥३९॥

वेयतिय तिरिनरेसु, इत्थी पुरिसो य चउविहसुरेसु;
थिरविगलनारएसु, नपुसवेओ हवइ एगो ॥ ४० ॥
पज्जमणु-बायरग्गी, वेमाणिय-भवण-निरय-वंतरिया,
जोइस-चउ-पणतिरिया, वेइंदि तेइंदि भू आऊ ॥४१॥
वाऊ वणस्सइ च्चिय, अहिया अहिया कमेणिमे हुंति;
सव्वेवि इमे भावा, जिणा! मए णतसो पत्ता ॥४२॥
संपइ तुम्ह भत्तस्स, दडगपयभमणभग्गहियस्स,
दंडतियविरय(इ)सुलहं, लहु मम दिंतु मुक्खपय॥४३॥
सिरि-जिणहसमुणीसर-रज्जे सिरि-धवलचदसीसेण,
गजसारेण लिहिया, एसा विन्नत्ति अप्पहिया ॥४४॥

---

## जंबूद्वीप संग्रहणी मूळ ॥

नमिय जिण सव्वन्नु, जगपुज्ज जगगुरुं महावीर,
जंबूदीवपयत्थे, वुच्छ सुत्ता सपरहेऊ ॥ १ ॥
खंडा जोयण-वासा, पव्वय-कूडा य तित्थ-सेढीओ,
विजय-द्दह-सलिलाओ, पिंडेसि होइ सघयणी ॥२॥
णउअसयं खंडाणं, भरहपमाणेण भाइए लरके,
अहवा णउअसयगुणं, भरहपमाणं हवइ लरकं ॥३॥
अहवेगखंड भरहे, दो हिमवंते अ हेमवइ चउरो,
अट्ठ महाहिमवंते, सोलस खंडाइं हरिवासे ॥ ४ ॥

वत्तीसं पुण निसढे, मिलिया तेसट्ठि वीयपासेवि,
चउसट्ठी उ विदेहे, तिरासिपिंडे उ णउअसयं ॥ ५ ॥
जोयणपरिमाणाइं, समचउरंसाइं इत्थ खडाइं,
लक्खस्स य परिहीए, तप्पायगुणे य हुंतेव ॥ ६ ॥
विक्खंभवग्गदहगुण-करणी वट्टस्स परिरओ होइ,
विक्खंभपायगुणिओ, परिरओ तस्स गणियपयं ॥ ७ ॥
परिही तिलक्ख-सोलस-सहस्स दो य सय सत्तवीसहिया,
कोसतिगट्ठावीसं, धणुसय तेरंगुलद्धहियं ॥ ८ ॥
सत्तेव य कोडिसया, णउआ छप्पन्न सयसहस्साइं,
चउणउयं च सहस्सा, सयं दिवड्ढं च साहीयं ॥९॥
गाउयमेगं पनरस-धणुसया तह धणूणि पन्नरस,
सट्ठि च अंगुलाइं, जंबूदीवस्स गणियपयं ॥ १० ॥
भरहाइ सत्त वासा, वियड्ढ चउ चउरतिस वट्टियरे,
सोलस वक्खारगिरी, दो चित्त-विचित्त दो जमगा॥११॥
दोसय कणयगिरीणं, चउ गयदंता य तह सुमेरू अ,
छ वासहरा पिंडे, एगुणसत्तरि सया दुन्नी ॥ १२ ॥
सोलसवक्खारेसु, चउ चउ कूडा य हुंति पत्तेयं,
सोमणस गधमायण, सत्तट्ठ य रुप्पिमहहिमवे ॥१३॥
चउतीसवियड्ढेसु, विज्जुप्पहनिसढनीलवंतेसु,
तह मालवंत-सुरगिरि, नव नव कूडाइं पत्तेयं ॥१४॥

हिमसिहरिसु इक्कारस, इय इगसट्ठीगिरीसु कूडाणं,
एगत्ते सव्वधणं, सय चउरो सत्तसट्ठी य ॥१५॥
चउ सत्त-अठ्ठ-नवगे-गारसकूडेहि गुणह जहसंखं,
सोलस दुदु-गुणयालं, दुवे य सगसट्ठि सय चउरो ॥१६॥
चउतीसुं विजएसुं, उसुकूडा अट्ठ मेरुजंबुम्मि,
अठ्ठ य देवकुराए, हरिकूड—हरिस्सहे सठ्ठी ॥ १७ ॥
मागह वरदाम पभा-स तित्थ विजयेसु एरवयभरहे,
चउतीसा तिहि गुणिया, दुरुत्तरसयं तु तित्थाणं॥१८॥
विज्जाहर-अभिओगिय, सेढीओ दुन्नि दुन्नि वेयड्ढे,
इय चउगुण चउतीसा, छत्तीससयं तु सेढीण ॥१९॥
चक्कीजेअव्वाइं, विजयाइं इत्थ हुंति चउतीसा,
महदह छप्पउमाई, कुरूसु दसगंति सोलसगं ॥ २० ॥
गंगा सिंधू रत्ता, रत्तवई चउ नईओ पत्तेय,
चउदसहि सहस्सेहि, समग वच्चति जलहिम्मि ॥२१॥
एवं अब्भितरिया, चउरो पुण अट्ठवीससहस्सेहि,
पुणरवि छप्पन्नेहिं, सहस्सेहि जंति चउ सलिला॥२२॥
कुरुमज्झे चउरासी—सहस्साइं तह य विजयसोलससु,
बत्तीसाण नईण, चउदससहस्साइ पत्तेअं(य) ॥२३॥
चउदससहस्सगुणिया,अडतीस नइओ विजयमज्झिल्ला,
सीओयाए निवड—ति तहय सीयाइं एमेव ॥२४॥

सीया सीओयावि य, वत्तीससहस्सपंचलरकेहिं,
सव्वे चउदसलरका, छप्पन्नसहस्स मेलविया ॥२५॥

छज्जोयणे सकोसे, गंगासिंधूण विरथरो मूले,
दसगुणिओ पज्जंते, इय दुदु गुणणेण सेसाणं ॥२६॥

जोयणसयमुच्चिट्ठा, कणयमया सिहरिचुल्लहिमवंता;
रुप्पि महाहिमवंता, दुसउच्चा रुप्पकणयमया ॥२७॥

चत्तारि जोयणसए उच्चिट्ठो निसढ नीलवंतो अ;
निसढो तवणिज्जमओ, वेरुलिओ नीलवतगिरी॥२८॥

सव्वेवि पव्वयवरा, समयरिकत्तम्मि मदरविहूणा,
धरणितले उवगाढा, उस्सेहचउत्थभायंमि ॥ २९ ॥

खंडाईगाहाहि, दसहि दारेहि जबुदीवस्स,
संघयणी सम्मत्ता, रइया हरिभद्दसूरीहि ॥ ३० ॥

